# વિદ્યાલક્ષ્મી.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર

અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ

પરસનલ આસીસ્ટંટ દીવાન. રાધનપૂર.



અમદાવાદ

કારંજમાં "ગુજરાત ગેઝેટ પ્રેસ"માં

પંડ્યા છગનલાલ ગીરધરલાલે છાપ્યું.

સંવત ૧૯૪૪ ——સન ૧૮૮૮.



કિમ્મત એક રૂપીઓ.

# પ્રસ્તાવના.



સ્ત્રીવર્ગને વધારે ઉપયોગી થાય એવા હેતુથી આ વારતા લખી છે, એટલાજ માટે તેની ભાષા-રચના તેમને સમજાય એવી રાખી છે; અને તેમાં એટલે સુધી આશા બાંધીછે કે લખતાં વાંચતાં શીખેલ સ્ત્રીઓપણ તે સમજી શકે.

એ ધારવું ખરૂં ઠરે, સ્ત્રીવર્ગને આ પુસ્તક પસંદ પડે, અને તેમને તેથી કંઇ પણ સુબોધ મળે તો લખવાનો હેતુ પાર પડ્યો કહેવાય.

શ્રમતો એવીજ આશાથી કર્યો છે; પછી વિદ્વાન વર્ગ તેને માટે જે અભિપ્રાય બાંધે તે ખરો.

રાધનપુર સંવત ૧૯૪૪<br>
કાર્તીક શુદ ૬ શનીવાર

નમ્ર સેવક, લખનાર.

# અર્પણ પત્રિકા.

## ખુદાવીંદ ન્યામત જનાબ નાદેઅલીખાનજી સાહેબ.

સમજણુની સાથેજ ઉત્પન્ન થએલી, અને વયની સાથે વૃદ્ધિ પામે જતી આપની મહારા ઉપરની મેહેરબાનીના એક ફળરૂપ આ પુસ્તક પણુ છે; અને તેથી તે આપનેજ અર્પણુ કરી આપની તાબેદારીમાં મારૂં નામપુસ્તક સાથે પેહેલેજ પાને જોડતાં હું અતિ આનંદ પામું છું.

રાધનપુર સંવત ૧૯૪૪
કાર્તીક શુદ ૬ શનીવાર.

નમ્ર સેવક.
અનંતપ્રસાદ ત્રીકમલાલવૈશ્નવ.



## શ્રીમતેરામાનુજાયનમઃ

## પ્રકરણ ૧ લું.

### ભુજંગી છંદ.

ભણેલી, ગણેલી, પુરી સુધરેલી,
ઠરેલી, રૂડા કુળમાં ઉછરેલી;
કુમારી સુચાલી, યશાળી, રૂપાળી,
પુરી પુન્યશાળી સખી સંગ ભાળી. ૧

સુજ્ઞ વાંચનારે તો મારા ભણી જોયું. પોતાનું મન મને સોંપ્યું. હવે હું તેને ક્યાં લઇ જાઊં? શરૂવાત અને શુકન તો સારાંજ થવાં જોઇએ. મુંબઇમાં ચરનીરોડના સ્ટેશન પાસે બેકએ ઉપર સંધ્યાકાળનો ફેરો કોઇને અણગમતો નહીં થાય. કારણ તેની એક બાજુ સમુદ્રની ગર્જના—તેનાં મોજાંઓનું ઊઠવું અને શમવું—તેની છોળોનું ઉપરા ઉપર આવવું—અને કીનારાપર ધશી હશીને પાછું જવું—કુદરતી ગમ્મત આપે છે. અને તેથી ભોળાઈને કેટલાકો તેને નમે છે, પુજે છે, સ્તુતી કરે છે, અને ભેટો ધરે છે. બીજી ગમ અગ્નિદેવના રથોની દોડધામ—ગર્જના—અને તેની સાથેના લશ્કરની ચઢઊતર—મનુષ્યકૃત ગંમત આપે છે. ત્રીજી તરફ ગીરીરાજ વાલકેશ્વર જમીન તથા દરીયા વચ્ચેના સીમાડાના ખૂંટની પેઠે ઉભા છે તે જાણે આપણા આ પહેલા પડદાનો છેડો—આપણી ધારેલ ભૂમીનું

અસીસું છે. અને ચોથી ગમ હીરાઓનુ તોરણ બાંધ્યું હોય એવી સંધ્યા પડયા પુંઠે દીવાઓની હાર દેખાય છે તે જાણે તેનું બારણું છે. ઉપર જુવો તો નિર્મળ આકાશમાં રંગ બેરંગી અને વિધવિધ ઘાટ કદનાં વાદળ શોભી રહે છે ત્યારે નિચે પૃથ્વીપર જુવો તો સ્વચ્છ સુંદર રસ્તા—નાંના માંડવા, અને તખતાઓ ઉપર અનેક ક્રીડા કરતાં ભીન્ન ભીન્ન પોશાક,—ઉમર,—સ્થિતિ,—અને સ્વરૂપનાં મનુષ્યોનો સુંદર મેળાવડો હરખાતો નજરે પડે છે. ગાડીયો, એક્કા, ઘોડા. મીઆંનો અને એવાં બીજાં વાહનોની આવજા અને તેમાં થતી ચઢઉતર એ વળી એક બાજૂએ જૂદીજ રમુજ આપે છે.

આ પ્રમાણેની નિર્મળ સ્વચ્છ હવાની મીજબાની—મુંબઈ શહેરનો શાન્ત, સુઘડ, મેળો—એ અમારો પહેલો પડદો છે. સંકડો માણસ તેમાં આવી ચૂકયા છે. કોઇ ઉભા છે. કોઇ બેઠા છે, કોઇ ફરે છે, કોઇ દોડે છે, પણ તેમાંના એકનું આપણે કામ નથી. ત્યારે કોનું કામ છે? એમ પ્રશ્ન થતાંજ ચરનીરોડના સ્ટેશન ભણીથી એક સુંદર લેન્ડો સપાટાબંધ આવતી જણાઇ. "બાજુ બાજૂ" કરતા સહુને ખસેડી પગે ફરવાની સડકના દરવાજા આગળ આવીને અટકી. તેનો બહારનો દેખાવજ એવો ભવ્ય હતો કે તે અંદર કોણ છે તે જાણવાને લલચાવે. આસપાસ ઉભેલાઓનું અંતઃકરણ તેને જોડેલી સુંદર કાઠીયાવાડી-નીલારંગની સરખા કદની—,સમાન સ્વરૂપ અને બળવાળી—ઘોડીયો જોવામાંજ રોકાઇ રહ્યું હતું. "અહા કેવી સુંદર જોડી છે!" એ શબ્દો મોંમાજ હતા ને પછવાડેના માણસે ઉતરી લેન્ડોનું બારણું ઉઘાડયું, અને અંદર નજર પહોચતા એજ શબ્દો જાણે બાહારના પ્રાણી માટે નહી પરંતુ અંદરના બે આત્મા માટે બોલાયા હોય એમ લાગ્યું. બંનેને તે લાગુ પડ્યા. પણ બે જોડીયોમાં તફાવત હતો. બાહારની જોડીમાં તો બેઉ ઘોડીયો સરખીજ હતી, પણ અંદરની બે બાળાઓ તો "ગંગા જમની" હતી. ઉમરમાં તો બેઉ સરખી હતી પણ ઘાટમાં એક જરા જાડી અને મજબુત ગણાય, ત્યારે બીજી જરા પાતળી અને નાજુક કહેવાય. રંગમાં એક ઘઉવરણી લેખાય, ત્યારે બીજી ગુલાબી ગોરી કહેવાય. એકનું મોં જરા ઠેરસાદાર અને ચપળ હતું ત્યારે બીજીનું મોં મીઠડું અને ગંભીર હતું. પોશાકમાં પણ તેવોજ તફાવત હતો. બંન્નેની સાડીયો ફુલ

ગુલાબી—પણ તેમાં પહેલીને છેડે રેશમી ફીત હતી ત્યારે બીજીને છેડે કલાબતુની પટી હતી. બન્નેના કબજા પોપટીયા રંગનાં છેક અંગથી કસકસતા નહી પણ અંગ્રેજી કટના વાંકી બાંહેના હતા; તેમાં પણ જેમ સુતરૂ રેશમીનો તફાવત હતો તેમ પગની સપાટપરના ભરતમાં પણ ઊન રેશમનો તફાવત હતો. આભૂષણતો એકેના અંગપર ઝાઝાં નહોતાં, પણ પહેલીના હાથમાં જ્યારે તારામંડળવાળી કાચની બંગડીયો ચમકતી હતી ત્યારે બીજીના હાથમાં હીરાઓ જડેલી સોનાની બંગડીયો પ્રકાશતી હતી. પહેલીના ગળામાંનો મોતીનો આખો છડો બીજીના છડાના મોટાં ગોળ સુફેદ પાણીદાર મોતીની એક હારની બરાબર પણ ન આવે. સામટી રીતે બન્નેને સાથે સરખાવતાં એમજ લાગે કે જાણે બીજીની ખરી ખૂબી સમજાવવાને પહેલીને પડછા સારૂ તેની સાથે રાખી હતી. ચપળ કરતાં ગંભીર, મજબુત કદાવર કરતાં નાજુક સુકુમાર બાળા કેવી વધારે રૂપાળી જણાય છે—સાધારણ માણસનું ફરજંદ અને શ્રીમંતનું સંતાન મુખાકૃતી ઉપરથીજ કેવી રીતે વર્તાય છે એ સમજવાને આવી જોડ ભાગ્યેજ ગોતી મળે. આ પ્રમાણે પ્રભુએ તેમની બાહારની હાલતમાં જે તફાવત રાખ્યો હતો તેમનું વાજબીપણું તેમની અંદરની બાબત તપાસ્યાથી સમજાય એમ હતું. કારણ જો કે બંને એ વિદ્યા હુન્નર સાથેજ શીખવાનું શરૂ અને પુરૂં કર્યું હતું તોપણ તેમાં શ્રીમંતનો નંબર શ્રીમંત અને સામાન્યનો નંબર સામાન્ય રહેતો. અને જ્ઞાન બુદ્ધિ તથા સદગુણોમાં પણ એવોજ તફાવત હતો.

શ્રીમંતનુ નામ "વિદ્યાલક્ષ્મી" અને સામાન્યનું નામ "વિમળાગૌરી," જેમ એકજ રાશી ઉપર હતું તેમ તેમના સ્વભાવ પણ એવા એક સરખા હતા કે જાણે તેઓ એક શરીરના બે ભાગ હોય! વિદ્યા વિમળાને બાળકપણથી એટલું ચાહતી હતી કે તેના વિના તે ઘડી ન રહી શકતી અને વિમળાનાં ગરીબ માબાપે પણ શેરડીવાંસે એરંડો પાણ સુધરશે એમ જાણી તેને વિદ્યાને ઘેરજ ઊછરવા દીધી હતી. વિદ્યાનાં માબાપ તેને પોતાની પુત્રી સમાન ચ્હાતાં હતાં અને પ્રભુની ચાહત પણ તેમનો સ્નેહ સદૈવ નિભાવવાનીજ હતી, એટલે એવુંજ થયું કે પાંચ વર્ષનાં "એકડેએકોથી" તેઓ સાથે થયાં તે પંદર વર્ષે તેમણે અભ્યાસ પૂરો કર્યો ત્યાં સુધી તેઓ જુદાં પડયાંજ

નહીં. એવી એકે પરીક્ષા ન થઇ કે જેમાં તેઓએ બંન્નેએ પાસ થઇ ઇનામ ન મેળવ્યું, અને એવો દીવસ નહોતો ઊગ્યો કે જેમાં તેઓ મળ્યા વિના રહ્યાં. જેમ એક ટ્રેનમાં જોડેલી બે ગાડીયો સાથે ચાલી મુસાફ્રી પુરી કરે તેમ આ બે બાળાઓએ પોતાની શાળાની સફર સાથેજ શરૂ અને સાથેજ પુરી કરી મેટ્રીક્યુલેશનની પરીક્ષા તેઓ તરી ચૂક્યાં અને એટલીજ વાત તેમના સસ્કૃત ગુજરાતી તથા ઈંગ્રેજી જ્ઞાન જાણવાને માટે બસ થશે, પણ તે શીવાય તેઓ કંઇ હુન્નર શીખ્યાં હતાં ?

તેમના પોશાક ઉપર ફરીથી નજર કરી લ્યો એટલે કહું કે તેમાં રંગવા, ભરવા, શીવવા, અને વેતરવાનું, જે જે કામ દીસતું હતું, તે તેમનું હસ્તભૂત હતું. એવું સુંદર કામ, અને તે એટલી સંપૂર્ણ હાલતમાં હતું, કે આટલુંજ કહેવાથી જોનાર તે સાચું ન માને. પણ જ્યારે તે જાણે કે તેમની સાત વર્ષની મહેનતે—અભ્યાસે—અનુભવે તેમને એ શીખવ્યું છે, ત્યારે તે સંભવિત મનાય. ઢીંગલીયોનાં લુગડાં શીવતાં શીવતાં પોતાનાં હલકાં લુગડાં પ્રથમ બગાડતાં, ને પછી સાધારણ શીવતાં શીખ્યાં; અને તેમાંથી શાણી ભડમના શીક્ષણે તેમને ઉત્તમ શીવનાર બનાવ્યાં. બાળકપણથીજ તેમનામાં એ ટેવ સ્વાભાવિક હતી કે જે કંઇ તેમના જોવામાં આવે તે કેમ થાય છે તે ઉપર ધ્યાન આપવું. ઘરમાં રસોઈ થાય ત્યારે, દરજી શીવવા બેસે ત્યારે, માળા નિચે કારખાનામાં ફીતનું—કલાબતુનું—ઝીકનું—કામ થતું હોય ત્યારે, ને સામો રંગરેજ પોતાની દુકાન ઉપર રંગતો હોય ત્યારે, તેઓ તેમની પાસે જઇ બેસે; તેમાં જીવ ઘાલે; તેને અનેક પ્રશ્ન પુછે, ને પછી પોતે તેમ કરવાની કોશીશ કરે. વિદ્યાનાં શ્રીમંત અને સમજુ માબાપ તેમને તે શીખવાની બધી સોય કરી આપે ને તેમાં બંને સહીયો તેવાજ શ્રમ અને ખંતથી મંડે. આ પ્રમાણે સાધારણ શીવવું, ગુંથવું, ભરવું, વેતરવું, રંગવું, રાંધવું, એતો તેમણે નિશાળના અભ્યાસ સાથે ઘરનાં દરજી—અને પડોશના રંગરેજ—કારખાનાના માણસ—અને પોતાની મા તથા રસોઇયા—પાસેથી શીખ્યાં. બેખું તો સાંજ ઘડાયું. અને તે જ્ઞાનપર પછી જ્યારે ડાહી યુરોપીયન શીક્ષકે કારીગરી આપી ત્યારે તેઓ નમૂનારૂપ નિવડ્યાં. ત્રણ વર્ષ થયાં તો તેમનો એ-

વો નિયમ હતો કે બની શકે ત્યાં સુધી તેમણે બીજાનું કરેલું કંઇ કામમાં લેવું નહીં. અને તેથી તેમને દરેક હુન્નર બરાબર હાથ બેઠો હતો. ઘરમાં જે દીવસ તહેવાર હોય તે દીવસ સ્કુલમાં પણ મોટે ભાગે રજા હોય; ને તેથી પોતે રાંધવા ન્હાવું, રાંધવામાં સામીલ થાવું; અને હાલમાં બે વર્ષથી તો સારૂ ભોજન પોતેજ રાંધવું એવો નિયમ કર્યો હતો. વચમાં બે મહીના મહાબળેશ્વર જઈ આવ્યાં. વિમળા પણ સાથે હતી. ત્યાં માળી પાસેથી વાડીનું કામ શીખ્યાં. ગજરા, હાર, કલગી કરતાં આવડ્યાં. અને તે જ્ઞાનમાં તેમણે મુંબઇ આવી ઘણોજ સુધારો અને વધારો કર્યો; જેના નમુના તરીકે આ વખત તેમના હાથના ગુંથેલા ગજરા તેમના અંબોડાપર મોજુદ હતા. તેમનું મન જાણે સફેદ કપડું હતું કે જેના ઉપર હરેક હુન્નરનો રંગ સદ્ય ચઢી જતો!! દેશી ગાયન તો વિદ્યાના પિતા નિત્ય રાતે ગવૈયાનું ગાયન સાંભળતા એટલે વગર શીખે આવડયું હતું. પણ પરદેશી યુરોપીઅન ગાયન પણ તેઓ પોતાની શીક્ષક પાસેથી શીખ્યાં હતાં. પીઆનો અને સારંગી બંનેપર તેમણે ધ્યાન આપ્યું હતું, પણ તેમાં સારા શીક્ષણના તફાવતને લીધે પીઆનો વધારે હાથ બેઠો હતો. ટુંકામાં કહી દઈએ તો પાંચથી પંદર વર્ષ સુધીમાં તેમનું તન અને મન રાતના સાત કલાક માત્ર સુવા વખતજ નિરૂદ્યમી રહેતું તેથી, વિદ્યાનાં સમજુ તથા ઉદાર દીલનાં માબાપને એકજ લાડકી પુત્રી હતી એટલે તેને કેળવવા માટે પોતાનું તન મન અને ધન હતું તેથી બન્યુ તેટલુ કર્યું, અને જાતમાં પણ બુદ્ધિ તથા ખંત હોવાને લીધે–વિદ્યા ઉમરના પ્રમાણમાં ઘણુંજ શીખી હતી. જે શીખી હતી તે સંપૂર્ણ–વખણાય એવુંજ શીખી હતી; અને તેનાથી એક કદમ દુર પરંતુ વિમળા પણ બરાબર તેની સાથેજ ચાલી આવી હતી.

પંદર વર્ષ પુરાં થયાં. મેટ્રીક્યુલેશનમાં પાસ થયાં, એટલે શીખવાનો મોટો ભાગ—શાળામાં જવું બંધ થયું. હજી તેમને શીખેતો ઘણું શીખવાનું હતું, તેમનામાં ઘણું જ્ઞાન સમાય તેમ હતું. પણ તે તેમનાં માબાપે અટકાવ્યું. તેમાં કાંઇ તેમણે ભૂલ કરી નહોતી. કારણ જે કંઈ તેમનામાં ભર્યું હતું તે તેમને સંસાર સાગરમાં પડવાને—વહુ તરીકે વર્તવાને માટે પુરતું હતું. અને તે પુરતું ગણી

તેમનો જે અભ્યાસ અટકાવ્યો તેનું ખાસ-ખરૂં કારણ-આ ગરમ દેશમાં-નાતજાતના પ્રસંગમાં-તેમને એથી વધારે વખત પીયરમાં રાખવાની તેમની હીંમત ચાલી નહીં. ત્યારે તેમને ક્યાં મોકલવી એ વિશે શું કંઇ નક્કી થયું હતું ?

વિમળાને માટે તો તેમ હતું. તે પરણી તે પણ હતી. પરંતુ તેનો વર પુના કોલેજમાં ભણતો હતો અને તે પોતે પણ ભણતી હતી; તેથી હજી તેને સાસરે રહેવા મોકલી કે તેડાવી નહોતી. તે તો હવે ત્યાં જશે. એમાંતો કંઈ મોટી પંચાત નહોતી. પણ વિદ્યાનું શું?

તે હજી કુંવારી હતી. તેને માટે વરની શોધ ચાલતી હતી, જૂદા જૂદા દેશાવરમાં કાગળો લખાયા હતા નેં મુંબઇમાં પણ તજવીજ શરૂ થઈ હતી. નાત-વિદ્યા.-વય-અને સદ્‌ગુણ ચાર વાત તો અવશ્ય મનમાંનતી જોઇએ. તે તુરત મળી શકે તેમ નહોતું. કારણ એવડો અને એવો કુંવારો તો ક્યાંથી મળે ? પણ રાંડેલો મળશે એમ આશા હતી. આ આશા તો તેનાં માબાપને હતી. તેઓ તે વિશેની તજવીજમાં હતાં ને તેમણેજ વિદ્યાને ભણતી અટકાવી હતી. પણ વિદ્યા પણ જ્યારે ભણતી અટકી, સ્કુલમાંજ છ કલાક, અને તેનું લેસન કરવા માટે બીજા બે ત્રણ કલાક જતા, તે બધા બચ્યા; મન પાસ થવાને લેસન યાદ કરવા સમજવામાં રોકાએલું રહેતું તે નવરૂં થયું; કુંવારી અથવા ભણતી કન્યાઓની સોબત મટી; અને પરણેલી સખીયો તેને નવરી જાણી વધારે મળવા લાગી; એટલે તેણે હવે તનથી તો નહીં પણ મનથી નવો અભ્યાસ માંડ્યો. તેને સંસાર સાગરમાં એકલું પડવાનું નથી એતો તે ઘણી મુદતથી સમજી હતી. તેરમું વર્ષ બેઠા પછી બીજી રીતે પણ તેને એવો સંસાર સાગરનો સાથી જોઇએ એમ સમજાયું હતું પણ તે વિચાર બીજ રૂપજ હતો. એ બીજ મનના એક ખૂણામાં પડયું હતું હવે જ્યારે તેમાં નવરાશના વિચારોથી સિંચન થવા લાગ્યું, અને સખીયોના અનુભવની વાતોરૂપી ખાતર મળવા લાગ્યું એટલે તે દૃઢ થયું. બહાર નીકળવા માંડયું અને આજના પ્રસંગે તેમાં અંકુર ફુટયા કરતા હતા. આજસુધીમાં તેને હવે જલદીથી સોબતી જોઇએ એમ તો જણાઇ ચૂક્યું હતું પણ તેનામાં બુદ્ધિ હતી. બહુ માણસોનાં વૃતાન્તનો તેને અનુભવ હતો તેથી તે સમજી ચૂકી હતી

કે ઉતાવળનું કામ નથી. તેનાં માબાપ એજ તજવીજમાં છે એ તેના જાણવા બહાર નહોતું. તેમણે તેને એક શાળામાંથી કહાડી છે તે હવે જલદીથી બીજીમાં નાંખવા માટેજ. "પણ તેઓ ક્યાં નાં-ખશે? કોની સાથે નાંખશે? જેણે આજ સુધી મારે માટે આટલો બધો શ્રમ કર્યો છે તે કેમ કચાશ રાખશે? સારૂંજ કરશે. યોગ્યજ જોડ ગોતશે. પણ તેમને પસંદ પડશે? પડે કે ન પડે, કંઇએ વા-તમાં મારાથી દેશાચાલ પ્રમાણે બોલાય? મને પોતાનેજ પસંદ ક-રવાનું સોંપે તે કેવું? પણ હું તો ક્યાં ગોતું? કંઇ એનું બજાર ભરાય છે કે ત્યાં જઇ શોધી લાવું? ને તેમ થતું હોય તોપણ હું બાળક—એ વિષયમાં અજ્ઞાન છું. કોઇ ધૂતારો કાગડો મને હંસના પોશાકમાં ઠગે તો? કોઇ વ્યભિચારી વિદ્વાન મને પોતાની વિદ્યાથી આંધળી કરી પછી શોખના સંતાપમાં ફેંકે, કોઇ દુર્વ્યસની ડાહ્યો મોઢે મ્હોટી વાતો કરી મને પછી રોજ નીશામાં લાતો મારે તો? નહીં એ બજારમાં ખરીદી તો મારાં માબાપેજ કરવી. તેઓનો વ-ધારે અનુભવ આ વિષયમાં મારે માટે વધારે કામનો થશે. દુનિયા-માં રગડાએલાં માણસોની પસંદગીનેજ ભોમીયો દુનીયાંમાં પડવા માટે લેવો જોઇએ" આ વિચારથી—આ નિશ્ચયથી તે તેનાં માબાપના પ્રયાસના અંતની વાટ આતુરતાથી જોતી હતી તેમાં એક તોફાન થયું.

ગુજરાતી સ્ત્રી વર્ગમાં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં આ બે બાળાઓ પહેલીજ પાસ થઇ હતી તેથી તેમને વિશેષ માન આપવાને તેમ-નીજ શાળામાં એક ગુજરાતી વર્ગ તરફથી આજે મેળાવડો થયો હતો. ઘણા ગ્રહસ્થો તેમાં હાજર થયા હતા પણ તેમણે સભાપતીની કુરશી એક ચોવીશ વર્ષના બી. એ. ને દીધી હતી. તે રૂપે વિદ્યા-એ અને દરજાએ એ માનને યોગ્યજ હતો પણ આજે તેણે આ બાળાઓને સંસારમાં પડતાં ભોમીયારૂપ જે શીખામણ દીધી હતી તે શીખામણે, તેના ભાષણે, તેની યોગ્યતા વિશેષ સિદ્ધ કરી હતી. અને તેમાં પણ જેમને સારૂ એ ઉપદેશ હતો. તેમને તો એથી ય-થાર્થ અસર થઇ હતી. તેમાં વળી વિદ્યા સહુથી વધારે સમજણી હતી અને તેથી તેના ઉપર તે જાદુજ હતું. તેણે એક ધ્યાનથી એ ભાષણ સાંભળ્યું. કે તેના મનમાં તર્ક વિતર્ક થયા "હા એ બરાબર માર્ગ બતાવે છે. એના બતાવવા મુજબજ અમારે વર્તવું જોઇએ.

એ સંસારસાગરનો ઉત્તમ ભોમીયો છે. મારે એહવોજ ભોમીયો જો-ઇએ." આ તર્ક થવા સાથે તેનુ મન ખસ્યું. ભાષણના વિષયને મૂકી તેની જાત તરફ વળ્યું. પ્રથમતો તે એક સહજ અટકચાળા રૂપ હતું પણ તે અટકચાળું વધારે વિચારતાં ભારે પડયું, હા. વિ-દ્યામાં જ્ઞાનમાં પણ આહવોજ ! વયે પણ આવડોજ ! રૂપમાં પણ આહવોજ !!" અત્યાર સુધી તેણે આવા વિચાર કરીને કોઇપણ પુ-રૂષ ભણી જોયું નહોતું. તેની આંખરૂપી કેમેરા આવી રીતે તેયાર કરી કદી કોઇ તરફ ઉઘાડી નહોતી. આ તેનું પ્રથમ કૃત્યજ હતું. પણ તેમાં તેની છબી પડી ગઇ. તેના મનરૂપી દેવળમાં દેવ સ્થાપ-વાને અનેક પ્રકારના તર્કવિતર્કવાળાં વાખ્યાન ચાલતાં હતાં પણ તે અઘાપી. ક્રીસ્ચીયનના દેવળ જેવું પવિત્ર ખાલી અંતઃકરણ હતું. હવે તેમાં એક મૂર્તિ દેખાઇ. આ વિદ્યાશાળાની સાતવર્ષ ભક્તી ક-રી તેણેજ તેને આ છેવટની મુલાકાત વખત શું એ ભેટ આપી? એજ મૂર્તિ તેણે પોતાંના પવિત્ર મંદિરમાં સ્થાપવી? તેનીજ સદૈવ સેવા કરવી? એ નિશ્ચય કરવો, એમજ ઠરાવવું, અને છેવટ તેનેજ સ્થાપવી એ કંઇ સહજ કામ નહોતું. એ મૂર્તિમાન્ દેવને પ્રસંન કરવો એ જેમ સહજ નહોતું તેમ પોતે એક ધર્મમાંથી બીજા ધર્મમાં નિત્યને માટે જવું, તે પણ અધુરા વિચારે કરવા જેવું નહોતુ." આવા સંકલ્પ વિકલ્પ મનમાં ચાલતાજ હતા ને ભાષણ પુરૂં થયું. ઘણાં ઇનામો તેને મળ્યાં અને તેમાં એક નવા—તુરતજ છપાવેલા— પોતાનાજ લખેલા—જે વિષય ઉપર વાખ્યાન આપ્યું તેજ વિષયવા-ળા પુસ્તકની ભેટ, વાખ્યાન આપનાર તરફથી પણ મળી. બધા ઈ-નામ ઊપર તેજ પુસ્તક રહ્યું. શાળામાંથી ઘેર જતાંજ તે પુસ્તક હાથમાં લીધું અને વાંચવા માંડયું.

જ્યારે વિદ્યા કોઇ નવું પુસ્તકવાંચતી ત્યારે વિમળા પણ તેની સાથે તેના ભેગુંજ વાંચતી અથવા સાંભળતી. આ વખત પણ તેમજ થયું. પણ તેમાં વિદ્યાએ બહુ વિસામા ખાધા. વિમળાને તેને સારૂ વારંવાર ખોટી થવું પડયું. પોણું પુસ્તક થયું ને વિદ્યાએ લાં-બો વિસામો ખાધો તેણે તે બંધ પણ કર્યું. ફરવા જવાનો વખત થયો તેથી એજવિસામામાં તેઓ ગાડીમાં બેઠાં. ગાડી ચાલીને વંચાણ પણ ચાલ્યું. રસ્તામાં વિદ્યાએ ઘણા—પણ ન્હાંના—વિસામા ખાધા. અને તે-

થીજ આપણે જોયું ત્યાં ગાડી આવીને ઊભી હતી તો પણ પુસ્તક પુરૂં થયું નહોતું. બારણું ઉઘાડીને નોકર ઉભોજ થઇ રહ્યો. પંદર મીનીટ ગઈ. પુસ્તક પુરૂં થયું. બંને ઉઠયાં. ને પોતાના નિત્યના દુર એકાંત સ્થળમાં આવેલા બેન્ચપર જઇ બેઠાં ત્યાં સુધી મુગાંજ રહ્યાં.

બીજી દસ મીનીટ ગઈ તો પણ વિદ્યા કંઇ બોલી નહીં. વિમળાનું ધ્યાંન તેની આ લાંબી ચુપકીએ ખેંચ્યું. "શા માટે આજ વિદ્યા બોલતી નથી?" જ્યારે જ્યારે કોઇ નવું પુસ્તક તેઓ વાંચતાં ત્યારે વિમળા માત્ર કથા ભાગ ગૃહણ કરતી પણ વિદ્યાતો તે શા ઉદ્દેશપર લખ્યું છે, તે કેટલે દરજ્જે પાર પડયો છે, તેમાં નવીનતા શી શી છે; એ પણ તે સાથે તપાસતી. અને તેથી વિદ્યા વિમળા સાથે પુસ્તક વાંચતાં હમેશાં પછાત પડતી. વિમળાને તેને સારૂ હમેશ ખોટી થવું પડતું. પણ એ ખોટી થવું તેને ભારે પડતું નહીં. કારણ વિદ્યા શું કામ અટકી એ વિશે જ્યારે તે તેને પૂછતી, ત્યારે વિદ્યા-પોતાના બુદ્ધિના પ્રભાવથી જે વિશેષ જ્ઞાન તે પુસ્તકરૂપી કુવામાંથી કાઢતી તે પોતા જેટલુંજ વિમળાને પણ પાતી પોતાને જે જણાતું તે તેને બતાવતી અને તેથી વિમળા વધારે જાણતી. "આજનું પુસ્તક તો ઘણું સરલ હતું તોપણ વિદ્યા કેમ ઠામઠામ અચકી? આવા લાંબા વિસામાનો તેણે કદી નહોતા ખાધા; કંઈ ફીકર નહીં. પુસ્તક પુરૂં કયા પછી એક સામટુંજ પુછીશ. તે પુછવાનો વખત આવ્યો. વળી વિદ્યાની મુખાકૃતિ, તેની વિચાર કરવાની ટપછેક ઊંડુ ઉતરી જવાની હીલચાલ જોઇ વિમળાને એમ પણ અનુમાન થયું હતું કે કદાચ તેનું અટકવું કંઇ બીજા કારણસર પણ હોય! તેનું મન બીજે પણ ભમતું હોય? તેથી નીરાંતેજ પુછવું એટલે જે હશે તે જણાશે. આ વિચાર પણ તેને આવ્યો હતો ને અદ્યાપી પર્યંત ન પુછ્યું તેનું કારણ એ પણ હતું.

વિમળાનું બીજું અનુમાનજ ખરૂં હતું. વિદ્યાના મનમાં જે મૂર્તિ ઊત્પન્ન થઈ હતી તેનું અંતઃકરણ તપાસવાને આ પુસ્તક સારૂં સાધન હતું. તે તેણે વાંચવા સાથે તપાસ્યું તેમ તેમ તેમાં તે વધારે ફસાતી ગઈ. તેને તેની પ્રીતિની ચીકાશ વધારેને વધારે ચોંટતી ગઇ. શું એ ચીકાશમાંજ તેણે ચોંટવું? શું એ મૂર્તીનાજ મોહમાં ફસાવું! શું તેને હૃદયમાં વસવાજ દેવી? સાહસ ન કરવું. પોતાનીજ બુદ્ધિ

ઉપર અમલ ન કરવો. ત્યારે કોની મદદ લેવી? વિમળાની બુદ્ધિની. આ વાત તેનેજ કહેવાય એવી હતી. તેને પણ કયમ કહેવાય? ન કહેવા જેવી તો નહોતી પણ તેને કહેવાની હીમત ચાલી નહીં. તેની જીભે એવી વાત કદી નહોતી કરી તેથી તે નવે રસ્તે જતાં એકદમ ઉપડી નહીં. તો શું ફિકર હતી.? વિમળાએજ પુછ્યું. તેણે તો પુસ્તકમાં વિશેષ જાણવા જેવું હશે એ વિચારથી પુછ્યું. "કેમ બેન! આ પુસ્તકમાં કંઇ વધારે મનન કરવા જેવું છે?" હતું પણ ખરૂં માટેજ તેણે આટલા વીસામા ખાધા હતા. પણ તે તો તેને પોતાનેજ લગતું, પોતાનાજ કામનું હતું. વિમળા ધારતી હતી તેવો લાભ તેને થવાનો નહોતો. હમેશની જ્ઞાન પીવાની ટેવથી તેણે આ પ્રશ્ન કર્યો પણ આ જે તે ઠગાવાની હતી. આજે તેને કંઈ જ્ઞાન–તેને પોતાના ઉપયોગમાં આવે એવું જ્ઞાન–મળવાનું નહોતું. છતાં તેને કહેવું? સલાહ લેવા માટે કહેવું તો જોઈએજ પણ જીભ નહોતી ઉપડતી" વિદ્યાના મનની આ સ્થિતિ હતી ત્યાં ફરી પ્રશ્ન થયો.

"કેમ બેન? મને તો સમજાવ હું પણ સાથે ભાગ લઉં."

એમ તે થાય? તે શી રીતે ભાગ લે? તેને હીસ્સેતો યોગ્ય વર મળી ચૂક્યો હતો. આમાંથી તેને ભાગ લેવાનો નહોતો. પણ હવે તો કંઇ જવાબ દેવોજ જોઈએ. બે પ્રશ્ન થઈ ગયા. ચૂપ રહે ઘડી થઇ ગઇ. સભ્યતાની–સ્નેહની–ખાતર, ધુંધવાતા વિચાર મનને મુંઝવતા હતા માટે તેમને બાહાર કાઢવા–તે બોલી. "તું મારી સાથે શી રીતે ભાગ લે? તારા ભાગ્યે તો જે આવવાનું હતું તે આવી ચૂક્યું."

વિમળાએ સરળ અર્થ કરી જવાબ દીધો "તે હું કબુલ કરૂંછું. પણ તારે હીસ્સે જે આવે તે મને પણ તેટલુંજ આપવાની તારી પરોપકાર વૃત્તીએ ટેવ પાડી છે. માટે માગુંછું."

ખરીવાત કહ્યાવિના કયમ ચાલશે? તેનેજ કહેવું. તેની સલાહ લેવી. તે પછી માબાપને પણ તેની સાથેજ કહેવરાવી પ્રયાસ કરવો. ઓસડજ તેની પાસે કરાવવું છે માટે રોગ ન છૂપાવવો. એમ ધારી તે બોલી "પણ આમાં તો મારે તારી મદદ માગવાની છે."

"એટલે શું?" વિમળા ન સમજી તેથી બોલી. શી રીતે સમજે? એટલું સમજી કે વાતનો વિષય જૂદો છે.

"આ પુસ્તક બનાનારને તું ઓળખે છે?" આમ કહેતાં તે

શરમાઇ ગઇ. તેણે નિચું–પુસ્તક સામું જોઇ આ પ્રશ્ન કર્યો ને તે-મજ નજર રાખી જવાબ સાંભળવા રોકાઇ.

વિમળા સમજી ગઈ. મુખાકૃતીના ફેરફારે તે સમજી છે તે ખરૂં છે એમ સિદ્ધ કર્યું. રોગ પારખ્યો. ભાષાતો ગુજરાતીજ હતી પણ તેનો વિષય સમજાયો, તેથી ઉત્તર મશ્કરીમાંજ દીધો.

"મારે તેને ઓળખીને શું કરવું હતું? મારે તેની ઓળખા-ણથી કામ નથી પણ તેના વિચારથી કામ છે" જરા હસતું મોં કરી જવાબ સાંભળવા તેના સામું તાકીને જોયું.

"હાસ્તો તારે તો જેને ઓળખવો જોઈતો હતો તેને ઓળખ્યો હવે બીજાને ઓળખીને શું કરવું છે?" વિદ્યા એથી વધારે કહી શકી નહીં. વિમળાને પોતાનો જવાબ ઉદ્ધતાઈ ભરેલો લાગ્યો તેથી તેણે રૂખ મરડી કહ્યું. "પથ્થરતો ગમે ત્યાં વેચાયો. પણ રત્નને માટે તો લાયક ઝવેરી શોધવોજ જોઇએ"

"પથ્થર છે કે રત્ન એતો ખરીદનારને પૂછવું જોઇએ." "હીરા મુખસેંના કહે લાખ હમારા મોલ." વિદ્યાએ જવાબ દીધો.

વિમળાએ પોતાની વાત ટુંકી કરી વિદ્યાની વાત કહાડવા કહ્યું "પાણી પીધા પછી ઘર પૂછવાની શી પંચાત? એતો થવાનું હતું તે તે થઈ ચૂક્યું. બાકી ત્હારૂં ધારવું મને પણ ઠીક લાગે છે. હું એની વધારે તજવીજ કરીશ. તારી મરજી હોય તો બાને પણ વાત કરૂં."

આડકાતરી રીતે વિદ્યાએ જવાબ દીધો "મારૂં મન આજે કેમ મુર્ખ થયું? સંસારમાં અનેક રસ્તા દેખાય છે તેમાં અમુકજ મ્હારો હોય તો ઠીક એમ કેમ માની લીધું?"

શંકાનું વિમળાએ નિવારણ કર્યું "પસંદ કરવા જોગ રસ્તો હોય તેજ પસંદ પડે. એમાં મુર્ખાઇ શાની?"

"પણ તેતો ઈશ્વર જાણે છે કે એજ માર્ગ સારો હશે કે નહીં. પછી તે ન ઠરે તો નાહક હવાનો મ્હેલ બાંધી પાડવા જેટલું દુઃખ થશે એ હું જાણું છું છતાં મન ત્યાંજ અટક્યું છે. લે બેન! ખરી વાત કહી." હવે વિદ્યાને જરા નિરાંત વળી. માંડ માંડ તેણે આ વાત કહી, પણ આખર કહી. પોતાના તન જેવીજ સખી હતી માટે કહી. ને છેવટ તે બોલી "હવે તને ગમે તેમ કરય. દરદીને અને ગરજીને તો અક્કલ નથી રહેતી."

"પ્યારી કુમુદ એજ કદાચ ચંદ્ર હશે? દૈવી સંબંધ વિના કદી આકર્ષણ થાય નહીં. તારો વિચાર સ્તુતિપાત્ર છે. તારી પસંદગી સર્વોત્તમ છે. મારા મનમાંતો જાણે તે થઇ ચૂકી હોય એવી સંભવિત લાગે છે. ને એજ સૂચવે છે કે ફતેહ છે! તારા મનમાં જે હવાનો મ્હેલ દેખાય છે તે મને ખરો લાગે છે અને પ્રભુની કૃપાથી હું તે ખરો છે એમ સાબીત કરી આપીશ. ચાલ ઊઠય એમાં શું ક્યારની વિચારે છે!"

વિમળાનાં વાક્યોથી તેનામાં વધુ હીંમત આવી. તે ઊઠી. બંને બેનપણીયો થોડી આગળ ગઇ. બંનેના મનમાં એજ વિષયના વિચાર થતા હતા પણ તે એકદમ દબાઇ ગયા ને તેના ઉપર વળી એક નવીજ વાત ચઢી બેઠી.

"હે રામા હે નારાયણ!! અરે પ્રભુ!! પાણી!! પાણી!! પાણી!!!" આવા શબ્દો જમણી બાજુથી દરીયાની લહેરસાથે આવ્યા તે કાંનમાં પેઠાકે બંનેનાં મને આ વિચારને એકદમ અધવચ તજી તે શબ્દો ગ્રહણ કર્યા. દરીયા કાંઠે જેણી ગમથી આવાજ આવ્યો ત્યાં જોયું ને તે જોવા સાથેજ—જાણે નજરનાજ પ્રહારથી—એક માણસ—તે બોલનાર પુરૂષ ધબ દઇને નીચે પથરાઓ ઉપર પડયો. તેનાં હાથ પગ તણાવા તરફડવા લાગ્યાં ને મોંહે ફીણ આવ્યાં."

"અરે! આ શું? ખંમાં!! ખંમાં!! તેના પડવા સાથેજ આ શબ્દો વિદ્યાના મોંમાંથી નિકળ્યા. તે દોડતી તેની પાસે ગઈ; વિમમળા પણ વાંસે દોડી.

"બેનબા ધીમે! ધીમે! પથરાઓમાં દોડો છો તે ક્યાંક પડશો" નીગેહબાંની માટે રામો વાંસે દુર ચાલ્યો આવતો હતો તે બોલ્યો. તેના સાદથી તે સાથે છે એ વાત વિદ્યાને યાદ આવીને તેથી તેનોજ ઉપયોગ કર્યો.

"રામા દોડ! ગાડીમાંથી સુરાઈ લાવ્ય. દોડ્ય? શું જોઇ રહ્યો છે?" "આ પારકી બલા તે શું કામ વહોરતાં હશે?" એમ બડબડતો તે ગાડીભણી સુરાઇ લેવા ગયો.

વિદ્યાએ તેનું માથું પથરમાં ઘસાતું હતું તે પોતાના ખોળામાં લીધું. તોપણ હજી પીઠ છોલાતી હતી. વિમળા આવીજ પહોચી હતી તેને કહ્યું "જાતો બેન ગાડીમાંથી ગાદી લાવ્ય એની નીચે બીછા-

વીએ." વિમળા પણ દોડી ગઇ. વિદ્યા એકલી રહી તેને વિચાર આ-
વ્યો કે " દુખી બીચારો કોણ હશે? તેને હું કંઇ મદદ આપું" એમ
બોલી તેણે પોતાના ખીસામાંથી પાકીટ કહાડયું. તેમાં રોકડા રૂપી-
આતો બેજ હતા, પણ એક નોટ દસ રૂપીયાની હતી. રૂપીયા ખડ-
ખડશે તો પોતાનું દાન ચાવું થશે તેથી તેણે ગુપ્ત દાન કરવા નોટ
તેના ખીસામાં નાખવાનું કર્યું તેમાં તો એક કાગળ હતો "અરે!
આ શું! એથી કદાચ તેની સ્થિતિ સમજાશે" એ વિચારથી તેણે
તે કાગળ કહાડયો ને નોટ તેના ખીસામાં મૂકી. કાગળ ઉઘાડતાં
તેના ડોળપરથીતો તે બહુ મહત્વતા ભરેલો ન લાગ્યો પણ જેવી
તે વાંચવા જાય છે કે વિમળા તથા રામાને આવતાં દેખ્યાં. હવે
તેને યાદ આવ્યું કે તેણે આ સાહસ પણ ખોટું કર્યું. કોઈનો કાગળ
આવી રીતે ન લેવો તથા ન વાંચવો જોઇએ. તે ચૂકી પણ એ
ચૂક વિમળાને જણાવતાં તેની હીંમત ન ચાલી! કારણ એથી વળી
તેનું ગુપ્ત દાન પણ પ્રગટ થાય. ટુંક વખતમાં, એમજ
દુરસ્ત લાગ્યું કે કાગળ પોતાના પાકીટમાંજ મૂકવો એથી વિમળા
સમજશે કે નોટ તપાસીને પાછી મૂકી. પછીની વાત પછી."
તે મુજબ તેણે કર્યું. તેને કાગળ પાછો મૂકતાં જોઇ બંનેએ
ધાર્યું કે નોટ તપાસી પાછી મૂકી. રામાએ ગાદી બીછાવી, વિદ્યાએ
પાણી પાયું, વિમળા પોતાનો નાનો પંખો ઉઘાડી તેને પવન નાખવા
લાગી. વિદ્યા તેની આંખઆડા હાથ દઇ રહી. થોડી વાર થઈ, તે
તરફડનો બંધ થયો. શ્વાસ હેઠો બેઠો તેને પુષ્કળ પરસેવો છૂટયો
ને અંતે હોંશમાં આવ્યો. આંખ ઉઘાડતાં તે ભડકયો!! ફરી આં-
ખો ચોળીને ખાત્રી થઇ કે તે સાચુંજ જૂવે છે એટલે એકદમ
બેઠો થઇ ગયો. પરોપકારી વિદ્યા તથા વિમળાની તજવી-
જ જોઈ તે ગદગદ કંઠ થઇ ગયો. ઉપકારવૃત્તી જોઇ તેની આં-
ખમાં આંસું ભરાઇ આવ્યાં, ને વિદ્યાને પગે લાગ્યો, પોતાની નીચેથી
ગાદી ખંખેરી તેને આપતો બોલ્યો!! "ધન્ય મારી માવડીયો!!
ધ્યન છે તમારી જનેતાને!! આહા? આવાં પરોપકારી પણ હજી
કળીયુગમાં વસે છે! લ્યો માજી તમારી ગાદી!! મારાપર અતિકૃપા
થઇ!!" આટલું બોલતાં તે અચકયો પોતાનાં ભીનાં લૂગડાં, છીપેલી

ત્મા, તથા પાસેજ પડેલ સુરાઇ તથા ચાંદીના પ્યાલાથી તેને ખાત્રી થઈ કે તેણે પાણી પીધું. કોનું પાણી પીધું ? તે પીધા પછી પૂછવું શા કામનું ? તોપણ તેણે વચમાંજ પ્રશ્ન કર્યો. માજી આપ ન્યાતે ?

વિદ્યા હશી પડી, તેનો ધભરાટ સમજી ગઇ અને બોલી "ધભરાશોમાં અમે નાગર બ્રાહ્મણ છીએ તમે વટલ્યા નથી"

માંદા માણસને હવે સંપૂર્ણ નીરાંત થઇ. તે ઘણોજ રાજી થયો ને વિદ્યાનાં વખાણ કરેજ ગયો. વિદ્યાએ તેને અટકાવવા પૂછ્યું "કેમ ભાઈ ? તમે હવે સાજા થયા ?તમને શું થયું હતું ?

તેણે તો થોડું પૂછ્યાથી બધુંજ કહી દીધું "માજી હું ગીરનારો બ્રાહ્મણ છું અને મારૂં નામ નટવર છે. મારા શેઠ સાથે ફરવા આવ્યો હતો શેઠ પોતે કંઈ કાગળપર પેનસીલથી ખાનગી લખતા હતા ને તેમનો એક મીત્ર આવ્યો એટલે તેઓ તે કાગળ—આટલું બોલી તેણે ખીસું તપાસ્યું; ઉપરજ હાથ ફેરવ્યો, માંહે કાગળ હતો તેમ લાગ્યું. વિદ્યા બ્નીહી કે મારી ગુપ્ત વાત પ્રસિદ્ધ થશે પણ તેમ ન થયું. તે "હાછે !" એટલુંજ બોલી આગળ ચાલ્યો "મને આપ્યો ને પોતે તેની સાથે ગયા તે ગયા ને મને વાઈ આવી !"

"હાંહાં ! ત્યારે તમને વાઈનું દરદ હશે ? વિમળાએ પ્રશ્ન કર્યો."

હામાજી પણ બાર માસથી તે નરમ હતું. આજેજ થયું, પણ તે એવું અચાનકને એવી જગે કે જો તમે મ્હારી બ્હારે ન ધાયાં હોતતો મ્હારા પ્રાણજ જાત. ક્ષમા કરો માવડી !! આપે બહુ શ્ર લીધો હવે ખુશીથી પધારો પ્રભુ તમારૂં અખંડ કલ્યાણ કરો !!

વિદ્યાનું ચિત્ત કાગળમાં હતું હવે તે પાછો પણ કેમ અપાય ! તેમાં શું છે એ પણ કયમ જોવાય ? ઘેર જઇએ એટલે બધું સમજાશે; તેના કામનો હશે તો પછી પહોંચડાવી દઈશ એટલે મારૂં દાન પણ ગુપ્ત રહેશે, ને તેની કાગળની વાત પણ ગુપ્ત રહેશે. ખેર થનાર થયું ! "ભાઇ તમારૂં ઘર ક્યાં આવ્યું ?"

"કાલબાદેવી રોડપર માજી ! આપ સુખે પધારો. હવે હું મારે ધીમે ધીમે જઇશ. આપના પ્રતાપે મારામાં હીંમત આવી છે."

"ના એમ તે થાય" વિદ્યાએ માધુને કહ્યું "અલ્યા ગાડી આમ પાસે લાવો. આપણે કાળીકા માતાનાં દર્શન કરતાં ચાલ્યાં જઈશું ને આ ભાઇને તેને ઘેર ઉતારતાં જઇશું"

માધુએ વિમળાને ધીરેથી કહ્યું "બેન બાને સમજાવો કે એને હવે પડતો મૂકે એ વળી રસ્તામાં વધારે માંદો થશે તો પારકી પંચાત ક્યાં વીંઢાડશો ? વિદ્યા તે સમજીને બોલી "તું જ કહે છે કે ગાડીમાં હોવા છતાં માંદો પડે એવો છે તો તેને આવી વખતે આવી જગ્યાએ એકલો મૂકી જવાય ? તેમ થશે તો આપણે ઘેર રાખીશું ચાલ વ્હેલો થા.

ગાડીઆવી; નટવર ગાડીવાળા સાથેજ બેઠો ને વિદ્યા તથા વિમળા માંહે બેઠાં. મુંબઇની ગાડીયોની ઝડપનું શું કહેવું ? સપાટા બંધ સહુ સહુને સ્થાનકે પહોંચી ગયાં.



## પ્રકરણ ૨ જું

હોય કદીએ એજ, મનહરણી સગુણી સખી;
તોપણ તે મળશેજ, એક કેમ માનું નકી ?

ભૂલેશ્વર પાસે મનમોહનરાયનો માળો પ્રસિદ્ધ હતો. તેના બીજા મજલા ઉપરનું જે ખંડ રસ્તા ઉપર પડતું હતું, તે આખા માળાનું નાક હતું. કારણ શેઠની દુકાન ત્યાં હતી. બાર ઉપર બે વાગ્યા હતા. આ વખતે એક જવાન માણસ તેની છેલ્લી બારીમાં કુરશી નાખી બેઠો બેઠો નીચે આવતાં જતાં લોકો તરફ એકી નજરે જોઈ રહ્યા હતો. માથે સાદી કાળી મખમલની ટોપી; ધોળા કુડતા ઉપર સાદી ઝીણી બુટ્ટાની છીંટનું બાંડીયું; તથા સાદુ ધોળું પંચીયું, આ પ્રમાણેનો તે પોશાકે તો સાદો હતો; પણ દેખાવે ઘણો ભવ્ય હતો. તેની ચોવીશ વર્ષની વયને–તેના કદાવર મજબૂત ભરેલા શરીર ઉપરથી લોક ત્રીશ વર્ષની અટકળતા. અને તેના સુંદર સુકુમાર અવયવ, ગોરી ગુલાબી રંગત, તથા તેજસ્વી પ્રતાપવંત મુખાકૃતીથી તેને વગર ઓળખે શ્રીમંતનું સંતાન સમજતા. તેના રૂપમાં જેમ કોઇ રીતની ખામી નહોતી, તેમ તેના ગુણમાં પણ કોઇ વાતની એબ નહોતી. તેનું શરીર જેમ તનદુરસ્તીથી પુર્ણ હતું, તેમ તેનું મન જ્ઞાનથી પુર્ણ હતુ. બી. એ. માં તે પહેલે નંબરે પાસ થયો હતો ને તેમાં સંસ્કૃત તથા અંગ્રેજીનાં ઈનામ મેળવ્યાં હતાં. તે બે વર્ષથીજ વ્યાપાર ખેડવામાં પડયો વતો પણ તેમાં તેણે ઉત્તમ અનુભ-

વ પ્રાપ્ત કર્યો હતો. વિદ્યાના અભ્યાસમાં જેમ તે દરેક નિશાળીયાનો મિત્ર અને દરેક માસ્તરનો માનીતો હતો, તેમ વ્યાપારમાં તે દરેક ઘરાકનો દોસ્ત અને દરેક શેઠનો સ્નેહી હતો. તેની પ્રમાણિકતા તથા બુદ્ધિની કુશળતાનાં વખાણ થતાં, તેથી પણ વધારે વખાણ તેના સાદા તથા મીલનસાર, અને વળી હસમુખા, સ્વભાવનાં થતાં હતાં. આ દુકાનનો તે કુલ વહિવટ સ્વતંત્રતાથી કરતો હતો પણ તે કંઇ તેનો માલીક નહોતો. હર્ષદરાય–મનમોહનરાય શેઠનો ભાણેજ હતો. છેક બાળકપણમાં તે માબાપના રક્ષણ વિનાનો થવાથી મામામામીએજ તેને ઉછેરીને મ્હોટો કર્યો, ભણાવ્યો, ગણાવ્યો; અને તેના બદલામાં તે તેમની નોકરી–દુકાનનો વહિવટ–એવા ઉમંગ તથા શ્રમથી કરતો હતો, કે તેણે પોતાને સારૂ જેટલું, માંમાને ખરચ થએલ તેટલું તો પહેલાજ વર્ષમાં વાળી આપ્યું હતું. પણ તેનું સમજવું એવું હતું, કે જ્યાં સુધી તેનામાં જ્ઞાન અને બુદ્ધિ છે, ત્યાં સુધી તે જેના પ્રતાપથી મળ્યાં છે, વધ્યાં છે, ખીલ્યાં છે, તેનાજ ઉપયોગમાં આવવાં જોઇએ અને તેથીજ તે એટલાજ શ્રમ અને ઉમંગથી પોતાનું કામ કરે જતો હતો. ઘણોખરો વખત તેએ વિષયમાંજ ગાળતો પણ આ વખત તો તેનું મન નિચે જતા આવતા લોકોમાંજ હતું. દૃષ્ટિ રસ્તાપરથી જેવો એક સિપાઇ માળામાં પેઠો કે વળી તે દાદર તરફ ગઇ. એટલે દાદરપર થઇ તેજ સિપાઇ ઉપર આવ્યો. દૃષ્ટિ તેમાંજ હતી. સિપાઇમાં એવું શું હતું? કશું નહીં.

"ડીપ્યુટી સાહેબને સલામ કીયાહે ઓર યે કાગજ દીયાહે" આટલું બોલી તેણે એક સુફેદ ફુલીસકેપ કાગળ ઘડી કરેલો હર્ષદ ભણી ધર્યો; હર્ષદે કાગળ તેના સામા જઇને લીધો. એટલું બધું કાગળને માન આપ્યું, કોનો કાગળ હતો?

તેણે ઉઘાડયો ને બોલ્યો "વાહ! એવા હાથના આવા સારા અક્ષર હોવાજ જોઇએ. વાહ! મારાથી પણ સારા! તે કેટલે દરજે?" હશે કે નહીં, પણ આ વખત તો તેવા લાગ્યા. પણ તે કોના? હર્ષદે કાગળ ઉલટાવી છેડે જોયું. નામ ઠામ ન મળે! કવિતામાં છેડે શોધ્યું. પણ નામ ન મળે!! વાહ લખનાર-અરે બનાવનારની કેવી સાદાઇ!! પણ તેને તો આ વખતે તેના નામ, તેના બાપના દાદાના નામ અને તેના રહેવાના ઠેકાણા સુધાંનો ખપ હતો ત્યાં

આ સાદાઇ શા કામની? તેણે સિપાઇ સામું હવે ફરી જોયું "કયું-જી? સાહેબને કોઇ ચીઠી નહી દીતી?" તેમાં બધું હશે.

"હાંહાં સાબ મે ભૂલ ગયા" એમ બોલી સિપાઈએ પોતાના કોથળી જેવા ડગલાના ધુંજામાં સાપ જેમ દરમાં પેસે તેવો કાળો હાથ નાંખ્યો. ખીસું ફાટેલું હતું. તેથી ચીઠી તો પડી ગઇ હતી. સિપાઇ ધભરાયો ને ખીસામાંથી હાથ કહાડી બે હાથ ભેગા કરી ડરતો ડરતો બોલ્યો "સાબકું સ્ટેશનપર પહોચાનેકું ગયા તો વહાં ગડબડમેં ગીર ગઇ સાબ.

હર્ષદ નાખુશ થયો. ખુરશીપર જઇને બેઠો, ડીપ્યુટી અમદાવાદ રજાપર જવાના હતા તે ગયા. "ખેર બીજેથી તજવીજ કરીશું." તેણે મનતું સમાધાન કર્યું. સીપાઇના હાથ હજી છૂટા થયા નહોતા. "અચ્છા મત ધભરાઓ જાઓ" રજા મળી; સિપાઇ ગયો-

હર્ષદે બારીના કઠેરાપર પગ મૂક્યા. ખુરશીને ભીંત તરફ આ-ગલા પાયાથી ઉંચી કરી ઝુલતાં ઝુલતાં કાગળ ખુલ્લો કરી તેમાં ધ્યાન પહોંચાડયું. તે બોલ્યો.

"આહા!! ગજલ! મને એવી તરજથી ગાતાં નથી આવડતી એનો ઉસ્તાદ કોઇ હીંદુસ્તાની ગવઇયો હશે. આપણા દેશી ગવઈયાની તરજ નીરાળી છે, પણ પીઆનામાં તે બરાબર ઉતરી હતી તે તો તેણેજ ઉતારી હતી. માટે એ તરજ પણ તેના મનની ઉઠાવેલીએ હોય? વાહ! તેણે કેવી કુશળતા સંપાદન કરીછે? ચાલો આપણે તો આપણા કોનસ-રટીનાની તરજમાં આપણે એ સાથે શીખ્યા છીએ. "કાગડો હંસની ચાલ ચાલે તો ઉલટી પોતાની પણ ભૂલે માટે ખોટી નકલ ન કર-વી." તે પોતાની અસલ રીતથી કાગળમાં જોઇ વાંચવા–ગાવા–લા-ગ્યો. તેનો આવાજ પણ મીઠો હતો–સુરીલો હતો. ચીજ તો સા-ધારણ હતી પણ તે ગાયનમાં ઉતારવાથી વધારે મીઠી લાગી; ગા-યનના પોશાકમાં દીપી નીકળી. તે ગાતો ને વળી વગાડતો. છેક સુ-ધી એમજ કર્યું.

**ગજલ.**

"ખરી દેવી અમે સેવી સરસ્વતિમાત બલીહારી"

"સફળ થઇ જીંદગી એવી મહા સુખાકારી ઉપકારી."

અહીં ટેક છે. હાં.

ત્રણે રૂપે પ્રકાશી એ, પ્રથમ ગુજરાતી ભાસીએ;
દીઠી ઇંગ્લીશ ખાસીએ, માતા સંસ્કૃત મસ પ્યારી. ૧

"બરાબર ત્રણે ભાષાનો અભ્યાસ કર્યો છે! તેમાં ઇંગ્લીશ ખાસી! હાસ્તો તેનું રાજ્ય છે. ને સંસ્કૃત "માતા મસ પ્યારી" વાહ! પોતાની ધર્મ ભાષા ઉપર એવીજ પ્રીતી જોઇએ અથવા તે એવીજ સંપૂર્ણ છે કે બહુ પ્રિય લાગે"

જૂદા પોશાકમાં ત્રઇણે, જૂદા આવાજની ત્રઇણે;
દીઠી નયને ધરી શ્રવણે, જણાઇ એની એ નારી.

"પોશાક? અક્ષર, લીપી ને આવાજ? ભાષા" ઠીક છે "એનીએ" હાસ્તો એનાં તો ઘણાં રૂપ છે. લાટીન, ફ્રેન્ચ વગેરે, પણ મૂળે વિદ્યા તો તેજ."

"ત્રણેના ભક્તજન જુદા, વખાણે શક્તિયો ઉમદા;"
"વિવિધભાતી વિવિધસુખદા, ખુબી બતલાવિ વિસ્તારી."

જૂદી જૂદી બાબતનાં શાસ્ત્રો, એ તેની શક્તીનાંજ વખાણછે. ને તે પ્રત્યેક જૂદાં જૂદાં સુખનાં દેનાર છે. એ લખનારા તે ભક્ત. વારૂ પછી?"

"રૂડા ભક્તો તણી વાણી, ત્રણેરૂપે અમે જાણી,"
"ખુબી પ્રત્યેકની માણી, મજા ચાખી માહાભારી."

"વાહવાહ! તેને વિદ્યાપર કેટલો સ્વાદ છે. તે વળી ત્રણે ભાષાપર. ને તેમાં પણ રૂડા ભક્તની વાણી"એ પણ ખરૂ છે. ભુંડા ભક્તોએ છે. નઠારાં પુસ્તકના કર્તા. તે નજ વાંચવાં.

"હજારો વર્ષની વીતી, બધાએ દેશની રીતી"
"અમે દીઠી ભૂ અથઇતી મદદ એ માતની ધારી"
"આતો ભૂગોળ ઇતિહાસની ખુબી આવી?"
"નીતીની વાટ બતલાવી, ફરજ પ્રત્યેક સમજાવી."
"કરાવી પ્રીત ઈશ્વરથી, ખરી જે મોક્ષ દેનારી."

"હા એતો જોઇએજ. પ્રભુના નામવિના કવિતા લુખી થાય. ને તેની મહત્વતા પણ "મોક્ષદા" કહીને ઠીક જાળવી છે."

"ખજાનો નવા ગંમતના, હુનર ધનખાણ કીંમતના;"

"દીધા અમને ન રાખીઋણા, થયાં નીશદીન આભારી."

"હુન્નર ધનખાણ કીંમતના" એ ઠીક છે હુન્નર ધનની ખાણજ છે ને તેમાં તારૂં ભરત, ચિત્ર, શીવણ, તો મે જોયું. હા! ધારી ધારીને જોયું હતું; તે ધન થાંપણની કીંમતનુંજ છે."

"રૂડાં વાજીત્ર ને ગાયન-કવિતારૂપ-ચોરેમન;"

"મજા ધન ધન્ય આનંદ ધન, ચખાડી સર્વેથી સારી"

"ખરે ખાત મનહરણી! તારૂં મન તો શું ચોરે પણ તેણે મારૂં મન ચોર્યું; બેશક એમ જાતે સંપૂર્ણ ચાખી છે તેમાંથી થોડુ ઘણું મને અરે! આખી સભાને ચખાડયું તેથીજ તમામ છક્ક થઇ ગયા હતા. ગાયનની શોકીન છે તેતો બરાબર છે. પ્રભુએ આવો કોકીલ કંઠ આપ્યા છતાં ન ગાયતો કર્તાની મહેનત અફળ જાય."

"સખી શાણી, સલાહકારી, મુરબ્બી, શીખ દેનારી;"

"વિપતમાં પીડ હસારી, સદા સાચાં સુખો કારી."

"ઘણું દીધું ઘણું દેશે, રહી સંગે સદા રહેશે;"

"વશી અર્થે વિવિધ વેશે, નથી કાકાળ તજનારી."

"ઘણું દેશેને સદા સંગે રહેશે. હજીતો અભ્યાસ જારી રાખવાનો છે? વાહવાહ ધન્ય છે? વહા! આ કોહીનુર મને રાંકને શી રીતે મળે? પ્રભુ દયાળ છે."

આ પ્રમાણે હર્ષદ કવિતા વાંચે ગયો ને વચમાં બબડે ગયો. પ્રેમઅંધ માણસ એકાંતમાં બેઠો બેઠો બકે છે. શું તેનું બકવું સફળ થશે? તે કોને સારૂ લવે છે? તલપે છે?

વાંચનાર સમજી ચૂક્યા છે કે વિદ્યા સારૂ. આ કવિતા તેનીજ હતી. હર્ષદે તે સભામાં સાંભલી હતી ને તે પોતાના મીત્ર ડીપ્યુટીની મારફત મંગાવી હતી, તેમાં ખાસ હેતુ એ હતો કે તેનું ઠેકાણું જાણી ત્યાં પ્રયાસ કરવો કારણ પોતે હજી કુંવારો હતો.

ચોવીશ વર્ષ સુધી તે કુંવારો રહી શક્યો એ વાતનો જરા ખુલાસો જોઇએ.

પંદર વર્ષનો તે થયો ત્યાં સુધી તો નાતમાં એમજ ગણાયું કે માબાપવિનાના છોકરાને કોણ દે? કાલે માંમાને પ્રજા થાય તો પછી એ પારકે ઘેર ઊછરેલ ઘર મીલકત વિનાના છોકરાને દીકરી દઇને શું કરવું? પણ પછીથી જેમ વખત જતો ગયો તેમ માંમાને પ્ર-

જા થવાનો સંભવ ઘટતો ગયો; અને હર્ષદનો વિદ્યાભ્યાસ વધતો ગયો. તે જ્યારે એકવીશમે વર્ષે બી. એ. માં પાસ થયો, ત્યારે તેનાં માગાં મામી પાસે ચોતરફથી આવવા લાગ્યાં. પણ મામીનો વિચાર જૂદોજ હતો. તેમના મનથી તેની સગાઇ થઇ ચૂકી હતી. કન્યા ઘરમાંજ હતી એટલે તેમણે કોઇનું માગુ સ્વીકાર્યું નહીં. હવે તેમનું મન પણ તેને વરાવવા પોતાના મનમાં સંતાડી રાખેલી બીના બહાર પાડવાનું થયું હતું પણ હવે તો વરાવવું નેં પરણાવવું સાથેજ એમ ધારી તેઓ લગનસરાની વાટ જોતાં હતાં. અને એ રીતે હર્ષદ કુંવારો રહી શક્યો હતો.

હર્ષદ પોતે આ મામીના મનસુબાથી છેક અજાણ્યો હતો. તે એમજ સમજતો હતો કે પાસ થયા પુઠે પરણવાની મારી હઠને મામા મામીએ સ્વીકારી હતી, તેથી તે કુંવારો રહી શકયો. વિદ્યા-શાળામાં મુસાફરી કરતાં પોતાના સાથીયોમાંથી જેટલા પરણ્યા ને વહુને મળ્યા તેમાંના મોટે ભાગે વિદ્યાને છોડી વિનતા સાથે અટકી ગયા હતા. ને થોડાક હિંમતવાન તે સફર કરે ગયા પણ તેમને વેગ ઘણો મંદ પડી ગયો હતો. આ અનુભવથી વિદ્યાભિલાષી હર્ષદે ગમે તેમ થાય પણ ગ્રેજ્યુએટ થતાં સુધી એ વિષય સંભારવોજ નહી એવો નિશ્ચય કર્યો હતો. ને તે નિશ્ચયથી મુરબ્બીઓને સંપૂર્ણ માહીત એટલાજ માટે કર્યા હતાં કે તેમની ભૂલ પોતાને ન નડે. તે હઠ તો પુરી થઈ, તેને તો ત્રણ વર્ષ થઈ ગયાં. હવે શું કરવું? મામી તો કહેતાં કે "કન્યાનો ક્યાં કાળ છે? વરવુંને પરણવું લગનસરો આવે એટલે બધુંએ ભેગું. જ્યાં લેખ હશે ત્યાં થઇ જશે" પણ હર્ષદને એ વિચાર પસંદ નહોતો. ભણેલી ગણેલી ને સદગુણી કન્યા વિના તે નહીંજ પરણે એ વિચારતો મામીએ જાણ્યા હતા. પણ તેનો પણ તેઓ મોઘમ જવાબ દેતાં કે "તારી મરજી હશે તેમજ કર-શું" તેની મરજી તો ઘણીએ ઉત્તમ જ્ઞાન, રૂપ, ગુણવાળી, ચૌદ વર્ષની, પદમણી સાથે વરવાની હતી પણ તે કામ શું આવે? એવી કન્યા લાવવી ક્યાંથી? નાતમાં મૂળે કન્યાની અછત. તેમાં પાંચ વર્ષની વરાવી દે, ને સાત વર્ષની પરણાવી દે, ત્યાં ચૌદનીવતી બારની કુંવારી મળવી પણ કઠણ તો તે વળી વિદ્યાવાળી ને ગુણવાળી હોય તેની તો શી આશા? તેણે પણ ખાનગી શોધ કાઠીયાવાડમાં ચોગમ

કરી, પણ પોતાની પહેલા નંબરની આશા તો પાર પડે એવું તેહેને લાગ્યું નહીં. તોપણ તે પોતાના નિશ્ચયથી ડગ્યો નહીં. જોડ મેળવવી તો લાયકજ. સંસાર ગાડીનાં પૈડાં તો એક સરખાંજ જોઇએ. તેમાં પણ આટલા સમજણા થયા પછી—આટલાં વર્ષ હઠ રાખ્યા પછી—તે ગમે ત્યાં પરણે, એ કેમ થાય? થાય,તો પણ એવું પરણીને જન્મ દૂખી થવું તે કરતાં ન પરણવું શું ખોટું? હજી શું વહી ગયું છે? આશા હતી. તેણે ગુજરાતમાં પ્રયાસ કર્યો. ત્યાં વિદ્વાનો ઘણા છે, તેઓ પુત્રીયોને કેળવે છે, ને યોગ્ય ઊમરે વરાવે છે. પણ તો સાટે પુત્રો ક્યારે મુર્ખા રહે છે? ને પોતાના ગામમાં જાણીતા જમાઇ લાયક મળે, તેવા ઘણામાંથી એકાદો પસંદ કરવાનું હોય, ત્યાં પરદેશીના ભાવ શું કામ પુછાય? ગુજરાતના પ્રયાસનું પણ આ પરીણામ આવ્યું. તેની પહેલી આશા તો મરવા પડી; તેના મનથી તે મરીજ ગઈ. પણ પરણવાનો વિચાર મુવો નહીં. તે પોતાના નિશ્ચયમાં બે વર્ષના પ્રયાસ—અનુભવ—પછી પાછો હઠયો. ભણેલી નહીં તો ભણતી—વધારે ભણી શકે—એવીની શોધ કરી. તેમાં પણ બેચાર ઠેકાણેથી ના મળી અરેરે! તે આશા પણ ઝાંખી થઇ! લગનસરા પાસે આવ્યા! "હવે માંમી કરશે તે શું વેઠવું પડશે? તે શું કરશે? અરે પ્રભુ! મારૂં થશે!"

આવા સંકલ્પવિકલ્પમાં તે દિવસ કાઢતો હતો તેવામાં મેટ્રીક્યુલેશનનું પરીણામ જણાયું. તેમાં બે ગુજરાતી બાળાઓનાં નામ પાસ થએલમાં વાંચ્યાં. "હા! પૃથ્વીપર કલ્પવૃક્ષપણ નીપજે છે પરંતુ તે હજારો સ્ત્રી તરૂમાં બે છે તેમાનુંજ એક મારે હીસ્સે એ કેમ બને?" તેણે તજવીજ કરી તો એક પરણેલી નીકલી! તેનો ભાગ્યશાળી વરતો કાલેજમાંજ હતો. બીજી? કુંવારીતો હતી. તેમાં શું? તેની નાતની હતી. મુવેલી આશા હાલવા માંડી. તેમને ઉત્તેજનાર્થે મેળાવડો થયો ત્યાં નજરે જોઇ! વાહ જ્ઞાન પ્રમાણેજ રૂપ! તેના હુન્નરના નમુના જોયા! વાહ રૂપ પ્રમાણેજ આવડ! તેના ગુણનાં વખાણુ દ્રષ્ટાંન્તો સાથે તેના શીક્ષકથી સાંભળ્યાં. ધન્ય પ્રભુ! તેવોજ ઊત્તમ ગુણ? અને તે પૂડે પીયાનો સાથે તેની પોતાનીજ રચેલી કવિતા તેણે ગાઇ બતાવી! હદ થઇ!! હર્ષદ તો ઘાયલ થઇ ગયો!! ગાંડો થઇ ગયો!! માંડ ઠેકાણે આવ્યો!! માહા મહેનતે ઘણીજ બુદ્ધિ અને જ્ઞાન તેનામા હતાં તેની મદદે તે હદમાં રહ્યો!!

આ રત્નની કિંમત ઇંદ્રાસનથી પણ અધીક, કુબેરના ભંડારથી પણ વધારે ગણી! તેના સંગી થવું ને સંસાર માંડવો! એ સુખ જો તેને મળે તો તે કૃતાર્થ થયો. અમર ઇન્દ્ર થયો! તેનું ભણવું તેનું જન્મવું તેનું કુંવારૂં રહેવું બધું સફળ થાય!! તે જે ધારણાથી કુંવારો રહયો તે ધારણા ન બને એવી નહોતી એમ તો સિદ્ધ થયું. તેની નાતની, પંદર વર્ષની, તેણે ધારી હતી તેથી સર્વ વાતમાં ચ-ડીયાતી, એવી કુંવારી કન્યા તો તેણે દીઠી!! પણ એ તો વધારે વેદનાની વાત હતી! હવે તે વધારે આતુર થયો!! કે વધારે વિ-કળ થયો તેના મનની સ્થિતિનો વિચાર વાંચનારેજ કરી લેવો.

હર્ષદે કાગળ સામું જોઇ બડબડવા માંડયું "શૂં ઊત્તમ વિ-ચાર! શું ઊત્તમ ગાયન એવું ગાયન તે શું હું ફરી સાંભળવાનો હતો?" આટલુ બોલીને તે વિચારમાં પડયો. થોડીવાર ચૂપ રહ્યો. વળી બોલ્યો "અરે! આ શું મને ભણકારા થાય છે?" વળી તે વિચારવા લાગ્યો પાછો બોલ્યો" વાહ! શૂં તે અંતરજ્ઞમી છે? મારૂં આ બડબડવુ તે ક્યાંથી સાંભળે ને ફરી ક્યાંથી ગાય? પણ હા! સંભળાય છે તો એવોજ સ્વર! એવોજ લેહે! દુરથી સંભ-ળાય છે. હા! એજ ચીજ! એજ રાગ! એજ ગાનાર!! આશું?" કાંનમાં આંગળીયો ઘાલી ફરી કહાડી નાંખી. જો તેણે સાંભળ્યું "હા એજ આવાજ એજ ગાય છે. નક્કી વાત! જમણી તરફથી આવાજ આવે છે."

શું આ ખરૂં હતું? તેને ભ્રમણા તો નહોતી થતી? પ્રથમ તો તેને પણ એમજ લાગ્યું, પરંતુ ગાયન તો જારી રહ્યું, તમામ કડીયો પુરી ગવાઈ રહી. સંભળાઈ રહી, બરાબર કાનોકાન સાંભળી, ઘણું દૂર તેથી શબ્દે શબ્દ ન સંભળાઇ, પણ પ્રતીતી થઈ કે ગાનાર તો એજ! તેથી તેને વિચાર થયો "શું તે આટ-લામાં રહેતી હશે? અથવા કોઇને ઘેર આવી હશે? તેના જેવું ગા-નારનો બીજું મુંબઇમાં હોયજ નહીં. મને તો લાગે છે કે એની જોડ પ્રભુએ ઘડીજ નથી વારૂ સ્ત્રી જાતીમાં જોડ નથી તે તો ઠીક પણ તેને હવે પુરૂષની જોડનો જોઇએ! તે કોણ ભાગ્યશાળી થશે? આ વાત મ્હારા ભટવિના બીજાને તો કહેવાયજ નહીં. કેવો નીમક-હલાલ, ખબરદાર, રમુજી, ગુમાસ્તો! તે બે દિવસથી આવ્યોજ નથી"

તેને આ વખત જાણે જે થવાનું હોય તેનુંજ પ્રથમથી સ્મ-રણ થતું હતું. ગાયનનું સ્મરણ થયું, તેને સંભળાયું તેમ ભટનું સ્મરણ કર્યું ને તે શું આવ્યો? હા તુરતજ બારણામાંથી ડોકું કાઢતાં બોલ્યો "મને પણ બે દિવસથી એજ વિચાર થાય છે કેસ્ત્રી જાતીમાંતો પ્રભુએ એની જોડ નથી ઘડી પણ તેને પુરૂષની જોડ-તો તમારીજ જોઇએ."

હર્ષદ આશ્ચર્ય પામી તેનાં ભણી જોઇ રહ્યો. તેની ટીખળી રીતથી તે વાકફ હતો. તેણે અટકળથી કલ્પ્યું કે તે બાહારના ખં-ડમાં ઊભો ઊભો તેનો બડબડાટ સાંભળતો હશે તેથી જવાબ દીધો

"વારૂ ભટ! હસવાની વાત નથી, જો આ કાગળ" ગજલ-વાળો કાગળ બતાવવા માંડયો.

"હવે હું તમારો કોઈ કાગળ જોવાનો નથી ને મારા મનમાં બીજી વાત આવવાની નથી."

"તેં નથી જોએલ ત્યાં સુધી ગમે તેમ કહે" હર્ષદે કહ્યું ને તેવોજ જવાબ ભટે દીધો.

"જોએલ છે માટેજ કહુંછું. હા! તે સાક્ષાત દેવી સ્વરૂપ! કેવી સુંદર! કેવી દયાળુ!? કેવી નમ્ર!!!

"પણ અરે હા સાંભર્યુ" એમ બોલી ભટે ખીસામાં હાથ નાંખી એક કાગળ કહાડયો નેં તે સંકેલેલોજ શેઠના હાથમાં આ-પતાં બોલ્યો "લ્યો ભાઈ સાહેબ આ તમારો સુસવદો!!"

હર્ષદે હાથમાં લીધો, ઊખેડયો, જોયો, તે તો દસ રૂપીયાની નોટ હતી, તેથી બોલ્યો "અરે ભટ! આશી મશ્કરી! વાહ! આ નોટ ક્યાંથી લાવ્યો?

ભટે અજાયબીથી જોયું. તે નોટજ હતી. "શું સાહેબ નોટ છે? આ શો ભેદ?"

"નોટને તું પણ ઓળખે છે, જુવે છે, હાથે કરીને આપે છે, ને વળી ઘાબરો શું થાય છે?"

ભટ વિચારમાં પડયો. નોટ પોતાની તો નહોતી ત્યારે આવી ક્યાંથી? તેણે યાદ કર્યું તે સમજ્યો "હોય ન હોય પણ એજ ચોર" મારા ખીસામાં કોઇ હાથ નાંખે છે એમ મને કંઇ લાગ્યું હતું ખરૂં મેં તે ભ્રમણા ગણી હતી પણ તે હવે સાચી ઠરી. વાહ! તારી

ઊદાર વૃત્તી! હા! એજ ભલી બાઇની ભલાઇ! બીજું ઊલટી નોટ આપે કોણ?" આ પ્રમાણે બબડયો.

આ શું બકે છે તે હર્ષદ ન સમજ્યો. ક્યાંથી સમજે? તેને ખબર નહોતી.

ભટ નામથી ભૂલવાનું નથી. દરીયાકીનારે વાઇના દરદથી પડી ગયો હતો એજ તે નટવર. તેણે પોતાની વીતી શેઠને કહીને વધારે કહ્યું કે નોટ તેણે આપી ઠરે તો કાગળ પણ તેણેજ સાટે લીધો ગણાય, બંને એ ઉમર સ્વરૂપ તથા પોશાક તે બાળાનાં મળી રહ્યાં. પણ તે વિદ્યાજ હતી એમ ખાત્રી શી રીતે થાય? સંભવિત હતું, માટે માન્યું. નિશાન બધાં મળી રહ્યાં તેથી હર્ષદ છેવટ બોલ્યો.

"ત્યારે તો તારી પાસેથી કાગળ લઇને તેણેજ આ નોટ મુકી હશે. મને પણ એમજ લાગે છે કે એજ ચોર! તેણેજ મારા રાંક પુસ્તકની ભેટ સ્વીકારી છે! તે શું મારૂ બધું એ સ્વીકારશે? તે સ્વીકારે તો હું તેને મારૂં તનમન અને ધન પ્રાણ સુધાં આપવા તૈયાર છું નટવર કંઈ તજવીજ કર"

"બરાબર મને યાદ આવ્યું" નટવરે રાજી થઇ પ્રસંન મુખે કહ્યું. "વાત મળી! તમારી ને મારી પરીક્ષા એક ઠરી. તમારૂંજ પુસ્તક તેના હાથમાં હતું. મેં તે પુંઠાથી ઓળખ્યું હતું. મને કહે-વાનું મન થયું હતું કે હુ કહુ કે આ પુસ્તકવાળાનોજ હું નોકર છું. પણ દુરથી મારી યથાર્થ પ્રતીતી નહોતી થઈ. શંકા રહી હતી. હવે તે મટી.

"શું તેણે મારા પુસ્તકને એટલું બધું માન આપ્યું કે તે તું દીવસની સાંઝ સુધી તેના ગમતના,—એકાંતના—વખતમાં પણ તે-ની સાથેજ હતુ? એ પુસ્તક તો શું કહે? તેને સાટે હુ હોત તો ઠીક થાત. મારા વિચાર હું તેને જણાવત."

"તે તો તેણે જાંણ્યા. તમારી ચીજ તેણેજ લીધી. મને હવે તો બરાબર ખાત્રી થાય છે" નટુએ કહ્યું.

"ત્યારે શું તેણે મારા વિચાર જાંણ્યા? હજી તો કલ્પના છે. પણ તે ખરી ઠરે તો શું એ ઘેલા ગાંડા વિચાર તેણે જાણ્યા!! એવી પેનસીલથી લખેલી ભાગી તુટી લીંટીયો!! તે પણ કેવા અ-

વ્યવસ્થિત ચિત્તે લખેલી ! તે શું એના હાથમાં ગઇ? એથી તો તે મારે માટે હલકા વિચાર બાંધશે. ક્યાં એના મોતીના દાણા જેવા અક્ષર, ને ક્યાં મારાં પેનસીલનાં બીલાડાં !! ક્યાં તેની આ મર્યાદશીળ કાવ્ય ને ક્યાં તે મારી ઉચ્છંકળ અધુરી ગીતીયો !! મેં તેની પીંગળ પ્રમાણે માત્રાઓ પણ નથી મેળવી. નટુ ! ખોટુ કર્યુ. ભટ! 'તેં ઉતાવળ કરી" નટવરે હર્ષદનું ભાષણ અટકાવ્યું. "શેઠ જે થયું તે સારાનેં. જો એ ચીઠી એનેજ હાથ ગઈ છે તો તેથી તમારા વિચાર તેણે યથાસ્થિત જાણ્યા. વળી તે અહીં પાસેજ છે તો હું રૂબરૂ જાઊં? જો એના વિચાર જાણું."

તે આટલું બોલે છે એટલામાં લવંડરની ભભક આવી. બુટનો ચમચમાટને અસ્ત્રીબંધ કપડાંનો ખટખડાટ, નીસરણીના ધબકારા સાથે સંભળાયો. બનેનું ધ્યાન અટકયું ને જોયું, તો મોતીભાઇ આવ્યા. ફ્રકડ કોટ, પાટલુન, બુટસ સ્ટોકીંગ્સ, લાકડી, ચસ્મા, રૂમાલ, ને તે પર લવન્ડરનો ભભકો !! કપાળમાં ઝીણી રાતી છીનાળ બીંદીં જેવી ટપકી, ને વાળમાં ફુલેલનો ઘમઘમાટ; શ્રીમંતના પુત્ર, મેટ્રીકયુલેશનમાં તો પાંચવાર નાપાસ થયા હતા; પણ ભભકો ભારે રાખતા; મોતીભાઈ હર્ષદના સાધારણ મિત્ર હતા. "પધારો મોતીભાઇ" કહી હર્ષદ ઊઠયો; હાથ મેળવી બારીની ખુરશી તેને આપી પોતે બીજી ખુરશી પર બેઠો.

"તમારા પરમ દીવસના ભાષણેતો કંઇ ખુબ સુવાસ ફેલાવી છે" મોતીભાઈએ કહ્યું. "તે કંઇ તમારા લવન્ડરને ધૂપેલની બરાબર આવે?" નટવરે મશ્કરીમાં જવાબ દીધો. "ના ના ભટ હું હસતો નથી. બધાં પેપરોમાં તેનો સાર આવ્યો છે તેતો ઠીક. ઘણ સાંભળનારા દરેક ગ્રહસ્થ તેનાં વખાણ કરે છે ને તેથી ઘણાતો તમને રૂબરૂ મળવા ચાહે છે.

"જ્યાંસુધી જેને સારૂ મેં એ ભાષણ કર્યુ તે મને મળવા ન ચાહે ત્યાં સુધી તે શા અર્થનું" હર્ષદે મનમાં કહ્યું. મોતીભાઇએ પોતાનું વાકયપુરૂં કર્યુ. હું એટલા સારૂજ આવ્યો છું કે વ્યંકટરાંમભાઈ એ પૂછાવ્યું છે કે તમને ફુરસદ હોયતો હું મળવા આવું?"

"શું તેઓ મને મળવા ચાહે છે?" હર્ષદે તેમને પૂછ્યું, ને મનમાં કહ્યું ભલે પભુ, મારા મનના તર્કનોજ જવાબ આવ્યો. હા, તેનાજ બાપનું નામ વ્યંકટરાંમ એજ!!

" હાજી તેઓ ગઇ કાલથી આ જોડે ભાવનગરીનો નવો મા-ળો છે તેમાં રહેવા આવ્યા છે; અમારા જૂના સ્નેહી છે. તેમણે મને થાહીનેં આજે તેડાવી કહ્યું, કારણ તેઓ જાણે છે કે મારે ને આપને સ્નેહ છે.

"નાદાનકી દોસ્તી જીવકાજાન' તેજ કદાચ તેમના મનમાં મારે માટે હલકો વિચાર ઊત્પંન કરશે; કારણ તેઓ મને તેનો સોબતી ગણતા હશે તો મારા પુરા ભોગ!! ચાલો રૂબરૂ મળે બધું ઠીક થશે.

હર્ષદે મનમાં સમાધાન કરી કહ્યું "બહુ સારી વાત છે. એઓ તો આપણથી ઉમરે મોઠા તેથી મુરબી કહેવાય માટે આપણેજ ત્યાં જઇએ. "આમ કહેતાંજ તે ઊઠયો. પોતાનો સાદો કોટ લીધો ને પે-હેરવા લાગ્યો. કેટલી બધી આતુરતા ! ! હોયજ ના!!

"ઠેરો ત્યારે હું હમણા આપને આગળથી જઈ ખબર દઊં છું." તે-ઓ તો આવવાને તૈયાર હતા. મોતીભાઇ ચમચમાટને ધમધમાટ કરતા પધાર્યા. હર્ષદ લુગડાં પેહેરતાં એક પુસ્તક માંહેની જૂની સાખી બોલ્યો.

ગડગડાટ ઘંટીનો માને ચાતુક મેહ નીશાની,<br>
મુખ વિકાસી નભ ભણી નીહાળે ન ગણે નીજ નાદાની;<br>
અસંભવિત વાતને સંભવિત આતુર મન ઝટ માને,

નટવરને ચોથી લીટી આવડતી હતી તે પુરી કરી "પણ વ-ર્ષારૂતુ વાદળ ઘટા કહો તે મુરખ શાને."

---

## પ્રકરણ ૩ જું.

### ગીતિ.

સુખ દુખ ફેરા ફરતાં, સુખ જોગાં દુઃખ તુરત સમીપ આવ્યું;<br>
ચક્ર વિચિત્ર નસીબનું, પ્રથમજ પગલે વિધીએ સમજાવ્યું.

બ્યંકટરામના માળામાં વિદ્યાલક્ષ્મીને બેસવાનું ખંડ જુદુંજ હ-તું. તેવી નાની લાયબ્રેરી—અભ્યાસ ગ્રહ—આખામાળામાં સ્વચ્છતા અને સુઘડતાનો નમુનો અથવા તેના હસ્ત કૃત ઉતમ હુન્નરનાં કા-મોનું સંગ્રહસ્થાન જે નામ આપીયે તે યોગ્ય હતું. ચિત્રેલી તથા ભ-રેલી છબીયોમાં કે બીજે ક્યાંહીં ભીંતો ઉપર પણ જોતાં દાગદુગ કે અઘટિત રચના નહોતી. તેમ પુસ્તકોના સંગ્રહમાં પણ કોઇ પુસ્તક

એવું નહોતું, કે જેથી તેની લાયબ્રેરીને ડાઘ લાગે. તેમાંથી તમે ગમે તે પુસ્તક ઊઘાડીને જુવો, તો તે તેણે માત્ર કંજુસના ધનની પેઠે વગર વાપરે સંઘરી નથી રાખ્યું પણ તેનું દરેક પાનું તેણે વાંચ્યું-તે મનન કરીને સમજી છે—એમ તેની આજુ બાજુની નોટ તમને ખાત્રી કરે અને તેમાં કોઇ કોઇ જગે તો પેનસીલથી એવી રીમાર્ક કરી હોય, કે જો તે પુસ્તક લખનારના જાણવામાં આવે, તો તેને પણ બીજી આવૃતી વખતે તે ઉપયોગી થાય. એક ટેબલમાં તેની પોતાની લખેલી કવિતાઓ, નિબંધો અને બીજું લખાણ હતું. પણ તે હરેકને જોવાનો હક નહોતો. માત્ર તેની જુજ સખીયોજ જાણેતે કાંઇ ગુપ્તવાત હોય તેમ જાણતી હતી. અને તેમ રાખવાનું કારણ-એજ હતું, કે પોતે એવી વિદ્વાન છે, એમ લોકોને જણાવતાં તે અત્યંત શરમાતી હતી. જેમ તે પોતાનું મોં અતી સુંદીર હોવા છતાં બીજા અજાણ્યાને દેખાડતાં શરમાતી, તેમ પોતાનું લખાણ સારૂં હોવા છતાં બીજાઓને દેખાડતાં શરમાતી. તે કેટલાંક ચોપાનીયાંમાં લખતી, પણ જેમ તેનું દ્રવ્યદાન ગુપ્ત હતું તેમ તેનું વિદ્વતા ભરેલુ લખાણ પણ ગુપ્ત હતું. એ ટેબલની કુંચીયો તેની પોતાની પાસેજ રહેતી. હમણાજ તે વિમળા સાથે પોતાની ઓરડીમાં પેઠી; જે બારણું તેના પિતાવાળી બેઠકના ખંડમાં પડતું હતું તે અટકાવ્યું; ને એજ ટેબલ ઉઘાડી, જેવી તેમાંથી ઉપરજ મૂકેલા ધોળા સાદા કાગળને ઉપાડવા લાગી તેવા ત્રણ વાગ્યા.

"શુકન તો સારા થયા. લાવ્ય બેન મને બતાવ્ય." વિમળા બોલી.

બંને જણ ટેબલના થડમાં વગર હાથાની ખુરશીયો પર બેઠાં. વિદ્યાએ ટેબલપર પેલો કાગળ પહોળો કર્યો. તે ફુલીસ કેપનુ અડધું શીટ હતું. પેનસીલના અક્ષરને લીટીયો બરાબર સીધી હારમાં નહોતી. તોપણ તેમાં એકજ છેકો હતો, શિવાય એમને એમજ હતું. તે જોઇને વિમળા બોલી "મુસવીદો જણાય છે."

"હા. પણ જોને ક્યાંહીં જરાએ છેકવું પડયું છે? શીઘ્ર કવિતે આ!!" વિદ્યાએ કહ્યું.

વિમળાએ તેના સામું જોઈ જરા મોં મલકાવ્યું ને બોલી "એનાપર કાંઇ બહુ કૃપા થઈ જણાય છે? આવી સહજ વાતમાં પણ વખાણ?" વિદ્યા શરમાઈ ગઇ.

"કંઇ નહીં. જો વાંચ" તે બોલી. વિમળા વાંચવા લાગી.

"સોરઠ" શું? સોરઠ? તું તો કહેતી હતી કે ગીતિયો છે? વિમળાએ એટલુંજ વાંચી પ્રશ્ન કર્યો.

વિદ્યાએ જવાબ દીધો "વાહ! એટલું પણ નથી જાણતી? ગીતી તો સોરઠમાંજ ગવાય છે. પેલી હરદાસીમાં તને યાદ નથી? હર દાસ છેડે "જય જય રઘોત્તમા રાંમા" કરીને બધી ગીતીયો સોરઠમાંજ ગાતા હતા તે?" વિમળાને યાદ આવ્યું.

"હા હા !! ખરીવાત. મને સાંભર્યું." ના! લખનારનાં વખાણ કરવાંતો યોગ્ય છે. તે ગાયનનો તો શોકીન જણાય છે. વારૂ પછી?" તે વાંચવા લાગી.

"વિણા? નહી તે નીર્જીવ; કોયલ? નહીરે તે તો મસ કાળી."

"રંભા? નહીં તે નીર્લજ; અનુપમ બાળા કંઠે હદ વાળી??"

ઠીક પ્રશ્નોત્તર કરેલ છે. "ત્યારે શું એ અનુપમ બાળા તે તુંજ કે? વિમળાએ પ્રશ્ન કર્યો."

"મારી કયાં પંચાત છે? લખનાર કોણ જણાય છે તે કહેને? વાંચ આગળ" વિમળા વાંચવા લાગી.

"જયમ ભુજંગ મુરલીથી, બંસી સ્વરથી મોહીત વૃજનારી;"

"ત્યમ હું મોહ્યો સુણતાં, અપૂર્વ ગુણમય ગજલ ચમત્કારી."

"આતો તુંજ! ગજલતો તારીજ હા! વળી બીજું જોયું?" "જ્યમ" "ત્યમ" એ શું સૂચવે છે?"

"કાઠીયાવાડી છે. તે તેથીજ મને પણ શક પડે છે કે તે વળી કોણ?

"એ ખરૂં હો! એતો ગુજરાતી જણાય છે. વારૂ આગળ જોઊ" વાંચનારી તો વિમળાજ સમજવી.

"પ્યાર ઉરે છે કે નહીં, તે ન જણાયું મને હજી સુધી,"

"તોપણ પ્યારી લખવા-કયમ ઊપજાવે-ઇશ્વર ઉર બુદ્ધી?"

"થવા કાળ એમજ હશે." વિમળાએ જાણે લખનારને જવાબ દીધો.

"પવિત્ર નિર્મળ હૈયું, જ્યા કોની નવ કદીએ છાંય પડી"

"ત્યાં 'ફોટો' સમ પળમાં છબી પ્રિયા ત્રીયાની પૂરણ ધુસી ખડી!!

"વાહ માણસતો નિર્મળજ છે. ઠીક છેકયું છે તે પણ નઆવડયા ખાતે નથી છેકયું, પણ પ્રીયા લખ્યા પછી વિચાર આવ્યો છે

એટલે તે કહાડી નાંખ્યું છે."

"રૂપ થકી ન ડગ્યું જે, ધન, સ્વરથી, જે જરી ડગી ન શક્યું;
"તે વિદ્યાની સંગે, સદ્દગુણ દેખી ક્ષણ પણ સ્થીર ન ટક્યું.

"બેન! આ તો તારૂં નામ પણ ચોખું આપે છે. લખ્યું છે તો તારા ઉપરજ."

"એમ હશે. બાકી અહીંતો બીજો અર્થ વિદ્યા એટલે ખરેખરી વિદ્યા એવો લાગે છે."

"હા હા હું પણ ખરેખરી વિદ્યા–મારી પાસે બેઠી છે તેનીજ વાત કરૂં છુ. કલ્પિત વિદ્યાદેવીની નહીં."

"નારેના! મશ્કરી શું કરે છે. વિદ્યા એટલે સરસ્વતી. વારૂ આગળ વાંચ્ય."

"જો જાણત પરનારી, તો વૃત્તિને ગણત દુષ્ટ ભારી;
"પણ છે હજી કુંવારી, ત્યારે શું હું શકું ન ઉર ધારી?

વિમળાએ લખનારને જવાબ દીધો". ખરૂં એમાં તુ કંઇ પાપ નથી કરતો. કુંવારી વિશે પરણવાની વૃત્તિથી વિચાર કરવો એ પણ જો પાપ હોય તો કોઇની પણ સગાઇ એ પાપ વિના થાયજ નહીં. શુદ્ધ પવિત્ર માણસ તું દોષિત નથી. ભલે ઉર ધાર. અમે ધારીયે છીયે તેજ તું છે, તો એ પણ તને ઉર ધારશે. ઉર ધાર એટલે ઊર ઉપર ધાર હો?" તેણે વિદ્યાને કહ્યું.

"વારૂ વારૂ! એ ક્યાં એમ એમ કહે છે? એ તો કહે છે ઊર ધારવું એટલે ઊરમાં ધારવું." જવાબ દીધો.

"હા હું ભૂલી. ઉર ઉપર ધારવું તે તો બહારથી સમજાવવાનું. ખરૂં તો ઊરની અંદર ધારવું એજ છે તો."

"હવે મશ્કરી જવાદે આગળ વાંચ્ય."

"મસ્કરી શું? એજ વાત છે જો." વિમળાએ આગળ વાચ્યું.

"ઉર ધારી કે ચોટી, મૂર્તી પેઠી નયને થઇ હૃદયે"
"હવે ઉખડવી દુર્લભ, કદી ઉખડશે તો તે પ્રાણ ગયે!!"

"આંતો હદ થઇ! તેં તો બીચારાને જબરો ફસાવ્યો છે? ગરીબ બીચારો! તું ન મળી તો પુરો દુખી થશે. ના પણ એમ તો શું! બીજી પરણે તો કદાચ ભૂલે ને તને ઉખેડે." તેણે પોતેજ સવાલનો જવાબ દીધો. વળી કાગળ ભણી જોયું ને બોલી. "નાના

ઉખેડે શું ધૂળ ? આતો છેક ચાલ્યો છે. ”

" પ્રાણ જતાં પણ રહેશે, ઊરમાં બળશે ઊર સંગે મૂર્તી.
" સતી નિવડશે અંતે, ધન્ય છબી એ પતીવૃતા પુરતી !! ”

" સાબાશ ! તોપણ આખર પ્રશંસાતો પ્રિયાનીજ ! પોતાના સાચા પ્રેમની નહીં. અને તેમાં વળી પોતાને જન્મ કુંવારો રાખે તે માટે તેને નીંદવા-શાપ દેવાને બદલે " ધન્ય " કહેવું ! એટલી બધી ભલાઇ—ભૂંડાઈના બદલામાં ભલાઇ—તો તારામાંજ દીઠી !!"

વિદ્યા બોલી " ગાંડી છે તું તો ! એતો બધી વાતો. કવિયોની અતિશયોક્તિથી તું ક્યાં અજાણી છે. ” વિમળાએ જવાબ દીધો. "નાના એમ કહીને એને ગેર ઇનસાફ ન કરીશ. આ કંઇ તેણે તારાપર મોકલવા નથી લખ્યું. આતો પોતાના મનોવિકાર દર્શાવ્યા છે ને છેલ્લે વળી શું ” તેણે કાગળઊલટાવી જોયું. પછવાડે કંઇ નહોતું. બે લીટીજ રહી હતી તેણે વાંચી.

" જેને પરણ્યો મનથી, તનથી પરણું તો એને પરણું; ”
" નહીંતો રહું કુંવારો, વ્યભીચારી હું કદી નહીંજ બણું. ”

વાહ વાહ ! હવે તો હદ થઈ ! કવિતાની પણ હદ આવી ને એના નિશ્ચયની પણ હદ આવી તેમાં ખૂબી જો ? " વ્યભિચારી બનું માટે બીજે નહીં પરણું ” પછી વધારે લાયક મળે તો પણ શું ? માનસિક પાપ પણ ન કરવું એનો નિશ્ચય, મનથી તેતો વરીજ ચૂક્યો. ગળે પડ્યો. મને લાગે છે કે એજ લખનાર છે. આવા સુવિચાર વાળો-કુંવારો ને તારાપર પ્રસંન થએલ માણસ બીજો ન હોય. તારા સાચા પ્રેમની એના અંતઃકરણ પર કુદરતી રીતે છાપ પડી છે ને તેનીજ આ અસર છે. નક્કી માનજે કે જેને તું ન ચ્હાતી હોય તે તને આટલું બધું ન ચ્હાય. ને તું બીજા કોઈને નહીં પણ એનેજ ચાહે છે તો આ પણ એજ નર હોવો જોઇએ. ”

વિદ્યા આટલી વાર તેનું વાંચવુ અને રીમાર્ક બંને સાંભળતી હતી તે બોલી ઊઠી.

" અરે આ શું ? મોટા ભાઈ પાસે કોણ આવ્યું છે ? ” બંને જણે કાંન દીધા તો બાહારના ખંડમાં " પધારજો ભાઇ સાહેબ. ” "વારૂ મહેરબાંન" એવા સવાલ જવાબ સંભળાયા. પગ સંચાર, પગરખાં પહેરવાનો ખડખડાટ, ને છેલ્લે નીસરણીપર ઊતરતાં પગોના

ધબકારા સંભળાયા. હવે તો એ કોણ છે તે જાણવાને માટે બારી-માંજ જોવું રહ્યું; બારીમાંથી જોયું. શું જોયું? કોણ હતું?

હર્ષદરાય અને મોતીલાલ વ્યંકટરામને મળવા આવ્યા હતા ને તે મળીને પાછા ચાલ્યા પણ ખરા. ત્યારે તેમને શું વાતચીત થઈ? આપણે તે ન જાણી તેની તો કંઈ ચિંતા નહીં પણ વિદ્યાએ તે ન જાણી એ માટે તેને બહુ પરિતાપ થયો. તેને એ સાંભળવાની બહુજ ઊત્કંઠા હતી. પણ હવે શું થાય? એ ખાતે તેના મનમાં ઘણો અસંતોષ રહ્યા પણ તેમ વાંચનારને રહેવા કારણ નથી. પહેલી મુલાકાતમાં તે બીજી શી વાતો થાય? સહજ શ્રેષ્ટાચાર ને એક બી-જાની સ્થીતિની ઓળખાણ, એમજ હશે.

વિદ્યા અને વિમળાએ બારીમાંથી નિચે જોયું કે મોતીલાલ તથા હર્ષદરાય બેઊ ઊતર્યા ને ભૂલેશ્વર ભણી ચાલ્યા. "હા એજ" વિમળા ધીમેથી બોલી.

"મોં જોયા વિના કયમ કહેવાય?" વિદ્યાએ જવાબ દીધો.

"મોં જોવાની ઊત્કંઠા સ્વાભાવિક થાય. એને પણ થઇ હશે. તેં બીચારાને છેક નિરાશ કર્યો, ચાલીને તારે ઘેર આવ્યો, તો પણ તું દેખાઇ વતીક નહી? એ તે શું વિવેક? શું તારે માટે નહોતો આવ્યો?"

વિમળાએ આટલી મશ્કરી કરી તેટલામાં હર્ષદે જરા આગળ જઇ પાછળ ઊંચું જોયું. વિદ્યા તો નીચું તેના ભણી જોઇજ રહી હતી. બનેની દ્રષ્ટિ મળી. એક બીજાની આંખમાં એક બીજાની પ્રતિમા ઊતરી મેળાપ થયો. એ મેળાપનું સુખ પણ થોડું નહોતું. પરંતુ તે કેટલી વાર? તસબીર પાડે એટલી વાર. અંતઃકરણમાં તે ઊ-તરી કે વિદ્યાએ આડું જોયુ ને હર્ષદ આગળ ચાલ્યો. કેમેરાનું ઢા-કણું બંધ થયુ ને દ્રષ્ટિ પણ બીજીગમ વળી. બરાબર તસબીર ન ઉ-તરી હોય તેમ એક બે વાર હર્ષદે ચાલ્યા જતા બારી દેખાઇ ત્યાં સુધી–પાછળ જોણે કોઈ આવતું હોય ને તેને જોતો હોય તેવા નિ-મિત્તથી–પાછળ જોવા સાથે ઊંચું જોયું. વિદ્યાએ પણ એવીજ યુક્તી થી દ્રષ્ટી મેળવી. બે વાર ફરી એમ દ્રષ્ટી મળી, ને તે અદ્રસ્ય થયો. વિદ્યા વિમળા પાછાં બેઠાં. વધારે વિચાર કરવા જતા હતાં, તેવામાં વિદ્યાનાં મા રાધાલક્ષ્મીને પીતા વ્યંકટરામ વચ્ચેની વાતચીતે ધ્યાન

ખેંચ્યું. એ સાંભળવાની પણ જરૂરત હતી. કારણ જે હમણાં ગયો તે વિશેનીજ એ વાતચીત હતી. સ્ત્રી પુરૂષના સાદ સ્પષ્ટ જૂદા પડતા હતા. પેહેલો પુરૂષ બોલ્યો.

"ના તમારા મનમાં હજી પણ કંઇ શંકા રહે છે"

" બીજી શંકા જેવું તો કશું નથી. એની વિશેષ યોગ્યતા એના પોશાક અને વાતચીતેજ કરી આપી. જુવોને બેઉ નમુના જોડે હતા. ક્યાં મોતીલાલને ક્યાં એ? સાદો પોશાક, સાદી વાતચીત, બધુજ વખાણવા લાયક. મારા મનમાં જે રહે છે તે એજ કે તે પરદેશી છે, આજે આંહી છે ને કાલે દેશ જાએ, ત્યારે મારે મારી દીકરીથી વિયોગ રહે. "

" જો એજ હરકત હોય તો તે તુચ્છ છે. દીકરી તો પારકું રત્નજ કહેવાય. તમે પોતે મને પરણ્યા પછી તમારાં માતુંશ્રીને સંતોષવા કેટલી મુદત પિયર રહ્યાં છો ? માણુસનું અન્નોદક અમુક જગ્યા એજ પ્રભુએ નક્કી કર્યું છે એ કેમ કહેવાય ? ગામમાં પરણાવે તે દીકરી ગામમાંજ રહે એવો કંઇ નિયમ નથી. તેમાં આજના વખતમાં તો સહુ ઉદર પોષણાર્થે પરદેશ ફરે છે. ને તે સાથે સ્ત્રીઓ જ્યાં પોતાનો સ્વામી હોય પછી તે વગડો હોય દરીયો હોય પાહાડ હોય કે રણ હોય ત્યાં સ્વર્ગ માનીને રહે છે. જુવોને યુરોપીયનો ક્યાં ક્યાં ફરે છે? માટે એટલાજ વિચારથી આવો લાભ ખોવો એ મને તો ઉચિત નથી લાગતું."

"ઊચિત શું? હું પણ સમજુ છું કે એતો લક્ષ્મી ચાંડલો કરવા આવે ત્યારે મોં ધોવા જવા જેવું છે, કેમકે મારો વિચાર મૂળથીજ ઘોડીઆમાં ઝુલતોતો પ્રભુ ન કરે પણ નિશાળમાં ભણતો પણ જોવાનો નહોતો. કેમકે બહુ ભણેલા પછી ગણેલા નથી હોતા. ઉત્તમ એજ કે ધંધે લાગેલ, નિવડેલ જમાઇ જોવો. તે આપણી નાતમાં ગોતતાંવેત આવડો મોટો ને આવો સારો કુંવારો ક્યાંથી મળે. પણ આજ સુધી તે કુંવારા કેમ રહ્યા એ વિશે કંઇ જણાયું ?

" એ સવાલજ મને સુઝયો નથી તજવીજ કરીશ. બાકી તેની ખાનગી રીત ભાતની તજવીજ કરીતો વખાણવા લાયક છે; સ્વભાવનાં વખાણુતો સહુ એક સરખાં કરે છે ને વધારે ખુબી એ છે કે પાન સોપારીનું પણ વ્યસન નથી.

" વાહ વાહ! અતિ ઉત્તમ !!" રાધાલક્ષ્મીના મોમાં આ શબ્દોજ હતા ને માધુ તથા નટવરે એ ખંડમાં પ્રવેશ કર્યો. નટવરને તેમણે ઓળખ્યો નહીં; માધુને રાધાએ પૂછ્યું " એ આ કોણ છે? "

" એતો પેલો રાતવાળો મેં આપને નોહોતી વાત કરી કે બેનબાએ સાજો કર્યો તે બેનને મળવા આવ્યો છે" માધુએ ઓળખાણ કરાવી. વિદ્યાએ બીજી વાત સાથે આ શબ્દો પણ સાંભળ્યા.

તેણે માબાપની વાતચીત સાંભળી તેતો તેને સંપૂર્ણ ગમી હતી. પણ કવિતા લખનાર વળી કોણ છે એ વિશે તેને ચોળો રહ્યા. અટકળેતો ધાર્યું કે એજ હશે પણ જો તેમ ન હોય તો વળી કોઇ બીજી પીડા ગળે પડી ઠરે એ વિશે નક્કી કરવા તેણે નટવરનેજ બોલાવવો ધાર્યો હતો- કારણ એ કાગળ તેના શેઠનો હતો એતો નક્કી હતું, ત્યારે તેનો શેઠ કોણ છે એ જાણવું તો માત્ર એકજ સવાલનું કામ હતું પણ તેને એટલી પણ તસ્દી લેવી પડી નહીં તે આપોઆપ આવીને હાજર થયો.

વિદ્યાને વ્યંકટરામે બોલાવી. તે બાહાર આવી તેની સાથે વિમળા પણ આવી; બંને રાધાલક્ષ્મી સાથે હીંચોળા ઉપર બેઠાં. નટવર તેને નમી પડયો ને બોલ્યો " અહો! મારાં પ્રાણદાતા માડી ? મારા પડોસમાંજ છે, એ વાતની તો મેં નીચે ડેહેલામાં માધુભાઇને હમણાં જોયા ત્યારેજ ખબર પડી !!" આમ બોલતો તે નીચે શેત્રંજી ઉપર બેઠો. વ્યંકટરામ ગાલીચા ઉપર બારીમાં તકીયો પડયો હતો તેપર અઢેલી લાંબા થઇ સૂતા હતા.

નટવરના પડોસ શબ્દ વિદ્યાને ગમ્યા. તેણે તો તેના તર્કને પુષ્ટી દીધી, પણ તે તર્કનો નિશ્ચય એકદમ કેમ કરાય? ધીરે ધીરે થશે.
" કેમ ભાઈ હવે તમારી પ્રકૃતિ સારી થઇ?"

" હા બેન આપના પ્રતાપથી સવારનો મારા શેઠની નોકરીમાં પણ હાજર થઇ ગયો છું."

" તે કોણ છે?" એવા પ્રશ્ન કરવાનું વિદ્યાને મન થયું. પણ તે કેમ પૂછાય? શું કામ ન પૂછાય ? તેના મનમાં આ સંકલ્પ થતાંજ નટવરે વગર પૂછે વ્યંકટરામ સામું જોઇ પૂછ્યું " મારા શેઠ અહીં પધાર્યા હતા વારૂ?"

" કોણ હર્ષદરાયભાઇ ? " વ્યંકટરામે પ્રશ્ન કર્યો. વિદ્યા આતુર

બની શું જવાબ આપશે?

"જી હા." નટવરના આ જવાબે વિદ્યાને ઘણી નીરાંત કરી, ઘણો આનંદ આપ્યો. તેનું સુખનું સ્વપ્નું–તેની કલ્પના-અટકળ મનમાની રીતે સાચી પાડી. તેને ફરીને પેલા કાગળનું સ્મરણ થયું. તેની અસર તેના અંતઃકરણ પર યથાર્થ થઈ. આ ક્ષણથી તેના મન પર એ મનહર છબી એવી ચોંટી ગઇ ને તે નીચે તેની ગીતીયો એવી જડાઇ ગઇ-છપાઇ ગઇ, કે તે કદી ઊખડીજ નહીં.

રાધાએ તેને હર્ષદ તરફનો પેતાનો પ્યાર બતાવવા આવકાર દીધો. "હા. એમ કે? ત્યારે તમે એમના ગુમાસ્તા છો. ઠીક ઠીક, ભલે આવ્યા."

નટવર પક્કો હતો તેણે યુક્તિબંધ વાત છેડી "એ અમારા અન્નદાતા છે પણ બેનતો મારાં પ્રાણદાતા છે તેથી હું તો એમનો પણ ચાકરજ છું. અને તેથી પ્રભુ પાસે માગુંછું કે મારે હાથે બંનેની સેવા પરીપૂર્ણ કરાવજે."

દાંણો દાબી જોવા આ વાત કાઢી વિદ્યાને તેની વાત બે રીતે ગમી. તે હર્ષદના તેમજ તેનાં માબાપના વિચાર દર્શાવનારી હતી, ને તે પોતે પૂછીને જાણી શકે તેમ નહોતું. નટવરને પ્રભુએજ મોકલ્યો. રાધાલક્ષ્મી પણ ચતુર હતાં તેમણે પણ મર્મમાંજ વાત ચલાવી.

"તે કેમ બનશે? તારા શેઠતો આજે આંહીં છે ને કાલે દેશ જશે, ત્યારે તારી માગણી શી રીતે ફળીભૂત થશે?"

નટવર સમજ્યો કે મારા મોથી વાત કઢાવવા માગે છે. તેને તો એટલા સારૂજ શેઠે મોકલ્યો હતો તેથી જવાબ દીધો "આપ જેવાં મુરબ્બીની કૃપા થશે તો એવો પ્રસંગજ નહીં આવે."

રાધાએ ચતુરાઈજ ચલાવી "એવો પ્રસંગ આણવો કંઇ અમારા હાથમાં છે? કારણ સ્વામી તારો શેઠ છે એટલે તેની મરજી મુજબ બધું બને."

નટવર જરાક હસ્યો ને સમજ્યો કે સ્વામી શબ્દ મારા પ્રત્યે નથી પણ પોતાની પુત્રીના સ્વામી (પ્રભુ તેમજ કરો) પ્રત્યે છે. વારૂ ઠીકજ છે ચોખ્ખી વાત કહું. "એમ ગણીયે તો તો મારા શેઠ પણ મોટા શેઠના તાબેદાર એટલે તેમની મરજી જોઇએ."

આ વાત સહુને સાચી લાગી. તેમની સંમતી પણ અવશ્ય

જોઈએ. રાધાએ પોતીકી શંકા નીવારણ કરવા પૂછ્યું, "તમારા શેઠને કંઇ સંતતી છે?" મુદ્દાની વાતથી સવાલ ઘણો આઘો હતો પણ નટવરે જવાબ મન ગમતોજ દીધો.

"અરે માજી હજી સગાઈ વતીક નથી કરવા દેતા. આગળ સ્ત્રીઓ સ્વયંવર કરતી હવે પુરૂષો સ્વયંવર કરવાનો રીવાજ કાઢે છે. માબાપની શરમ નહીં, નાની કન્યા પસંદ નહીં, ને મોટી પણ વળી ભણીગણી ડાહી રૂપાળી જોઇએ. એવી આશા રાખનારા ઘણા ને વહુઓ થોડી એટલે પછી નાની મોટી કરતાં કુંવારા રહે; ને અત્યાર સુધી તો એમજ થયું છે. મેં તો બહુવાર કહ્યું કે જે આવે તેને પરણો ને તેને પછી રીતભાત, ભણવું ગણવું, શીખવજો પણ ધ્યાનમાં ઉતરતું નથી."

"ધ્યાનમાં નજ ઉતરે. પાકે ઘડે કાંના ન ચડે. બાળકપણથી કેળવાએલ હોય, સારા ઘરમાં ઉછરી હોય તેજ સારી નીવડે. તમારા શેઠના વિચાર સ્તુતિપાત્ર છે. પરણવું તે સુખ માટે જે હાલત હોય તેને વધારે સારી–સુખી કરવાને, કે ઉલટી દુખી કરવા–બગાડવા?"

"આપનું કહેવું યથાર્થ છે તણ માજી આજે એવાં રત્ન–કન્યા રત્ન–દુર્લભ છે. આપ જેવાં વિદ્વાન માબાપની–અને તેમને પેટ આવી સદગુણ મૂર્તી–વિદ્યા સ્વરૂપ, વિદ્યા બેનની–દેશમાં ઘણી ખોટ છે. વાહ! ધન્ય છે આપના વિચારને! જેના આવા સારા વિચાર છે તેને પેટ સદ ભાગીનેજ પ્રભુ જન્મ આપે! અને તેથી મને લાગે છે કે મારાં આ ત્રાતા બેનને માટે પણ આપે એવી ઉત્તમ ગોઠવણુજ કરી હશે?" નટવરે પૂછ્યું. જાણીને તેમને મોહે બોલાવવા પૂછ્યું. જવાબ મનમાન્યો મળ્યો.

"હજી એની પરણવા લાયક ઉમર હમણાંજ થઇ. વહુ લાયકના ગુણો મેળવ્યા પહેલાં વહુ થવું ઘણું વિષમ છે; હવે એજ વિચાર ચાલે છે. તમારા જેવા બ્રહ્મદેવના આશીર્વાદ મુજબ પ્રભુ સારૂંજ કરશે."

"લ્યો માજી રજા લઇશ જરૂર સમજજો કે મુજ ગરીબની આશીષ–ઇચ્છા–પ્રભુ પાર પાડવાનોજ થયો છે. મારા શેઠ પાંચ વાગે બેકબે ઉપર ફરવા જવાના છે તેનો વખત થવા આવ્યો માટે

હવે જઈશ." નઠવર ઉઠયો. હાથ જોડીને સહુને નમ્યો.

"હાભાઇ ભલે પધારો. કદી કદી આવજો" રાધાલક્ષ્મીએ કહ્યું.

"આવીશ માજી. આપની આટલી બધી કૃપા થઇ છે તો હવે તો આપણુ મારા માલીકનુંજ ઘર હું સમજું છું. આવીશ ઘણાં રૂડાં કામે આવીશ." આમ બડબડતો તે ફ્રીને સહુને નમીને ગયો.

સહુને તે ગમ્યો, તેની વાતચીત ગમી, તેના શેઠના વિચાર પણ ગમ્યા. હવે ચોખી વાતચીત કરવાને અડચણુ નહોતી. બંને પક્ષની મરજી હતી ને તે બંનેને સમજાઈ "પાંચ વાગે ફ્રરવા જવાના છે" એ વાત નઠવરે વધારે કહી તેનો અર્થ પણુ સહુ મનમાં સમજ્યાં; બંને પક્ષને ખાત્રી થઇ તેમ ખાસ બંને પક્ષકારોને ખાત્રી થવી જોઈએ. પણુ રાધા સમજી કે હવે વિદ્યાનો પગ પોતાની મેળે નહીં ઉપડે; તેથી તેણે વિમળાને કહ્યું. "કેમ બેન! આજે ફ્રરવા નથી જવું? પછી ક્યારે જશો. અલ્યા માધુ .ગાડી જોડ." આ હુકમ વિદ્યાને ઘણોજ મીઠો લાગ્યો. તે શરીરથી ધીમે પણુ અંતઃકરણથી ઉતાવલી-પરવારી; ને વિમળાની સાથે નિચે આવી ગાડીમાં બેઠી. તેવીશ મીનીટમાં ચરનીરોડનું સ્ટેશન ઓળંગી દરીયા કિનારે આવી ઉભી રહી. બંને ઉતર્યાં, ને પોતાના એકાંતસ્થાને જઇ બેઠાં.

થોડીવાર ત્યાં બેઠાં, પણુ વિદ્યાને ચેન પડતું નહોતું. વિમળા તેનું કારણુ સમજતી હતી પણુ તે શું કરી શકે? તેનામાં કંઇ ચિત્રલેખા જેવી શક્તિ હતી કે ઉડતી જઈને તેના અનિરૂદ્ધને ઉપાડી લાવે? આડી અવળી વાતો કરાવીને તેણે વખત કહાવવાનું કર્યું. જેમ જેમ વખત જતો ગયો, તેમ વિદ્યાને વ્હેમ થતા ગયા. "આવડા મોટા ફ્રરવાના મેદાનમાંથી તે આ જગ્યા ક્યાંથી શોધી કહાડશે? તે કદાચ આવી ગયા હશે! તેનો આવવાનો વિચાર બદલાયો હશે? ન બદલાયો હોય તોપણુ તે મળવા આવશે એમ ધારવું તો માત્ર કલ્પનાજ હતી- કલ્પનાતો ખરી પણુ પડે ને ખોટીએ નિવડે! ખરી ન પડે તો કમબખ્તી!" તેને મનમાં વિચાર ઉઠયો. "અહા !! આશું મારી સ્થિતીનો વિચિત્ર ફેરફાર! આટલામાંજ વૃત્તી તેના ભણી દોડી? તેના વિના વિકળ થવા લાગી! બુદ્ધિ આડો તે પડદો નાખવા, ધીરજને ઊડાવવા લાગી! હજી ન આવ્યા. એ પેલી ગાડી આવે તેમાં એ હશે? ના એતો જૂઠાબોલા હશે! નહુ તડાકી

હશે? કંઇ વિઘ્ન આવ્યું હશે? કશું બંધ ન બેસે. શી રીતે બેસે? એતો બધા મનના તર્ક વિતર્ક હતા. તે બીજી અડધી કલાક સુધી જારી રહ્યા. "હવે તો હદ થઇ. નજ આવ્યા!" તે વારંવાર વિમળાથી શરમાવાને લીધે જુઠાં બાંહ્યાંનાં કાઢી બેંચ ઉપરથી ઉઠે ને વળી આવીને બેસે, તેની ઘડીયાળમાં સાડા પાંચ થયા, ઘડીયાળ તો ખરી હતી, સ્ટેશનની ઘડીયાળના તથા તેના સાથેજ પાંચ લાગ્યા હતા, ત્યારે થયું શું?

સબર કરો!! પાંચ મીનીટ થઈ કે નટવર દુરથી આવતો દેખાયો. "એકલો કેમ? શેઠ નહિ આવે એમ કહેવા? અથવા શેઠ ફલાણે ઠેકાણે બેઠા છે એમ કહેવા? ગમે તેમ--તેના શેઠના સમાચાર એથી મળવાના એતો નક્કી. પણ તેને એ વાત ચોખી કેમ પૂછાય? કલ્પનાથી જે વાત અટકળી હતી તેનો પ્રશ્ન કેમ? કલ્પના ખોટી હોય તો પોતાની કેટલીબધી નબળાઇ જણાય? કંઇ ફિકર નહીં તે તો યુક્તિ બંધ કરશું," આ પ્રમાણે તેના મનમાં ઉથલપાથલ થઇ, નટવર પાસે આવ્યો, પગે લાગ્યો ને હસતો બોલ્યો "કેમ બેન આજે કંઇ વહેલાં વહેલાં પધાર્યા છો?

"વહેલાં શાનાં? પોણા છ થવા આવ્યા. અમે તો રોજ પાંચ વાગે આવીએ છીએ તેમ આજે પણ આવ્યાં છીએ" વિદ્યાએ જવાબ દીધો, નટવર ભેદ સમજ્યો, તેણે ભરમ ભાગ્યો.

"તે તો મદ્રાસી હશે ને આતો મુંબઈ શહેર છે." તેણે પોતાના ખીસામાંથી સોનાની સાંકળીવાળી ઘડીયાળ કહાડી, તેમને બતાવવા તેમાં વખત જોઇ હાથમાં રાખી મૂકી.

વિદ્યાથી તો પૂછાયું નહીં. વિમળા તેની મદદે આવી, તે બોલી "આ ઘડીયાળ તો તમારા શેઠની દેખાય છે; તે દિવસ જેમ પેલો રૂકો આપીને ક્યાંહીં ચાલ્યા ગયા હતા, તેમ આજે વળી આ ઘડીયાળ આપીને ક્યાંહીં ગયા છે શું?"

"નારે બેન તે હવે આવશે, પણ આ ઘડીયાળના ભભકાથી અંજાશો નહીં, એતો મોતીભાઇની છે. ઘડીયાળીને ત્યાં સમી કરાવવા લઇ ગયો હતો; તે હવે ઘેર જઈશ ત્યારે પહોંચાડીશ; શેઠની સમજશોમાં. 'એતો ભરમ ભારીને ખીસા ખાલી' નટવરે વાત છેડી.

"વારૂ, તેમાં ભરમ ભારી ને ખીસા ખાલી શું" વિમળાએ

ખુલાસો માગ્યો.

"ઢમ ઢોલ ને માંહે પોલ; ડુંગર દુરથી રળીયામણા; ભરોંસાની ભેંશ પાડો જણે."

"વાહ! કંઇ કહેવત સંગ્રહજ મોઢે કરી છે શું? આ બોલવાનો અર્થ શું છે?"

"બેન બા શ્રીમંતનાં પુત્રી, માહા સુખમાં ઊછરેલાં, ને એ બિચારા પરતંત્ર મામાને ઘેર પળીને મોટા થયા છે. આજે પણ પોતીકી દમડીએ નથી રાખી!! કહોવારૂ એવા પતિને પરણવાથી તેની ચાકરી કરવા શિવાય બીજું શું પામવાનું છે?" નટવરે વિમળાને પ્રશ્ન કર્યો. વિમળા શું જવાબ દે? વિદ્યાથી ન સહેવાયું તે લાજ મૂકીને બોલી ઊઠી.

"ગરીબી એજ જો એમ હોયતો વધારે ખુશીની વાત છે, હુન્નર, આવડ, ને મહેનતું શરીર સફળ થાય. તે બધાનો યથાર્થ ઉપયોગ કરવાનો પ્રસંગ મળે; અને તેથી તેની ખરી કદર થાય. ત્યારેજ દૃઢ પ્રીતિ થાય. પ્રીત વધવા—સાચી પ્રીત સાબીત કરવાનો પ્રસંગજ ગરીબી છે, 'માણસ નસીબથી મ્હોટો થાય પણ નસીબથી સારો થઇ શકતો નથી' એટલે એ અડચણ મારા મનથી તુચ્છ છે. તમને મ્હોટી લાગે તો તેમાં તમારી બુદ્ધિની નબળાઈ સમજજો. માફ કરજો.

"કહેવું સહેલું છે પણ કરવું કઠણ છે; કરીને પસ્તાવા પછી ઇલાજ નથી. તે કરતાં ન કરીને પસ્તાવું સારૂં છે" નટવરે એધડક વધારે છેડખાંની કરી.

"અલબત છે, અને તેથી એ પરીક્ષા તો મારે આપવીજ જોઇએ. પ્રભુ મ્હારી સહાયે છે. જે શ્રીમંતાઇથી મોહે તેને એમ થાય, તમારૂં ધારવું ઠીક છે, પણ તમને મારા અંતઃકરણની ખબર નથી, પૈસાને હું તુચ્છ ગણું છું, માત્ર પૈસાવાળાની મને દયા આવે છે. ગુણ વિદ્યાનીજ હું વેચાણ છું. અખૂટ ખજાનો-અચળ ધન—જેની પાસે વિદ્યા છે, જેનામાં સદગુણ છે, તેને ગરીબ ધારે તેની અક્કલજ ગરીબ છે. વિદ્વાન રાજાથી પણ મોટો છે તે બધા દેશમાં પૂજાય છે ને એવા બધા દેશમાં વખણાતા દેવની ઉપાસના—તેની શક્તિ-તેનો મહીમા—જાણીને-શ્રદ્ધા પૂર્વક જે કરવાને ચાહે છે તેને આ

તમારો તર્ક ડગાવવાને તૃણરૂપ છે. હસવા સરખો છે તમને એની સમજણ પડવાનીજ નથી.

વિમળાથી પણ ન રહેવાયું તે બોલી ઊઠી "કેવો વિચિત્ર નીમકહલાલ નોકર છે? પોતાના શેઠની સગાઇ થતી ઊલટી અટકાવવા કોશીશ કરેછે.

નટવરે ખરો ભેદ ખોલ્યો "માફ કરો બેન મેં અટકાવવા કોશીશ નથી કરી પણ તે દ્રઢ થવા કોશીશ કરી છે. આવા ઊત્તમ વિચાર કાંનો કાન મારા શેઠને સંભળાવવા કોશીશ કરી છે. તે પ્રભુએ પાર પાડી. તમે પાર પાડી, તેમ પ્રભુ તમારી પણ કોશીશ પાર પાડો, જુવો પછવાડે કે પાર પડી" એમ કહેનોજ તે ચાલતો થયો. વિદ્યા તથા વિમળાએ પછવાડે જોયું, તો હર્ષદરાય વેલાના ઓથમાંથી બહાર આવતો જણાયો.

તે ક્યારના ઊભા હતા? કોણ જાણે. શું તેમણે આ બધું સાંભળ્યુ? હા તેમાં શી હરકત હતી? તેણે આવું સાંભળવાજ એક બાજુથી નટવરને મોકલી બીજી બાજુથી પોતે આવી છૂપી રહ્યો હતો. તે સાંભળીને ખૂબ રાજી થયો. વિદ્યા તથા વિમળાને પણ સંતોષ થયો કે વારૂ એ પણ સારી પરિક્ષા થઇ. પણ એ પરિક્ષા તો પુંઠ પછવાડેની હતી. ખરી પરિક્ષા તો હવેજ હતી.

નટવરતો ખસ્યોજ હતો. વિમળા પણ ગાડીમાં જઈ પાણી પી આવવાના બહાંનાથી ખશી, વિદ્યાએ તેને ધીમેથી કહ્યું "બેન મને એકલી મૂકીને ક્યાં જાય છે?"

વિમળાએ જતાં જતાં જવાબ દીધો "એકલી થવાની કોશીશ કરવા."

"પણ અલી, કોઇ આપણી પાસે આવે તેને આવો બેસો તો કહે, કંઈ વાતચીત તો કરય"

"મારાથી તું વધારે વિવેકી પણ છે ને ડાહીપણ છે. તારી આગળ મારૂં ઉલટું ઝાંખું દેખાય."

આટલું બોલીને વિમળા પણ ગઇ. વિદ્યા એકલી રહી? આજુ બાજુ તો ઘણાએ માણસો આવજા કરતાં હતાં. સામોજ હર્ષદ માંડવાના વેલાની ડાળ પકડી તેનાં પાંદડાં તપાસતો ઉભો હતો છતાં બંને જાણે એકલાંજ હતાં. કાંઇ બોલેજ નહીં. તાકીને એક બીજા સા-

મું જુવેજ નહીં. આતે શું ? મોટી મોટી સભાઓમાં કલાકોના ક-
લાકો સુધી ભાષણ કરતો—તે વક્તા તરીકે આખા દેશમાં પંકાઇ
ચુકયો હતો. પણ આ વખત તો તે નાપાસ થયો. સોએ પાંચ દો-
કડા પણ ન મળ્યા. એક વાત પણ ન કરી શકયો. તે પુરૂષ બી. એ.
વક્તા ન બોલી શકયો ત્યારે વિદ્યાનું તો કહેવુંજ શું ? તે પણ શા-
ળામાં સેંકડો ગ્રહસ્થો વચ્ચે મધુરા અને મોટા સાદથી નવી કવિતા
બનાવીને ગાઇ શકી. પણ આ વખત તો તે પણ મુંગીજ રહી.
વહુવર તરીકે તેમને પહેલુંજ બોલવાનું હતું. એ બોલવું તેઓ આ-
જેજ શીખવાનાં હતાં. પાંચ મીનીટ સુધી બેઉ મુગાં રહ્યાં. વિદ્યા જે
બેન્ચપર બેઠી હતી ત્યાંજ બેઠી હતી ત્યાંથી જરા સરી પણ નહોતી
શકી. તે નિચે પોતાના પગના અંગુઠા ઉપરજ જોયાં કરતી હતી.
અંગુઠામાં તો કશું જોના જેવું નહોતું. પણ તે તો નજર ચુકાવીને પતીનું
મુખ જોવાની ઓથ હતી. પ્રિયતમના દર્શનથી જે અતી ઉમંગ ઉભરાઇ
જતો, તેને બહાર દેખાઈ જતો ચોભાવવાની આડ હતી. પ્રેમતો દ્રષ્ટીને
દોરીને મુખપર સામી દ્રષ્ટીથી ભેટવા લઇ જતો; પણ જરા દ્રષ્ટી-
ઓનો મેળાપ થતાંજ શરમ વચમાં વિઘ્ન નાંખતી, તે આંખના પો-
પચાપર આવીને પડતી, તે તેમને નીચે નમાવી દેતી, ત્યારે શું શ-
રમ છેક વિઘ્ન રૂપજ હતી ? ના એમ પણ ના કહેવાય. તેણે દ્રષ્ટી
મેળાપની કિંમત વધારી. તે મેળાપ તેણેજ ઘણો દુર્લભ—મનમાન્યો
પામવો દુર્લભ—કર્યો, એથી તેમને આ સુખની તૃપ્તિ ન થઈ ગઇ;
તે લંબાયું, પાંચ મીનીટ સુધી ચાલ્યું, ત્યાંસુધી બીજી ક્રિયા થઇજ
નહીં; બન્નેએ એ સુખજ અનુભવ્યું, હવંદ શું બોલવું, તે શોધવાજ
મથતો હતો. તે બહુ મથ્યો પણ તેને કંઇ નવું ન સુઝયું ને હવે બોલવું
તો જોઇએજ; ત્યારેજ અનુભવ થતો હતો, તે વિષેજ બોલવા ધાર્યું.
પણ શું કહેવું ? શી રીતે કહેવું ? ત્રીજા પુરૂષમાંજ વાત કરવી. સા-
દી સુધી સહજ બને એવી ગીતીજ ઠીક પડશે. પોતાના મુખ દર્શનની
ચોરી જે પ્રિયા કરતી હતી તે પોતે સમજતો હતો, કારણ પોતે
એજ ધંધો કરતો હતો. તેથી તેણે પ્રીયાની ચોરી પકડવા કર્યું. બ-
રાબર સોરઠમાં તો ન ગવાઈ પણ ધીમેથી તે વિદ્યા સામું જોઇ
નિચેની ગીતી બોલ્યો.

રાખી નીચી દ્રષ્ટી, નજર ચુકાવી જુવે પ્રિયા-મુખને;

શરમ સ્નેહ બે સાથે, કરે અમલ ધન્ય ધન્ય ! આ સુખનો!

વિદ્યા સમજી કે હું તેના મુખને જોઉ છું એ ચોરી તેણે પકડી તો એ પણ કયાં શાહુકાર છે. તેને જણાવું. સામું જોવાની તો હિંમત ન ચાલી, નીચી નજરેજ તે બોલી.

" પ્રીયાના મુખને યોગ્ય છે."

હર્ષદ સમજ્યો. બહુપ્રસન્ન થયો. તે ઘાયલ થઈ ગયો!! વિદ્યા એ કરામત કરી! થોડું બોલી પણ તે તેણે થાંભલો કોતર્યો શી રીતે? આપણે પણ તે સમજીયે.

. તેમાં ઘણા અર્થ હતા. એક તો એમ કે સ્નેહ સાથે શરમ રાખવી એ પ્રિયાના મુખને યોગ્ય વાત છે. તેનાથી શરમ પણ ન તોડાય ને સ્નેહ પણ ન છોડાય. બંને તેનાં ભૂષણ છે. એ રીતે તેનું કહેલું પ્રમાણુ રાખી પોતાનું કરવું પણ વાજબી ઠરાવ્યું.

વળી તેણે વિદ્યાની ચોરી પકડી માટે પોતે પણ હર્ષદની ચોરી પકડવી જોઇએ. એ વાત પણ તેણે આ વાકયમાં બતાવી કે એ ગીતી પ્રીયાના મુખે કહેવી યોગ્ય છે. કારણ હર્ષદ એમ વર્તે છે. વારૂ એપણ ઠીક કે એવી મતલબથી પ્રિયાએ કહેવું જોઇએ. પણ ના તેથી પણ વધારે તેમાં સમાસ હતો. એજ ગીતી હર્ષદનીજ ગીતી, તેણે જવાબ તરી કે પાછી આપી. તે એટલાજ ખુલાસા સાથે કે " પ્રીયા–મુખ " શબ્દ છે ત્યાં વચમાં છઠી વિભક્તિ લખી છે એટલે એવી રીતે જોતાં " પ્રીયાના મુખને " એવો તેનો અર્થ થાય છે. તેમ કરવાથી જોનાર હર્ષદ ઠરે છે ને તે પોતેજ પોતાની ચોરી કબુલ કરે છે તે યોગ્ય છે.

હર્ષદ સમજ્યો કે પોતે પકડાયો. પોતાનાજ હથીયારે પોતે હાર્યો. પણ તેણે વળી બચાવ કરવા ધાર્યું. તેના કહેવાની મતલબ પ્રિયામારા મુખને જુવે છે એવી હતી, તેજ અર્થ સ્થાપન કરવા તેણે કહ્યું. " પ્રિયા કર્ત્તા છે "

એક રીતે પ્રિયા કર્તા એટલે ચોરી કરનાર પ્રિયા છે ને તે વાત સિદ્ધ એમ કરી કે વ્યાકરણની રીતે ગીતીમાં પ્રિયાને કર્તા ગણી છે.

વિદ્યા સમજી. તેણે વ્યાકરણથીજ બચાવ કર્યો. "કહેનારજ કર્તા કહેવાય" પ્રિયા મુખ તેનું કર્મજ છે. આ બચાવ એવો હતો કે હ-

ષૈદથી ન ના પડાય. કારણ ગીતીનો કહેનાર બનાવનાર પોતેજ હતો. તેમ છતાં પ્રિયાને કર્તા શી રીતે કહે? પ્રિયા-મુખ તેમજ કર્મ ઠર્યું એટલે ચોર હર્ષદજ રહ્યો. વિદ્યા ઝીતી.

કેટલીવાર! તુરત હર્ષદે તેને ઝીતી લીધી. એજ વાક્યથી તેણે અર્થ ફેરવી વ્યાકરણની તથા ગીતીની બાબતને પડતી મુકી પોતાની મતલબની વાતપર તે લઇ ગયો ને બોલ્યો. એમ હું મનથી તો માનતોજ હતો.-પણ પ્રિયા ખુદ તે કબુલે છે એ જાણીને આજે કૃતાર્થ થયો. હું ધન્ય થયો. "વિદ્યાને ચોખું સમજાવવા તે હવે ચોખુંજ બોલ્યો" પ્રિયામુખ-તેનુંજ કર્મ છે તેનુંજ ભાગ્ય છે. હા! બરાબર! મારી પ્રિયા એજ મારૂં કર્મ. મારૂંજ કર્મ. મારૂંજ ભાગ્ય. હું એ કર્મથીજ કરમી થયો. એ ભાગ્યથીજ ભાગ્યશાળી થયો!!

હર્ષદના મોંમાં આ શબ્દોજ હતા ને માળાનો ભઇયો ત્યાં આવ્યો. તેણે હર્ષદને નમીને તેના હાથમાં તાર આપ્યો. વિદ્યા સાવધ થઇ તેણે જાણ્યું કે તાર આવ્યો તે હવે જરૂર જવાનો. હર્ષદને પણ આ રંગમાં ભંગ બહુ અણગમતો લાગ્યો. ઉમરભરમાં જે કદી ન અનુભવેલું તે સુખ અનુભવતાં પહેલેજ પગલે ઠોકર-પહેલે ગ્રાસેજ મક્ષિકા આવી. તેને તાર વાચવામાં વખત જાય એટલો પણ પ્રથમતો ભારે લાગ્યો. તે જેમ તેમ ટાળવા તેણે તાર ઉઘાડયો. તેણે ધાર્યુ કે હમણાં પતાવી દઉંછું, પણ એ ધારવું ખોટું હતું. તાર વાંચ્યો ને વિચારમાં પડયો. કંઈપણ બોલ્યા વિના તેણે વિદ્યાના હાથમાં આપ્યો, "મને કેમ આપતા હશે" એમ કલ્પના કરતાં તેણે તે લીધો. વાંચ્યો તે પણ ઉંડી ઉતરી ગઇ. પ્રેમાનંદમાંથી નિકળી ઉચાટમાં પડી. તેવામાં હર્ષદના ચહેરામાં ફેરફાર થયો. તેપર કંઇક તેજ પ્રકાસ્યું. તેને નવો તર્ક સુઝયો ને તેણે તે ભલે સુઝયો ગણી તુરત બાહાર કહાડયો.

"પ્રભુ કરે તે સારાને; તાર ભલે આવ્યો તેણે આજનો મેળાપ ટુંકો કર્યો તે ભવિષ્યનો નિત્યનો મેળાપ જલદી કરાવવાને આ વિયોગની કિંમતથી આપણે સદાનો સંજોગ ખરીદીશું. મારે એમની સંમત્તિ લેવી જોઇએ, એમને કાને નાંખવું જોઇએ, એટલે તેઓ પણ આ ઉત્તમ અવસરને દીપાવવામાં ભાગ લે.

વિદ્યા પણ સમજી કે એટલો વિજોગ જરૂરિયાતનો હતો. એ ઓ-

સડનો કડવો ઘુંટડો પણ પીવોજ જોઇએ તે તેણે પણ હીંમતથી પીધો; ને તે તેને જણાવવોજ જોઇએ. શી રીતે જણાવવો? શું કહીને જણાવવો? પરાણે ઝટ ન સૂઝયું. પગના અંગુઠાથી તેણે થોડી વાર ભોંયપર લીટાં કહાડયાં. ને તેમાંથી જાણે તેને જડી હોય, તેમ તેણે એક સાખી ઘડી કહાડી. અને તે તેમાંજ પડી રહી હોય, તે ધૂળ ખસેડીને વાંચતી હોય તેમ બોલી.

"તાર અદેખા ભલે દુરકર દ્રષ્ટીથી મુજ ( પ્યારો )"
"તનથી દુર કરે, નથી તાકત પાડે ચિત્ત વિસારો;"
"વાત નહીં કરવા દે તો દીલ જણવીશ પત્ર લખીને."
"નજરે મુખનહીં દેખું તો હું નીરખીશ ધ્યાનધરીને."

"દ્રષ્ટીથીમુજ" પછી શું તે શરમાઇ જવાથી ન બોલી પણ પ્રાસના તથા પ્રસંગના સંબધંથી હર્ષદ સમજ્યો કે "પ્યારો" શબ્દ છે. તેજ શબ્દ તેને કહેવાની મરજી હતી પણ તે બાહાર ન કહાડી શકી. મનમાંજ રાખ્યો એ જોઇને હર્ષદને નવો વિચાર આવ્યો. તે સાથેજ તેણે તેની ચોખી કબુલત લેવા યુક્તી કરી તેણે મનમાં ગોઠવ્યું ને બોલ્યો;

"મુખથી બ્હાર ન કાઢી મૂક્યો મનમાં પૂર્યો પ્યારો."
"ઉરધારી પોતાને જાણી બદલો દીધો સારો."
"પણ તેણે તો તન પણ અરપ્યું છે તે શું જાણે છે!"

ચોથી કડી હર્ષદે ન કહી; જવાબ સાંભળવાજ ન કહીં. ખોટું કર્યું. તુરત કાવ્યમાં ચોથી કડી પુરવીને તેમાં પોતાના વિચાર જણાવવા એ કંઈ ઝટ બને? ન બનેતો શું જવાબ ન દેવો? સાખી અધુરી રાખી મોંહોડે જવાબ દેવો? હર્ષદ પણ સમજ્યો કે મેં સાહસ કર્યું પણ એકજ મીનીટના વીસામાએ વિદ્યાને સુઝાડયું તે બોલી. "પ્રાણ અને તન પામનાર કયમ આ શંશય આણે છે."

સાબાશ વિદ્યા સાબાશ! એણે તને તન અરપ્યું. તે અવલતો તેને તે પ્રાણ અને તન બેઊ આપી દીધાં છે છતાં તેણે શું તે હજી સ્વીકાર્યાં પણ નથી કેશંકા થઇ? વાંચનાર, આ સાખીનીજ મજા ચાખવામાં રહો; અમે તેઓના છુટા પડવાના દુખો વૃતાંતની વાત બાઇજ જશું. તમે સમઝી લ્યો કે છુટયાં પડયાં.

# પ્રકરણ ૪.

## દોહરો.

કુટંબ દોલત એકગમ, બીજી ગમ શુભ નાર;
એક તજે બીજું મળે, શું કરવું તે ઠાર?

જુનાગઢમાં હેઠાણ ફળીયાના એક ત્રણ માળને ઉપર ચોથી અગાશીવાળા–બહારથીજ ભવ્ય દેખાતા ઘરમાં સવારના પહોરમાં ૭ વાગે આપણે પેશીએ. ઉપર માળીયાવાળી ડેહેલીમાં થઈ. એક તરફ ઢોરવાડીયું તથા જાજરૂ, અને બીજીગમ ચાકરોની કોટડીઓવાળો ખુલ્લો ચોક ઓળંગી, ઘરમાં પેઠા, મોટી ઓશરીમાંથી અંદર પડશાળમાં ગયા, તો તેની બંને બાજુ ચોકાઓ ફુટ ઉંચા હતા. જમણી તરફના ચોકાપર એક ગમ દેવઘર ને તેના સામુ બીજી ગમ રસોડું હતું. દેવઘરની શોભા આ વખત ઘણી ભવ્ય હતી. સુંદર નાના દેવ ઘરની ભીતો ઉપર અવતારો તથા લીલાનાં ચિત્ર-ઉપર સુંદર રંગીન કાચની જડેલી છતમાં હાંડીઓ, ગોળા,-તથા વલી સુદર અભરાઇ ઉપર અરિસાઓની હાર એ બધું-નિચે પાટલા ઉપર જે બે ઘીના ઝગઝગતા દીવા રૂપાની દીવીઓ ઉપર બળતા હતા, તેથી ઝગઝગાટ કરતું દેખાતું હતું. સામે સુંદર કાચનાં બારણાંવાળા હાટડામાં પાલખામાં પાંચે દેવ સંપીને આ વખતે તો ન્હાઈ ધોઈ ખાઇ પીને ફુલોની તથા ધુપની ખુશબો લેતા ચંદનમાં ચરચાએલા બેઠા હતા. ને તેમના સામો તેમનો નમ્ર આસ્તિક સેવક સાઠેક વર્ષની વયનો શરીરે પણ શ્વેત, વાળથી પણ શ્વેત, વસ્ત્રથી પણ શ્વેત, કપાલના તીલકથી પણ શ્વેત દેખાતો પલાંઠી મારી બેઠો હતો. ને તેની આજુ બાજુ પડેલ ચાદીનો પુજાપો જે શ્વેતતામાં ખામી રહી હતી તે પુરી કરતો હતો. હમણાંજ તે કપુર આરતી કરી રહયો ને પુષ્પાંજળી કરવા માંડયો, તેવામાં ચોકા ઉપરથી અવાજ આવ્યો. ઘોરાજીની સુંદર સાંગામાંચી ઉપર તેવીજ ભવ્ય તેનીજ સ્ત્રી પંચાવન વર્ષની બેઠી બેઠી પોતાનો લગભગ ધોળો થવા આવેલો ચોટલો ઓળતી–પાસેની જાળીમાંથી પ્રકાશ આવતો હતો તેના ભણી મોં કરી એક હાથે અરીસો પકડી બીજે હાથે કાંકસીથી સેથી સમારતી બોલી.

"કેમ ત્યારે હવે વાત બાહાર પાડું? આજ વાર સારો છે,

ને દિવસ પણ ચોખ્ખો છે. મેં કરૂણાશંકર પાઠકને કાલે પૂછ્યું હતું. તે કહે ફરી આઠ દીવસમાં કોઇ સારો જોગ નથી. ઘરમાં કેરીયો પણ સામટી છે, તે રસ પુરી કરીએ. ને થોડા શુકન જેટલો કંસાર કરશું. આજે તો કળીલોજ કરશું. આપણે હોશની એટલી નવાઈ. ને ભાણો આવે તે દીવસ નાત."

ડોસો પુષ્પાંજળી કરી રહયો એટલે જવાબ દીધો "એમ ઉતાવળાં ન થાઓ. ભાણો કાલે ન આવી શકયો તો આજ આવશે. એની હઠ ભણેલી માટે હતી તે પાસ થએલી મળી છે પછી શું કામ ના કહેશે?"

વહુ બોલ્યાં "ત્યારે પછી એને પૂછવાની શી જરૂર છે? ગામ ગયું સુતું જાગે, કાલે ન આવ્યો તો કેમ જાણ્યુ કે આજે આવશેજ? તમેજ એને મોહે ચઢાવી દીધો છે. એના વિવાહમાં તે એની સલાહ હોય? આપણે તે એનાં ભાઇબંધ કે મુરબ્બી?"

તેને શાન્ત પાડવા ધણીએ સમજાવી. "પણ ત્યારે એટલામાં ખાટું મોળું પણ શું થાય છે? તે ખચીત આજે આવશે. કરશું એજ પણ એને પૂછીએ તો સારૂં લાગે. એ હઠીલો છે તેતો તમે જાણો છો. હવે એ કમાઉને મોટો થયો માટે આવી મોટી બાબતમાં એને નાખુશ કરીએ તો આપણું કર્યું કારવ્યું બધું આખર એળે જાય."

ઉપદેશે અસર ન કરી. "ગોળ અંધારે પણ ગળ્યો લાગે. એના કરગમાં તે આવું રત્ન ક્યાંથી? એતો કોણ જાણે કોના મોંને માંકડાની કોટે રત્ન બંધાય છે? મારી બેનનું ચાલે તો એવા ચીબાવલા બાપવિનાનાને દે પણ નહીં. પણ મારી મરજી તે ન તોડી શકે, ને વળી એના વરની પણ ભણેલા ખાતે તાણ, એટલે ચોખડું બેસે છે, તો ભલા આપણે પણ સંતોષ કે એ તમારૂં છોકરૂં ને વહુ મારૂં છોકરૂં. ખીરમાં ખાંડ જેવું."

આ કયો ભાણો? હર્ષદરાય. વાતચીત કરનાર તેના માંમા મનમોહનરાય અને ચંપકલક્ષ્મી હતાં. હર્ષદરાયની સગાઈ ચંપકની નાંની બેનની મોટી દીકરી માહાલક્ષ્મી વેરે કરવાની આ ભાંજગડ હતી. ઘણાં વર્ષથી એ વિચાર થયો હતો અને તેને પ્રસંગે પુષ્ટી આપવાથી આજસુધી નભ્યો હતો. બૈરાંઓને અણપરવડની વાત હોત તો કંન્યા તેર વર્ષની અને વર ચોવીશ વર્ષનો કુંવારો રહેતજ નહીં.

પણ ચંપકને પોતાની લાખોની મીલકતનો વારસ હર્ષદજ હતો ને તેને પોતાની ભાણી પરણેતો જેવો ઘરમાંજ પોતાની દીકરીનેજ વારસો મળ્યો એમ હતું. એ વાત તેની બેનને પણ શું કામ ન ગમે? એટલે તેઓ નિર્ભય હતાં કે વર મોટો થાય છે તે કન્યા માટે, ને કન્યા મોટી થાય છે તે વર માટે. હર્ષદની તો હઠ પાસ થયા પછી પરણવાની હતીજ. પણ તેવીજ હઠ ચંપકના બનેવી પ્રેમરાયની પણ હતી. પોતાની લાડકી માહાલક્ષ્મીને કજોડાનાં કષ્ટથી બચાવી; ભણાવી ગણાવી લાયક વરને આપવી એવો તેમનો નિશ્ચય હતો. ને જમાઇ ઘરમાંજ હતો, એટલે એ નિશ્ચય પારપડી ચૂક્યોજ તેઓ માંનતાં હતાં. તેમાં હર્ષદ તો ત્રણ વર્ષથી બી. એ. થઈ ચૂકયો હતો પણ માહાલક્ષ્મી હજી ભણુતી હતી. પંદર દીવસ થયા તે પાસ થઇ અને તેર વર્ષ થઇ ચૂક્યાં હતાં એટલે હવે વખત ખોવાનો નહોતો. માહાલી સાતમી ગુજરાતીમાં પાસ થઇને તે સાથે ઈંગ્રેજી ત્રણ ધોરણ ખાનગી શીખી હતી. પણ જુનાઘઢમાં એટલું સ્ત્રી વર્ગમાં તેજ પહેલી ભણી અને નાગરની નાતમાં તો કાઠીયાવાડ બાર ગામમાં તે એટલું ભણેલી પહેલી હતી, એટલે માહાલક્ષ્મીના મનથીજ નહીં પણ તેના માબાપનાં મનથી આખી નાતના મનથી—બલકે આખા ગામના મનથી—તે બહુજ ભણી હતી. ડીપ્યુટીએ પરીક્ષા લઇ ઇનામ આપતી વખતે તેનાં વખાણ કર્યા ને એ સભાનો અહેવાલ હીતેચ્છુમાં આવ્યો, માહાલી બેનનું નામ પણ આવ્યું એટલે તો જાણે હદ થઇ ગઈ!! બૈરાંના મનથીતો જાણે ન થવાનું થઇ ગયું!! પ્રેમરાયે તેર વર્ષની દીકરી કરી તે ખાતે તેની વહુપર નાતનાં બૈરાં ચીથરાં મુકતાં હતાં પણ ધણીની હઠ ભણાવી પાસ કરવાનીજ હતી એટલે તેનું આજ સુધી ચાલ્યું નહીં. હવે તે પાસ થઇ એટલે તેના વરને પણ કાંઇ બાંહાંનું નોહોતું રહ્યું. બાહાનું કાઢવાનું કંઇ કારણ પણ નહોતું. સહુને એમ લાગ્યું હતું કે આવી વિદ્વાનને ફુટડી તેર વર્ષની કન્યાને હર્ષદ શું કામ ન પરણે? બાર ગામમાં તેવું કોઇ નહોતું. પણ મનમોહનરાયના મનને એટલુંજ રહેતું હતુ કે હર્ષદને કાંને નાંખી તેને મફતમાં સારૂં લગાડવું જોઇએ. તેની હઠ આજ સુધી પાડી છે તો હવે છેલ્લે વખતે તેપર પાણી ન ફેરવવું. પણ તેના મનનું આટલું દુખ પણ ઝાઝીવાર ન રહ્યું. ડોશીનું વાક્ય પુરૂં થયું ને હર્ષદરાયની ગાડીના ઘુઘરા ખડખડ્યા.

"લ્યો ભાઈ પણ આવ્યો. વાહ વાહ! આયુષ્ય તો લાંબુ"! છુટા વાળ પછવાડે નાખી માથે ઓઢતી ચંપકલક્ષ્મી બહાર ગઈ. ઊમરમાંજ ભાણો મળ્યો. માંમીને પગે લાગ્યો. માંમીએ આશીરવાદ દઇ દુખણાં લીધાં. તમામ આંગળાંના ટાચકા ફુટયા! હેતતો ખરૂં! ને તેમાં આજે વળી રોજ કરતાં પણ વધારે જોરથી એટલા માટે ફુટયા કે તે પોતાની ભાણીને વરવાનો હતો. કદાવર દેખાવ—જવાનીનો ઊઠાવ—જોઇને ડોશીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. ભાણો ઘરમાં ગયો ને ડોશીએ પાસેજ ચાકરડી ઊભી હતી તેના કાંનમાં ફુંક મારી, તે દોડતી બહાર ગઇ, એટલે પોતે પણ અંદર આવ્યાં. ભાણો દેવને તથા માંમાને દંડવત્ પ્રણામ કરી બેઠોજ હતો. "ભાઈ આવ્યો મા? સારો છે? ઠીક આવ્યો હોં" તેના વાંસાપર હાથ ફેરવતાં મામી વ્હાલ કરી બોલ્યાં. "હા માંમી આપના આશીરવાદથી આનંદમાંછું" હાથ જોડી હર્ષદે ઊતર દીધો. પોતાને તાર કરી એકદમ કેમ બોલાવ્યો છે એ વિશે તે પૂછવા જતો હતો તેવામાં માંમીજ હસતાં બોલ્યાં.

"કેમ ભાણાભાઇ! તારી સગાઈ પ્રેમરાયની માહાલી સાથે કરીએ? ગુજરાતી સાતમીમાં પહેલે નંબરે પાસ થઇ. અંગ્રેજીમાં પણ પાસ થઇ. બધું છાપાખાનામાં છપાઇને આવ્યું હતું; તેં એને જોઈજ છે. રૂપનો તો કટકો; કાચની પૂતળી જેવી છે. ને વર્ષ પણ તેરની ખાસી. તારી હઠ ભણેલીને પરણવાની હતી તો ભણેલીને તે પણ એવી કે કાઠીયાવાડ બાર ગામમાં બીજી એવી કોઇ નથી. કેમ અભણ મામીએ વહુ તો ભણેલી ગોતી દીધી ના? તારે માટેજ ભણાવીને આવડી કરી છે એમ જાણજે. ઊલટાં સામે પગે દેવાને ટમટમી રહ્યાં છે એવી પેરવી લગાવી છે. તું હા પાડે એટલી વાર."

આ ભાષણથી મામા મામીને ઘરનાં નોકર ચાકર સહુ ધારતાંજ હતાં કે ભાણો હા પાડશે. તે પ્રસંન થશે. પણ થયું તો તેથી ઉલટુંજ. હર્ષદે ધીમેથી કહ્યું "પણ એટલી બધી ઊતાવળ શી છે?"

ચંપકલક્ષ્મીએ તેના એ પ્રશ્નનો ઉત્તર આપ્યો. "પ્રેમરાય મહીનાની રજા ઉપર આવ્યા છે તેમાં પાંચ દીવસ તો ગયા. હવે વિવાહ મળે, લગ્ન ઠરે, ને લગ્ન કરે, બધી પચીશ દીવસની રમત. રાત થોડીને વેશ ઘણા. તેમાં વળી આજનો દિવસને આ પહેલું ચોઘ-

ડીયુંજ ચોખ્ખું છે. પછી પાંચ દીવસ સુધી જોગ નથી એમ પાઠ-કજી કહેતા હતા; ઘરમાં તાકડે ફેરીયો પણ સામટી આવી છે. તે આજે નવાઇનો કચીલો કરશું ને કાલે નાત જમાડશું. હ્યોને ખરૂં કહું, મેં તો હા પાડી ને વાત પણ બહાર પડી હશે. હમણાં દેવા આ-વશે." પોતાના વરને કહેવા લાગી "તમે ઝટપટ પુજા કરીલ્યો પછી પાડ ચઢાવવા જવું પડશે. હારૂડે !! તાંસાં ઢોલ સુરનાઈ વા-જાં સાથે ઠાઠથી જશું. મારે ભાણાને પેટના દીકરાથી પણ અધિક લ્હાણુ લેવરાવવી છે."

મનમોહનરાય આશ્ચર્ય પામી બોલ્યા "ક્યારે વાત બહાર પા-ડી? મને પણ પૂછ્યાવિના?"

"વાહ! કાં ભૂલી જાઓ? ભાણો આવ્યા પહેલાંજ તમને પુ-છયું હતું તો કહ્યું હતું કે ભાણો આવે એટલે વાત. તેને કાંને ના-ખવું. તે કાંને નાંખ્યું. તે આવ્યો એટલે મેં રૂપલીને મારી બેનને ત્યાં કહેવા મોકલી છે કે દેવા મોકલો " લ્યો એતો આવી પણ ખરી! બહારથી ઘુઘરીયોનો ઘમકાર સંભળાયો. તુરતજ એક આઠ વર્ષની છોકરી છેડે રૂપાની ઘુઘરીયો વાળો ચણીયો તથા બનારસી ઉમદા દુપટો ઓઢેલી ઘરમાં દાખલ થઇ. તેના હાથમાં રૂપાની કંકાવટી હતી. હીંડી હીંડી પાસે આવી એટલે ચંપક બોલ્યાં. "જો આ બેઠો વર. કરચ એના કપાળમાં ચાંડલો."

સહુ જોઇજ રહ્યાં હતાં. છોકરી પણ ચતુર ખરી. તે અચકાઇ નહીં. સીધી તેના ભણી ગઇ. કંકાવટીમાં જમણા હાથનો અંગુઠો બોળી હર્ષદરાયના કપાળમાં ચાંડલો કરતાં બોલી "તમને મારી મ્હા-લી બને દીધી હર્ષદને તો એ રાતો અંગુઠો તપાવેલા ડામીયા જેવો ને તે ચાંડલો તેનાથીડામ દીધા જેવો લાગ્યો. ચાંડલો શું કર્યો જા-ણે અંગુઠાથી તેનું કપાળ ફોડયું. તે તો ફિકોજ થઇ ગયો પણ તેની કોને પરવા હતી. સહુનુંધ્યાન આજની ધુમધામના વિચારમાં વિવાહ માલવાના ઉમંગમાં હતું તે ઉમંગમાંજ ચંપક બોલ્યો છો-કરીની ભૂલકાઢી. માહાલી બેનશું કહે છે મહાલક્ષ્મી બેન કહે ચાલ્ય હું તને ગોળ ધાણા ખવરાવું ને વધામણી દઉં. તે છોકરીને લઇ ઓરડામાં ગઇ. ઘરતો માણસોથી ભરાઇ ગયું. નાગર બ્રામણીયો એ-મને એમ દોડી આવી "હર્ષદની સગાઇ થઇ ભાણાનો વિવાહ મળ્યો

માહલુને દીધી." કોઈ કહે "હા એમ કે? હ્યો બહુ રૂડું કીધું. વાહ જોડે જોડ મળી. મોટા કર્યાનું પ્રમાણ રાખ્યું. ઠીક કર્યું ઠીક ખીરમાંખાંડ દુધમાં સાકર" આમ સહુએ વિવાહ વખાણ્યો. આખા જુનાઘઢે પસંદ કર્યો તો પણ તે હર્ષદ તથા તેની સાથેના નટવરને ન ગમ્યો. સહુ પાડ ચઢાવવા તથા જમણ કરવાની ગડબડમાં રોકાયાં. તેમાં હર્ષદનું કંઇ કામ નહોતું એટલે તે નવરો થયો. મેઢી ઉપર ગયો ને ઉંડા વિચારમાં એક અલગ બારીમાં બેઠો. હવે શું કરવું?

પ્રેમરાયની દીકરી વિદ્યા જેટલું ભણેલી નથી. પછી તે રૂપાળી હોય તો શું? અરે કદાચ તેથી અધિક ભણેલી, બધી બાબતમાં વધારે લાયક હોયતો પણ શું? એક જવાન ભોળી બાળાનું અંતઃકરણ ચોરી તેને વિશ્વાસ આપીને પછી વિશ્વાસઘાતી થવું! એક સ્ત્રીને મન વચનથી પોતાની ગણી, તેના પ્રત્યે સ્ત્રીભાવની ઇચ્છાથી દ્રષ્ટી પાત કરી, પછી બીજી ભણી તેમ વરતી નીતિભંગ થવું? અરે તેથી પણ અધિક પૂર્ણ ચાહત બતાવીને વચન દીધું જે ગીતીયોમાં લખી દીધું તે તોડીવચનભંગ થવું? તેનો દ્દઢ પ્રેમ! તેનું સત્ય આત્માર્પણ! તેના ગુણ તેની વિદ્યા તેના સુવિચારો અને તેનો પોતા પ્રત્યે ભાવ એ બધાનું તેને સ્મરણ થયું એવું અમુલ્ય રત્ન પ્રભુએ એકજ પેદા કર્યું, તેને આંજી માંજી ઓપી શણગારી તૈયાર કર્યું ને તે આપવા માંડયું ત્યારે શું તેનો અનાદર કરવો? રાજ્ય લક્ષ્મી વરવા આવે તેને નાપાડતાં જીભ કેમ ઉપડે? નીતી તથા સ્વાર્થ બંનેનો ત્યાગ કરવો? વારૂ ત્યાગ શા સારૂ કરવો?

જે મુરબ્બીએ પાળી પોશી આવડો કર્યો, જેમનુ કહ્યું આજ સુધી નથી ઊથાપ્યુ તેમનું કર્યું આજે ઊથાપવું પડે. તેમની દેશમાં અપકીર્તી થાય. તેમની ધારેલ આશા—ઊમરભરની બાંધેલ મુરાદ—નિષ્ફળ જાય! બેશક આ ગોઠવણ વિના—પદમણી સાથેની ગોઠવણ પણ માંમીને ફાવશે નહીં. તે પોતાની મીલકતની ભાગીયણ પોતાની ભાણેજ શીવાય બીજી કોઇને પણ થતી જોઈ પ્રસંન થશે નહીં ત્યારે શું એ વારસાની મીલકતનો ત્યાગ કરવો એ સ્વાર્થ સાધવાનું કામ છે? એવાં ઉપકારી વડીલનું અંતઃકરણ કચવાવવું, તેમને દુઃખી કરવાં એ નીતીનુ કામ છે?

સુડી વચ્ચે સોપારી! કરવું કેમ? તેણે ઘણો વિચાર કર્યો. ઘણી

ગડમથલ કરી. આખર ઠરાવ ઉપર આવ્યો. પૈસાને તે ચળીત ગણે છે તેની પાસે જ્ઞાન છે, તે અખુટ ધન છે. તેની બી. એ. ની સનદ એજ તેનું મોટું વારસા પત્ર છે. તેના આધારે તેને ઘણું ધન મળશે માટે મામાના વારસાની–મામાના ધનની–તેને પરવા નથી. તેમને માઠું ન લગાડવા તે ઘહાં સુધી કહેવા તૈયાર છે કે મહાલીને ગમે તેને પરણાવો ને તેને મીલકતનો વારસ કરો. તે એમ કહે પણ કંઈ એમ થાય? તેના માંમા એમ કરે? કરે કે ન કરે પણ તે પોતેજ એ વારસો છોડે તો તે તુચ્છ ગણે છો! મુરબ્બીની અપકીર્ત્તી થાય? એતો ધારવુંજ ખોટું. એમનુ કહ્યું હું નમાનું તેમાં તો મારી અપકીર્તિ થાય એમને તો કંઈ નથી. તેતો આ કાઠીયાવાડમાંજ થશેના? થવાદ્યો ચાર મહિના એ અપકીર્તી વહોરી ને જે રત્ન ખરીદીશ તે જગ્ત જાણશે ત્યારે મેં મારી અપકીર્તી વેચી સારી કમાણી કરી એમ જાણી લોક મારી પાછી કીર્તિ કરશે, ને કદાચ અણસમજુ બબડેતો તેની પરવા નથી. ખરૂં માઠું તો મામીને લાગશે પણ તેમાં શું હું ઈશ્વરનો દોષીત થઇશ? તે તેમના સ્વાર્થ–ના તેમની ભાણેજના સ્વાર્થ સારૂ મારી જીંદગી બગાડે ? એશું વ્યાજબી છે? તે બીજા માટે મને દુખમાં નાંખે ને હું તે મારામાટે ન કબુલું એમાં શું હું પાપ કરૂં છું ? તેમનું કર્યું હું નથી ઉથાપતો પણ મારૂં કરેલું તેઓ ઉથાપવા માગે છે તે હું ન ઉથાપવા દઉં તેમાં શું ખોટું? મને કંઇ આ ભેદની ખબર નહોતી. આ વાત જાણ્યા અવલ હું બંધાયો છું મારી દાનત એ બંધનમાં પડતાં સારૂ હતી માટે હવેતો એજ નક્કી. એ પહેલું થયું છે ને આ પછીનું છે; એમ હોવા છતાં મને કોઇ ઠપકો શી રીતે દઈ શકે છે? એ આના કરતાં ઘણે દરજ્જે યોગ્ય છે છતાં મેં ખોટું કર્યું એમ કોઈ શી રીતે કહી શકે છે? વાતતો વારસાનીજ છેના? કરામાતતો એટલીજના !! નથી જોઇતો! એ વિદ્યા કોહીનુંરપરથી કુરબાન કર્યો એ વારસો !! એ પદમણીની કીંમત આગળ તે તુચ્છછે! વચન પાળવું, નીતી પાળવી, વિશ્વાસ પાળવો ને અમુલ્ય રત્ન પ્રભુ કૃપા કરી આપે છે તો તેનો ઉપકાર માની તે સ્વીકારવું, એજ નક્કી; પણ કરવું શી રીતે ? તે ઘડી પાસે આવે. આ બલામાં તે ન લપટાય માટે કરવું શું? છાનામાના નાશી જવું.”

આ પ્રમાણે હર્ષદના અંતઃકરણમાં કામ ચાલ્યું. બંને તરફી તકરારો થઇ ને અંતે ઠરાવ થયો. તે ઠરાવનો હવે અમલ કરવાનો હતો. શી રીતે કરવો તે વિશે તેણે નટવરને પુછ્યું. ઠરાવ તો નટવરે પણ સ્વીકાર્યો પણ તેનો અમલ તેણે એવી રીતે કરવા માગ્યો કે જેથી નુકસાન થોડું થાય. " પ્રેમરાય સમજુ માણસ છે. જેણે પોતાની દીકરીને આવડી કરી, આટલું શીખવ્યું, તે તેને પરાણે કેમ પરણાવશે? તેમાં દલીલ એટલીજ ટુંકી કે સગાઈ થઇ ચૂકી છે તે બંધાઇ ચૂક્યો છે" આ પ્રયાસ કરવો ને એમ સલાહ સલુકથી–સમજાયશથી આ સગાઇ ફોક કરવી. માંમી પછી તેમ છતાં નાખુશ રહે તો ભલે!! વખત વીતે પણ મનાશે. ને માંમા તો મરજી ઉથાપવાનાજ નથી, હુચ્ચડાઇ માંમીની છે. તાર કરી બોલાવ્યો સંમતી લેવા સારૂ, ને છતાં વગર સંમ્મતીએ કર્યું તો તે ફોક થાય તેમાં કોનો અપરાધ!! માંમાની પણ સંમતી નથી લીધી બલકે તેમની આજ્ઞા લોપી છે. માટે હીંમતથી લઢીને–દલીલથી તકરાર કરીને–સત્યને વળગીને-ઝીતવું. તેમાં જેટલું આખર ખમવું પડે તેટલું ખમવું. ને તેમ છતાં પણ વિજય નજ થાય–ધાર્યું નજ થાય-તો છેલ્લો ઉપાય છાશનો કરવો" આ ઠરાવની બજવણી કરવાનો ઠરાવ વળી નટવરે ઘડ્યો. તેણે પોતેજ તે કામ માથે લીધું. ઘભરાગેલા હર્ષદે પણ તે સ્વીકાર્યું. એક ચીઠી લખી તે નટવરને આપી, નેં પોતે દાતણ પાણી કરવા નિચે ઉતર્યો.

ઘરમાંતો ધૂમધામ થઇ રહી. પાડ ચઢાવવા ગયાં, પાડ ચઢાવીને આવ્યાં, ત્યાં સુધી નટવર ન ફાવ્યો. હવે પ્રેમરાય નવરા થયા હશે, એમ જાણી તેમનું ઘર શોધતો ગયો. મુંબઈનો માણસ એટલે તેને બધાં બરાબર ઓળખતાં નહોતાં. ઘરમાં પેસતાંજ દીવાનખાનામાં એક જવાન છોકરી ઊભેલી દીઠી "હા એજ મહાલક્ષ્મી" તણે મનમાં કહ્યું "રૂપે તો વિદ્યા જેવીજ પણ ડોળથી અધુરો ઘડો દેખાય છે. આ દેશમાં પારસણના જેવાં લુગડાંજ તે કહી આપે છે. વારૂ જરા તપાસુંતો ખરો મારો ટીખળી સ્વભાવ સખણો નથી રહેતો" તે હવે જાહેર બોલ્યો "બેનબા ભાઇ ઘરમાં છે. ?"

"કેમ શું કામ છે? બાહાર ગયા છે."

"મારે એક ચીઠ્ઠી આપવી છે."

"કાની છે? લાવો હું જોઉં." તે લેવાને આગળ ધશી, પણ જવાબ મળ્યો "કે હાથો હાથ આપવાની છે."

"ત્યારે બેસો નીરાંતે. પંદરેક મીનીટ થશે" આમ બોલી તે જવા લાગી. નટવરે યુક્તીથી અટકાવી.

"નિરાંત તો પરમેશ્વર કરશે ત્યારે થશે; પણ શું મારે એકલાં બેસવું? અગર મને ગરીબ ધારો તો મારાપર ચોરીનો આરોપ ન આવે માટે, ને કદી સારો માણસ ધારો તો હું તમારે ઘેર આવ્યો છું માટે,—સભ્યતાની ખાતર બેસો. તમારા સુવિચાર જણાવો. ભલા હું પરદેશી માણસ શું જાણીશ."

"વાહ! કોઇ રમુજી માણસ છે." તેના ચટપટીયા જીવને આ વાત જાણવાની ઉત્કંઠા પણ થઇ તે એ કુરશીપર બેઠી ને ફરી બો-લી "તું કોની ચીઠી લાવ્યો છે.?"

નટવરે તેને ઉડાવી "મારા શેઠ મુંબઈ રહે છે. તેમની પાસે તમારા પીતાને મુંબઈનો એક શાહુકાર બેઉ માગે છે. તે બીચારા એકને તગાજે બંન્ને તરફથી થાય છે તેથી ધભરાયા છે. તેથી જો તમારા પીતા માને ને માફ કરે તો મુંબઇ જઈને બીચારો પતાવે. બહુ દયા ખાવા લાયક વાત છે; બોરબોર જેવડે આંસુએ બીચારો રૂવે છે. તમે કંઇ શીફારસ કરો તો બીચારો છુટે."

માહાલી હતી તેવી જણાઇ આવી. તે સમજી કે પૈસા લેણાની વાત છે. તે નટવરને ઓળખતીજ નહોતી તેથી બોલી "વાહ! પૈસા લેણા માગવા તેમાં દયા શાની? એ તો વહેવારની વાત છે. દુનીયાં નો તમામ સંબંધ પૈસાથીજ છે."

"વારૂ પોત તો જણાયું, જરા વધારે તપાસું;" નટવરે મનમાં ધાર્યું ને બોલ્યો "વારૂ આજ આ ઘરમાં શી ધૂમધામ છે? છાલકી છોકરીએ બેધડક જવાબ દીધો "મારી સગાઈ એક મોટા શ્રીમંતને ઘેર થઇ." "એટલે શું એ શ્રીમંત શેઠ તમારા વર?"

"નહીં નહીં તેના ભાણેજ. તેની લાખોની મીલકતના વારસ." ગાંડી ને ભાંગ પીએ તેમ મૂળે છાલકી ને આજે વરને જોયો. લાખોનો વારસો મળ્યો જાણ્યો તેથી પુરીજ છાકી ગઈ હતી. પૂર ની-શામાં હતી. નટવરે વધારે છેડી "એ સગાઇ તમને ગમી નહીં વારૂ?"

બેશક લાખો રૂપીયાનું માલીક થવું કોને ન ગમે? પૈસા સમાન

બીજું શું સુખ છે?

"પણ કદાચ તે કુલક્ષણો ખોટા સ્વભાવનો હશે તો?"

"હોયજ નહીં તેતો. બી. એ. છે. ને હું તો જાણું છું કે ગરીબી એજ કુલક્ષણુ નઠારા સ્વભાવનું મૂળ છે."

વાહ! બરાબરા કેવા સારા વિચાર છે! ધન્ય! ખરૂં કહ્યું બેન. ત્યારે તો બસ ધણીની ચાકરી કરીને વશ કર્યો એટલે આનંદ!! પૈસાનીજ દુનીયાં છે ખરૂં છે."

"શું! એવા મોટા ધનાઢ્યને પરણ્યા છતાં તેની ચાકરી કરવી પડે? તને ગરીબ માણસને અમીરીની શી ખબર પડે. એને ક્યાં નોકર ચાકરની કમી છે."

"ત્યારે તમે શું કરશો? તમારૂં શું કામ?" નટવરે પ્રશ્ન કર્યો. જવાબ તેવોજ મળ્યો.

"મારૂં કામતો તેની સાથે ગાડીમાં ફરવાનું; બગીચામાં ગમતમાં તેની સાથે ભાગ લેવાનું; તેનાં વસ્ત્રાભુષણને શોભાવવાનું. પતીની સંભાળ રાખવી એ કામ સ્ત્રીનું નથી. તે તો અબળા છે. સ્વામીએ સ્ત્રીની સંભાળ રાખવી જોઇએ. કારણ તે પરણતી વખત ધર્મ, અર્થ, તથા કામે હું તેને સંતોષીશ એમ કરાર કરે છે અને વિદ્વાનો તો હમેશ તે મુજબજ પાળે છે."

નટવરે વધારે ચઢાવી "ખરૂં કહોછો બેન, અમારા સુધરેલા મુંબાઇમાં તમામ ઘેર એમજ છે. સ્ત્રીજાત નાજુક માટે તેને ઝાઝી તસ્દી ન આપવી. તેનું મન કુમળું માટે તે દુખાય તેની બહુજ સંભાળ રાખવી; તેને જેમ બને તેમ માંન આપવું તેને પુરૂષના જેટલી સ્વતંત્રતા આપવી."

"હોવુંજ જોઇએ, હાલની વિદ્યા અને સુધારાનું એ મૂળ છે. હજી આપણા મુર્ખ લોક બૈરાંને કયાં છુટ આપે છે. અરે! હું આમ છુટથી હરેકથી વાતચીત કરૂં તેની પણ અજ્ઞાન લોકો ચરચા કરે છે!! ધણીની વાતતો કરાયજ કેમ એવા વહેમી છે. પણ મને એવા વહેમ નથી. ત્યારે પછી ભણેલ અભણમાં શો ફેર? એમાં શરમની શી વાત છે? ધન્ય છે સાહેબ લોકોને! તેઓ બરાબર સ્ત્રીયોની કદર જાણે છે."

"ખરૂં બેન મુંબાઇમાં તો સાહેબ ઘોડો દોરે ને મડમ તે પર

બેઠેલીજ હોય અને તેને વળી ઘણી વખત બીજે હાથે છત્રી પણ ધરે ! ! ! એક વખત મોટાં મેમ સાહેબને ઘોડાપર ચઢવું; ઘોડો ઊંચોને પાસે ઓટલો નહોતો. તેથી સાહેબ વાંકા વળી ઘોડી થયા એટલે મેમ સાહેબ તેના વાંસાપર પગ દઇ ઘોડાપર ચઢી ગયાં."

"હવે એ લોકોના સંસર્ગથી આપણા લોકો પણ ધીરેધીરે સુધરશે. મારા વડીલ સુધરેલા છે તેથીજ તેમણે મને સુધારી છે. ને મારે પણ મુંબાઈમાંજ રહેવાનું છે તેથી ત્યાંતો તમામ સુધરેલી રીતભાતજ હું દાખલ કરવાની. પૈસાની તીજોરી મારી પાસે !! હીસાબ કીતાબ મારી પાસે !! "કોણ? મને કોઈ અંદર બોલાવે છે." તેણે સાદ સાંભળી કહ્યું " તમે બેસજો હું હમણા આવું છું " તે ગઈ.

નટવર બબડ્યો " ન આવે તો પડજે ઊંડી વાવમાં તે પાછી ન નીકળે તો મારા શેઠને નીરાંત થાય ને બીજા કોઇ ગરીબનું પણ ઘર ન બગડે. જેના મગજમાં આ ખુમારી છે તેને ધણીથી બનશેજ કેમ? હા! કોઇ બાયલાને પરણશે તો તે જોડા ખાશે ને હાજી હાજી કરશે. વિદ્યા જેવી પુરી કેળવણીનો નમુનો છે તેવીજ આ અધુરી કેળવણીનો નમુનો છે. કેવી છાલકી! કેવી નિર્લજ ? હાયજર ! ! ઊજડ ગામમાં એરંડો પાક્યો છે. વળી પોતે પૈસાને પરણે છે તે કાલે જતો રહે તો ધણીને ધળાજ નાંખે કે? ધણીની સેવા કરવી તો ભોગ લાગ્યા સમજે છે ! નહીં નહીં. મારા શેઠ આ સ્ત્રીને લાયક નથી." તે આમ વિચાર કરે છે એટલામાં પ્રેમરાય આવ્યા. તે ઉતાવળમાં દેખાતા હતા. નટવરે ઉભા થઇ સલામ કરી તે લઇ બોલ્યા "કેમ! શું છે?"

"સાહેબ, જરા બેસોતો કંઇ અગત્યની વાત કરવી છે." નટવરે નમ્રતાથી કહ્યું.

"માફ કરો. મને એટલી ફુરસદ નથી. ટુંકામાં કહેવાય તેમ હોય તો કહી દ્યો. નહીં તો કાલે આવજો."

નટવરે તેના હાથમાં ચીઠી આપી. તેણે કવર ફાડ્યું. માંહેથી ચીઠી કહાડી " શું! કોની ? " નિચે સહી જોઈ " હર્ષદરાયની? વાહ ! શું કામ ?" તે વાંચવા માંડ્યો.

" મારો જન્મ સાર્થક કરવાને ઈશ્વરે પેદા કરેલ સ્ત્રીને—હું મન અને વચનથી વરી ચૂક્યો છું. આ દેહ બીજી સ્ત્રી માટે નપુંસક છે, ભાઇ બરાબર છે...વચન ભંગ અને વિશ્વાસઘાતી થવા કરતાં

તમામ સુખ-ધન-કુટંબનો ત્યાગ થવાથી પણ હું સંતોષિત રહીશ. આ શબ્દો મારા અંતઃકરણમાં મરતાં સુધી પાળવાને કોરાએલા છે. કોઇથી પણ ભુંસાવાના નથી. મારો નિશ્ચય કદી ફરવાનો નથી. માટે આપે બનતી ત્વરાથી વિવાહ ખુશીથી ફોક કરવો, નહીં તો એની મેળે તો થશેજ."

"મારા વિચાર જાણ્યા વિના આપ જેવા વિદ્વાને આ સાહસ કર્યું એ બહુ આશ્ચર્યકારક છે" અને એ આપની ઉતાવળ-ભૂલને માટે આપને કંઇ ખમવું-હજી કંઇ ખમવા જેવું થયું નથી-નાતમાં ઘણાં લગ્ન ફોક થાય છે, અને વળી હું ફોક ન કરતાં આપનાજ અખ્તીયારમાં તે સોંપુ છું તેથી આપવાની અપકીર્તિ થવાની નથી; મારી નાલાયકી ઠરવાની છે તે તમે તે ગમે જાહેર કરો; આટલું હું કરૂં છું છતાં આપ માનતા હોકે કંઇ ખમવું પડશે તો તેનો હું અપરાધી નથી."

રૂકો પુરો થતાંજ તે વાળતા પ્રેમરાય પાછા ફર્યા ને બબડ્યા. "વાહ! બહુ આશ્ચર્ય!! તેણે ક્યાં ક્યારે વિવાહ કીધો!! શું પુનર્લગ્ન કર્યું કે વટલ્યો!! એમજ! બીજું કોણ બાપ દે!! આશી બલા!! હું જાઉં એના મામા પાસે ને એની શુધ ઠેકાણે લાવું! શું મ્હારી મ્હાલી કોઈ પણ રીતે ના લાયક છે? તેના જેવી રૂપમાં, વિદ્યામાં, કાઠીયાવાડ બાર ગામમાં તો કોઈ નથી! હવે શું એ દુનિયામાં મારી ફજેતી કરાવવા માગે છે? એવી છીનાળ તો અણે મુંબઈમાં કહીક રાખી હશે. એથી શું એનો જન્મારો નિકળવાનો હતો?! મુર્ખ ઉછ્છંકળ છોકરો!! જુવો આ નવી કેળવણી!! મુંબઈના સુધારાના ગ્રાજ્યુએટના-ફજેતા!! હું આજ સુધી એની ડીગ્રીથી અંજાયો. આવો તરેહવાર હશે એવું તો મેં સ્વપ્ને પણ નોહોતું ધાર્યું." આમ બોલતો તે બાહાર નીકળ્યો. નટવરે પોતાનું સાંભળવા ઉતાવળા ન થવા ઘણું કહ્યું.! પણ ફોગટ! તેને તો નખસીખ ગુસ્સો ચઢી ગયો હતો "ચાકર માણુસથી શી ભાંજગડ." એટલોજ જવાબ નટવરને મળ્યો.

ઝપાટાબંધ તે મનમોહનરાયને ઘેર આવ્યો. ઝાઝાને ભેગાં કરી ઘરના ભવાડા શા કરવા? એવા વિચારથી ઘરના ઊંડા ઓરડામાં બે વેવાઈ અથવા સાઢુ ચંપકલક્ષ્મી કરૂણાશંકર પાઠક, અને

ત્રણચાર અંગનાં સગાં એટલાંની કોર્ટ બેઠી. પ્રેમરાએ ફરીયાદ કરી પુરાવામાં રૂકો રજુ કર્યો. સહુ દીલગીર થયાં. મનમોહનરાયે પ્રથમ અપરાધી ચંપકને ગણી!! નાની લઢાઇએ જાગી પણ તુરત પતી!! હર્ષદપર સમન્સ નિકળ્યા તે ન આવ્યો. વારંટ નીકળ્યું. પાઠકજી પકડી લાવ્યા. તે પણ હવે તો હીમ્મતથી આવ્યો. બાહાદુરીથી પોતાનું કૃત્ય પોતાની કોશીશ કબુલ કરી એટલુંજ નહીં. તે એજ અપરાધ કરશે એમ ચોખ્ખું તમામ લાગતા વળગતાના મોંપર કહ્યું. તેમાં તો તેની બહુ બાહાદુરી નહોતી પણ તેણે તેને માટે જે સજા થાય તે આનંદથી ખમવા પોતાની પૂર્ણ ચાહત બતાવી એજ તેની ખરી બાહાદુરી હતી? જૂદી જૂદી દલીલોથી ચોતરફથી તેના ઉપર હુમલા થયા. આજ સુધી જે શબ્દે સામો ન બોલ્યો તે જાણે આજ બોલવાને માટે સામટું એકઠું કરી રાખ્યું હોય તેમ એકદમ બાહાર કહાડયું. બધાને હઠાવ્યાં. તમામની દલીલોના કટકેકટકા કરી નાંખ્યા. તે અડગ, અચળ રહ્યો. સહુ ધભરાયાં. આખર ડોશીએ ડાટ વાળ્યો. તે તો ખરીજ બહાદુરી પકડી મરવા આવી "નાપાડે તો તુરત ઝેર પીને કે વાવમાં પડીને મરૂં ને જન્મ કાલીટીલી આપું." આ તેની દલીલ હતી. તે ખરેખરા જોશમાં આવી ગઇ!! સ્ત્રી ચરિત્રથી હર્ષદ ડર્યો. તત્કાળ તો તેણે જોયું કે હવે ના પડાશેજ નહીં. તેણે "ઠીકજ છે, એમ ન કરશો, વિચારીને જવાબ દઇશ." આટલું કહ્યું. સહુ સમજ્યાં કે હર્ષદ હાર્યો. ડોશી ઝીતી. ડોશીને શૂર વધારે આવ્યું. તેણે સહુને હીંમત દીધી. સહુને ખાત્રી પણ થઇ કે "જે મુદલ નાજ પાડતો તે હવે આટલો ઠેકાણે આ છે તો જરૂર હવે ઠેકાણે આવી જશે" તેથી સહુ વેરાયાં. સગાંને જમાડવાનું કામ ડોશીની જામીનગીરીપર ધમ ધોકાર ચાલ્યુંને હર્ષદને વધારે વિચાર કરવા દેવા તેની મેઢીપર જવા દઇ સહુએ તે ખુશીમાં જાણે કંઇ થયુંજ નથી એમ ગણી ભાગ લીધો.

—❦✻❦—



## પ્રકરણ ૫ મું.

"વિધાતા ધન્ય છે તારી રચના જગતની અનંત" એ દેશી
"અહો પ્રિય પ્રાણપતી મારી શુધ ના લીધી હજુ કેમ? ટેક
"વાયદાથી દિન વધતા વિલા, જુઠા છોકે દિલથી વિસાર્યો પ્રેમ?
અહો. ૧
"વિકળ નવરી કરૂં વિવિધ કલ્પના, પ્રભુ! નહીં હોય ત્યાં શું સુખ ક્ષેમ!
અહો. ૨
"ખાન, પાન, ગાન, તાન, ગમે નહી, કાઢું ગુપ્ત રોતાં વખત જેમ તેમ!
અહો. ૩
"પળ પળ લોહી સુકાય ફિકરથી, દાઝે દીલ ઉપજ્યાથી વિધ વિધ વ્હેમ!
અહો. ૪
"થાકી ટપાલની વાટ જોઇ જોઇ, થાકી જોઇ રેલવેની બહુ ટ્રેન. !!
અહો. ૫
"આશા પૂરો આ આતુરતા મટાડી, લાવો દીનદાસી તણી દીલ રહેમ!
અહો. ૬

આ પદ આપણી વિદ્યાલક્ષ્મીએ ઉદાસ ચેહેરે, મીઠે પણ ધીમે સાદે, સમુદ્ર તટ ઉપરના નિત્યના માંડવામાં બેશીને ગાયું. પદ પુરૂં થતાંજ તેની આંખમાં આંસુ આવ્યાં અને જાણે મોતીની લટ તુટી પડી હોય તેમ કુમળા ગુલાબી ગાલપર થઇ ખરવા લાગ્યાં. આટલાં વર્ષ તેનાં સહજ ગયાં. પણ જ્યારથી તેણે હર્ષદને જોયો, જાણ્યો, પોતાનો ગણ્યો, ત્યારથી તેની યુવાવસ્થા તેના ઉપર ફાવી હતી. વિદ્યા—હુન્નર—શીખવાની હોંશ—પાસ થવાની ઉત્કંઠામાં—રાત દીવસ વૃત્તીઓ રોકાઇ રહેવાને લીધે એ ત્રણ વર્ષથી જે યુવા ન ફાવી શકી, તે જાણે તે બધા વખતનું વૈર વાળતી હોય—તે બધા રોકાણનું પુર જાણે એકઠું થઇને એકદમ આવ્યું હોય—તેમ તેના ઉપર

અસર કરવા માંડી. માટે તેને હવે એક ઘડી એક પહોર જેવડી લાગતી હતી, પણ તે આજે જે રડતી હતી તેમાં બીજું પણ કારણ હતું. હર્ષદ ગયો તે પછી ત્રણ દીવસ સુધી તો તે પૂર્ણ હીંમત–આશામાં હતી. તેણે તેને કાગળ લખ્યો ને એકાદ દિવસમાં હર્ષદનો પણ કાગળ આવશે એમ ધાર્યું. વખત જતાં તેમ તો ન થયું. પાંચ છ ને સાત દિવસ થયા, કાગળ ન આવ્યો. પોતાના કાગળનો જવાબ ન આવ્યો એટલેથી પણ બસ નહીં. આજે તો તેનો મોકલેલ કાગળ પણ પાછો આવ્યો. ત્યારે તે ધભરાણી. ટપાલમાં માણસ મોકલવું, ટ્રેનમાં તપાસવું તેણે બંધ કર્યું અને તેને થયું શું એ ધુંચવણીમાં તે આવી પડી. પહેલાં તો તેને આ વિયોગનું દુખ કાપવામાં વિમળાની મદદ હતી પરંતુ તે પણ ગઇ કાલથી એ ધુંચવણી કાઢવાને–તેના મતને મળી દુખની ભાગીયણ થવાને બદલે ચુપ રહેતી. કંઇ બોલતી તો તે તેના મતથી વિરૂદ્ધ જેવું–એટલે હવે તે આ ધુંચવણીમાં એકલીજ ગુંગળાતી હતી ને તેથીજ તે ઉપર પ્રમાણે રોઇ પડી. વિમળા જો કે તેનાથી વિચારમાં જૂદી પડી હતી પણ કંઇ તેના દુખમાં દીલાસો દેવાથી વિરૂદ્ધ નહોતી પડી. તેણે પોતાના રૂમાલથી વિદ્યાનાં આસુ લોહ્યાં ને બોલી.

"વ્હાલી બેન! આમ ધભરાઇશ તો તો તું ગાંડી થઈ જઇશ. છેક ધેલાં શું કાઢે છે? અહીંથી એને બોલાવે છે તે એ શું સર્વજ્ઞ છે? તું ગમે તેટલી વિકળ રહે પણ તે શું જાણે પણ છે? જાની કાગલ પણ પાછો આવ્યો, પછી વૃથા વિકળતા શા કામની?" જવાબ મળ્યો;

"વૃથા નથી પણ ખરી વિકળતાનું એજ કારણ છે કે તેમણે તે કાગળ કેમ ન રાખ્યો. નાના. ન રાખે એમ તો ન હોય. તે તો મારા કાગળને ઉપાડી છાતીથી દાબી સાતવાર બચીઓ કરે! પણ તેમને તે પહોચ્યોજ નહીં હોય. તેઓ ત્યાં હશેજ નહીં. ત્યારે તે ગયા ક્યાં? થયું શું?"

વિમળાએ જરા મોં મરડી કહ્યું. "છેકજ ભોળી! તું જેમ તારા મનથી ગણે છે તેમ તે ગણે છે એમ જાણ્યા પછી આવું કરતી હોત તો હું દોષ ન દેત."

"જાણીતી નથી તેથી શું? હું એમ માનું છું" વિદ્યાએ ભાર

દઈ કહ્યું. બે જણુ વચ્ચે વાતચીત ચાલી.

વિમળા.—"માનવાને કંઇ આધાર?"

વિદ્યા.—"હા તેનું વચન."

વિમળા.—"તે કયું?"

વિદ્યા.—"હવે ઉખડવી દુર્લભ, કદી ઊખડશે તો તે પ્રાણુ ગયે."

વિમળા.—"હારે પેલી ગીતી! તેના મનનો મનસુબો! એવા તો દસ મનસુબા થાય અને બદલાય."

વિદ્યા.—"બદલાય તેવા મનસુબા નહીં, પણુ બુદ્ધિપૂર્વક મનન કરી ધારેલ નિશ્ચય."

"જેમ પરણ્યો મનથી, તનથી પરણું તો એને પરણું;"

"નહીં તો રહું કુંવારો, વ્યભીચાર હું કદી નહીંજ બણું."

વિમળા—"વાહ! તેમાં શું? એમાં વ્યભીચારી શાનો? ત્યારે તો લગ્ન ફોક કરવાનો રીવાજ વ્યભીચાર ઉત્તેજક? મનથી પરણ-વું તે પરણવું ગણાય તો ક્રિયા નિષ્ફળ ઠરે! એતો કવિતા છે. ક-વિતામાં અતિશયોક્તિ તો આવેજ! તેમ પણુ નહીં તો તેતો તેના મનનો ખાનગી મનસુબો હતો. તેં ચોરીને જાણ્યું તેમાં શું? કંઇ તને એમ કહ્યું છે? એ કવિતા તેને તો હવે યાદ પણુ નહીં હોય!"

વિદ્યા—"હા. મને રૂબરૂ પણુ કહ્યું છે. તું તો ખશી ગઇ હતી ચાલતી વખત. હા! (તેને તે વખત યાદ આવવાથી નિશ્વાસ નાંખી બોલી.) તે મનહર છબી મારી આંખમાં રમી રહી છે. આજ બેંચ ઉપર—આમજ હું બેઠી હતી. પોતે આજ વેલી પાસે ઊભા હતા ને છેવટ ચાહીને મને પૂછ્યું. મારી કબુલત લેવાજ—ત્રણુ ચરણુ કહીને મારી પરીક્ષા લેવાજ મને પૂછ્યું. મને બરાબર યાદ છે તે.

"પણુ—તેણે તો તન પણુ અર્પ્યું છે તે શું જાણે છે?"

કોલ પ્રતિજ્ઞા—વચન—વિશ્વાસ, એ નહીં શું? અને તે દીધા પછી શું તેનો એ ઘાત કરે? એવા તે ખરાબ માણુસ છે? નહીં નહી! વિમળા એનાપર શંકા કરીને તું એને અરે એની ડીગ્રીને—એની કોલેજને—બહુ ગેર ઇનસાફ કરે છે. જ્યારે આવા વિદ્વાન મા-ણુસ પણુ જૂઠા, પ્રપંચી, વિશ્વાસઘાતી હોય, ત્યારે તો પૃથ્વીનો છેડો આવ્યો; નહીં નહીં, તારી મતિજ કંઈ ફરી છે."

"મારૂં સાંભળીશ? હુ કારણુ સહીત પુરાવા સહીત કહું, તે

સાચું હોય છતાં મારી મતિ ફરી છે એમ તું માને તો પછી મ્હોટી છે. તારી બધી દલીલ ખરી હું તે હવે કબુલ કરૂછું; હું જાણું છું, પણ તે પછીની બિનાથી તું વાકીફ છે?" વિમળાએ પ્રશ્ન કર્યો.

" ના તેનો હું પણ નથી ને તું પણ નથી!!" વિદ્યાએ નચીંતાથી જવાબ દીધો.

"ધીમી થા. કાલેજ આ વાત હું તને કહેવાની હતી પણ તે લુલો પુરાવો હતો. આજે પાકો પુરાવો મળ્યો એટલે હવે કહેવી જોઈએ."

વિદ્યાનું કાળજું ધડકવા લાગ્યું તે બોલી "ઝટ કહે. એવું શું છે!"

વિમળાએ દીલાસો દીધો. "કંઈ નહીં, તું ધભરાય છે શું કામ? હું તો એમ કહુંછું કે તે ત્યાં ગયા છે. એમના ઉપર એમનાં મામા મામીનું કેટલું અહેસાન છે તે તો તું જાણે છે. હવે તેઓ જયારે એક વાત કરી ચૂકયાં હોય ત્યારે તે ના મંજુર કરી તેમનું દીલ દુખાવી તેમની અપકીર્તિ કરાવે છે?"

વિદ્યા—"કહી શકાય નહીં. વખતે કરાવે પણ મારૂં મનતો એમ સાક્ષી પુરે છે. એમને પૂછ્યા વિના કર્યું હોય તો પછી એમનો શો દોષ?"

વિમળા—"એમ પણ નહીં. તેમાં વળી બીજું સબળ કારણછે. દુનીયામાં સૌથી મોટી વસ્તુ પૈસો છે. ન કરવાનાં કામ એ કરાવે છે. તે હાઈકોર્ટના જજ્જ અને કોલેજના પ્રોફેસરોને પણ તે વખતે ડગાવે છે. તે એમને પણ ડગાવે તો? તેનાં મુરબ્બીને તો કદાચ તે તારે માટે ના ખુશ કરે, પણ શું તે તેની લાખોની દોલતપણ તારે સારૂ ખુવે? પછી પેલાં તેને વારસો કેમ આપે?"

વિદ્યા—"મને લાગે છે કે પૈસાથી પણ ખરા જ્ઞાનવાળા તો કદી ન મળે. મોટા માણસોની જે આપણે એવી વાતો સાંભળીયે છીએ તે કંઇ નજરે જોએલી છે? એમ હોયજ નહીં. સૂર્ય ઉગે ત્યાં અંધારૂં રહેજ નહીં. પાપી લોકો એવી વાતો અદેખાઈથી ઉડાડે તેથીજ તેઓ બિચારા નિંદાય."

"બહુજ હઠીલી, લે આ કાગળ જો." વિમળાએ ખીસામાંથી એક લીફાફો કાઢી તેમાંથી કાગળ કાઢી વિદ્યાના હાથમાં આપ્યો ને કહ્યું. "અહીંથી વાંચ." તેણે બીજો પેરેગ્રાફ બતાવ્યો.

"શું છે? ધ્રુજતે હાથે વિદ્યાએ લઇ ધબકતી છાતીએ તે વાંચવા માંડયો.

"મનમોહનરાયના ભાણેજનો વિવાહ પ્રેમરાય વકીલની દીકરીથી મળ્યો. નહી તો એ વર "તમારા લાગનો હતો" આટલુ વાંચી વિદ્યા અટકી નિચે જોવા માંડી. "શું કોણે લખ્યો છે?"

વિમળાએ જવાબ દીધો "તારી સગાઇ માટે પ્રથમ દેશાવરમાં મોટા ભાઇએ કાગળ લખેલા હતા તેમાંના એકનો જવાબ છે"

"છટ! છટ!! તેતો તેમના ત્યાં પહોચ્યા અવલના સમાચાર હશે. બરાબર એટલાજ માટે તેમને તાર કરી બોલાવ્યા હશે. ને એમણે જતાં વેંત ના પાડી હશે. એટલે તે ફોક થયો હશે. આપણી નાતમાં ફોક થવાનો ચાલ સાધારણ છે" આમ મન ગમતો તર્ક કરી તેણે તે અણ ગમતો કાગળ ફેંકી દીધો.

વિમળાએ તે ઊચકી લીધો અલબત આ ઓસડ ઘણુ કડવું હતું પણ તે તેને પાવુંજ જોઇએ. તે વિના હર્ષદની મૂર્તિ તેના મનમાંથી નિકળે નહીં. ને તે ન નિકળે ત્યાં સુધી બીજાની સાથે તેનો સંબંધ કરાય નહીં, એટલે વ્યંકટરામ તથા રાધા લક્ષ્મીના કહેવાથી વિમળા આપણી આ જવાન બાળાને એકદમ ધક્કો ન લાગે તેમ ધીમે ધીમે તેના હૃદયમાંથી વહાલી વસ્તુ ખસેડતી હતી. તે બોલી "એમ શું કરે છે? કાગળ તો પૂરો વાંચ્ય. આગળ તારી કલ્પનાનોજ જવાબ આવે છે." પાછો કાગળ તેના હાથમાં દીધો. વિદ્યા આગળ વાંચવા લાગી.

"તેને આજ રોજ બોલાવ્યો તે એક નોકર સાથે આવી પહોચ્યો" વિદ્યાના હાથ ધ્રુજતા હતા તેથી કાગળ પડી ગયો વિમળાએ તે ફરી ઊચકી તેના હાથમાં દીધો તે આગળ વાંચવા લાગી "ને આ વખત તેની સગાઇની વાત બહાર પડી છે. તે તમારા પડોસમાંજ રહેતો હતો એટલે તમે તેને જોયો તો હશેજ. પણ હવે એ વિશે વધારે લખવું વૃથા છે." બસ કાગળમાં એટલુંજ હતું.

"શું એ વિશે હવે વધારે વિચારવું પણ વૃથા થશે?" વિદ્યાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. કાગળે તો તેને કહ્યું કે તેનો પ્રિયતમ તેણે ખોયો. પણ તેનું હૃદય ના પાડતું હતું. તે હજી જાણે તેમાં બેઠો હોય, તેને ધીરજ દેતો હોય એમ લાગ્યું. તેણે ફરી એક

તર્ક કર્યો. "વારૂ બધાંની મરજી વિરૂદ્ધતા પાછળ એ કંઇ ઘડી પ-ળનું કામ નથી. તે વખત તેનું નહીં ચાલ્યું હોય; બારોબાર થયું હશે, આપણા દેશમાં વરને કોણ પુછે છે? તેને ચાંડલો કરવો અ-વશ્ય તે બધું નક્કી કરી તે સારૂજ તાર કરી બોલાવ્યા હોય તે જતાં વિવાહ મળ્યોજ જાણે તો શું? પછી તે વાંધો લે ને આખર ન પરણે! તેમજ કરશે." વિદ્યાએ પાછું મનગમતો તર્ક કરી સમા-ધાન કર્યું.

વિમળાએ છાતી કઠણ કરી તે જાણે પોતાની વ્હાલી સખીના હાથમાં ઝેરનો પ્યાલો આપતી હોય તેમ તેણે બીજો કાગળ પોતાના કબજાના ખીસામાંથી કહાડયો; ને તે વિદ્યાના હાથમાં આપતી વખત તેની આંખમાં પણ આંસુ આવ્યાં. કારણ તેનું તથા વિદ્યાનું માત્ર શરીરજ જુદું હતું. પણ તેણે તે આંસુ અટકાવ્યાં. દાક્તર નરમ થાય તો વાહાડકાપ શી રીતે કરી શકે? તેણે એ વિચાર કરી હીંમત આણી ફરી કહ્યું "તારી કલ્પના ખરી છે. તેમ થયું પણ આખર તે હાર્યો" ગરીબ બિચારો!! તેણે તારે સારૂ ઘણું કર્યું! બધા ગા-મમાં ફજેતો થયો! પણ આખર તેનું ન ચાલ્યું!" વિદ્યાને જાણે કોઇ જન્મ કેદ અથવા ફાંસીનો ઠરાવ થયાનું કહેતું હોય તેવું લાગ્યું —તેણે વગર અપરાધે વગર કોર્ટે તે અનુભવ્યું. આખર મોતનું વા-રંટ જેમ હીંમતથી વાંચે તેમ આ છેલ્લો કાગળ તેણે ટટાર થઈ હીંમતથી હાથમાં લીધો. હવે તો તે જાણવુંજ જોઈએ. કલ્પનાજ કરવી જોઈએ. એમ ધારી તેણે તે વાંચવા માંડયો.

"તમને લગતી બીના ટપાલના વખત પછી જાણવામાં આ-
"વી માટે મોડી લખી છે. હર્વદની મંજુરી શિવાય સગાઈ થએલ
"તેથી તેણે વાંધો લીધો. પ્રેમરાયને ચોખ્ખું લખ્યું કે તેની સગાઇ
"મુંબઇમાં થઈ છે તે હવે નહીં ફરે એ ઉપરથી તેના ઘરમાં બધાં
"ભેગાં થયાં. ગરીબ બીચારા હર્વદપર પંચઇટાળી થઇ. તોપણ તે
"ન ડગ્યો. આખર જ્યારે તેની મામીએ મરવાનો ડર બતાવ્યો ત્યારે
"તે પાછો હઠયો. પ્રથમ તો વિચાર કરવાનો વખત માગ્યો ને છે-
"લ્લે હા'પાડી. હવે તો પાછી લગ્નની તૈયારીઓ થવા માંડી છે.
"કારણ દસબાર દિવસમાં લગ્ન થવાનાં છે. મુંબઇમાં જે સગાઇ
"કરવાની વાત તેણે કહી તે આપણી વિદ્યા વિશે હતી. આપ તો

"તેથી સંપૂર્ણ માહીત હશો, બેશક આવો યોગ્ય જમાઇ આપે એ-
"મ્બો તે ખાતે હું દીલગીર છું. પરંતુ જે કંઈ થયું છે તે છેક અ-
"ઘટિત નથી. કારણ મનમોહનરાયને ભાણેજ શીવાય કોઇ વારસ
"નથી ને જેની સાથે તેની સગાઇ થઇ તે તેમની વહુની સગી
"ભાણેજ છે. એટલા માટેજ તેણે આગ્રહ કર્યો અને તે હર્ષદે સ્વી-
"કાર્યો. લાખોની મીલકતનો વારસો તે શી રીતે મૂકે? વળી પ્રેમ-
"રાયની દીકરી પણ રૂપાળી, અંગ્રેજી ગુજરાતી ભણેલી તથા તેર
"વર્ષની છે. ખેર! ..." વિદ્યાએ બીજા સમાચાર ન વાંચ્યા ને
"બોલી. થઈ ચૂક્યું! સાંભળ્યું!! મારા ભાગ્યના મોતનું વારંટ વાં-
ચ્યું!!! એકજ રત્ન ઇશ્વરે પેદા કર્યું, મને ધર્યું ને મેં તે લેવા હા-
થ ધર્યો, એટલે તે ફુકાવી બીજાને દઈ દીધું!! વિચિત્ર માણસ! મારે
માટેજ ફજેત થયો, મને ફજેત કરી ને આખર પાણીમાં બેઠો!!
મારા માબાપની સંમત્તિની પં પહેલીજ વાટ જોઇ તેમ તેનાં મુરબ્-
બીની સંમતિની વાટ મારે જોવી જોઈતી હતી. એ તો વિશ્વાસે ઠ-
ગાયો તે ન ઠગાયા બરાબર!! પોતાની ભૂલ જાણી ફરી ગણ્યું!!
પણ મેં જે ભૂલ કરી તે મને ઘણી ભારે પડી!! મારા કુમળા મ-
નપર તેની જે છબી ઉમરભરમાં પહેલીજ ચોટી તે હવે ઉખડવાની
નથી. કાચા ઘડાપર જે ભાત પડી તે જવાની નથી!! મારૂં મન
બીજે લાગવાનું નથી. મારો દગ્ધ થએલ–જખ્મી–પ્રેમ દીપવાનો ન-
થી. આ દૈવકોપથી રાતદિવસ હું એને સંભારી સંભારીને પીડાઈ-
શ ને અંતે રીબાઇ રીબાઇને મરીશ!! હજી મારા મનની શુદ્ધતા–
મારા પ્રેમની પવિત્રતાથી મને ઝાંખી આશા રહે છે. જ્યાં સુધી તે
પરણી ચૂક્યો—મારા ભાગ્યનું જે વારંટ મેં વાંચ્યું તે અમલમાં
આવ્યું તે ફાંસીએ ચઢી ચૂક્યું—એમ હું નહીં સાંભળું ત્યાં સુધી
હું એનું નામ—ધ્યાન નહીં વીસારૂં. જરૂર જો ઇશ્વરને ઘેર ન્યાય
હશે, પ્યાર પરસ્પર અસર કરતો હશે, જો તે ખરો કુલીન ને ની-
તિવાન હશે, તેને શુદ્ધ સાચા પ્રેમની કદર હશે, તો તે આખર પ-
ણ એ બૈરી–રૂપાળી–ભણેલી–(આ શબ્દો બોલતાં તેને સોખના દુ-
ખનો અનુભવ થયો. અરર!! આ વેદના વીંછીથી પણ વધતી તેને
લાગી. હરી હરી!!) તેર વર્ષનાને નહીં પરણે! પ્યારથી પૈસો નહીં
વધે!! માટે ત્યાં સુધી મને એકલી પડી પડી પીડાવા દો ઈશ્વર પ્રા-

થૈના કરવા દો એ છેલ્લો પણ અતિ પ્રબળ પ્રયોગ અજમાવવા દો નહીં તો પછી મારૂં થઇ ચુક્યું !! મારૂં માથું ભમે છે! તે આજ મને વધારે દુઃખી કરી! મને પુરી ન મારી પણ ધા કરીને જીવતી રાખી!! કંઈ ચિંતા નહીં. મારૂં હું વેઠી લઇશ. વેળાસર ગાડી આંહી મંગાવ. ને મને ઘેર લઇ જા! પ્યારથી સ્વાર્થ વધ્યો હેં? આ દુનીયાંમાં વિશ્વાસઘાતી અને સ્વાર્થીજ મનુષ્યો પેદા થતાં હોય તો મારે કોઇનું કામ નથી !! મારે કોઇથી વ્યવહાર માંડવોજ નથી. હું વિધવા થવા બેઠી છું! મારા મનથી–વચનથી–હું એકને વરી ચૂકી! મારો ગાંધર્વ વિવાહ થઇ ચૂકયો !! છતાં હું બીજાને વરવાનો વિચાર પણ કરૂં? હું એકને પ્રાણનો પતિ ગણી ચૂકી–કહી ચૂકી. તેનો હવે બીજો પતિ થાય? હું એકને તન મન ને પ્રાણ અર્પી ચૂકી તેનો હવે બીજો માલીક થાય? કંઇ ચિંતા નથી! જેને આપ્યાં તેણે તે ન સ્વીકાર્યાં તો રહેવા દયો એમનાં એમ. તે તેના જીવન–પોષક. વિના પોતાની મેળે નાશ પામશે !! ને ત્યારેજ તેનો તિરસ્કાર–વગર અપરાધે અનાદર-કરનાર-ઠગનાર-ને તેની કદર થશે !! ત્યારેજ તેને પશ્ચાતાપ રૂપ બદલો મળશે! ધિક્કાર છે પ્રપંચી દુનીયાંના સ્વાર્થને! માણસના ચલિત મનને"

હવે તે બોલતી બંધ થઇ. જ્યાં સુધી મુખમાંથી વાણીનો પ્રવાહ ચાલ્યો ત્યાં સુધી આંખોમાંથી જળનો પ્રવાહ પણ ચાલ્યાંજ કર્યો. મોંને આંખો બંને બંધ થવા સાથે તે પ્રવાહો પણ બંધ થયા !! તેણે બાહ્ય ઈંદ્રિયોને રોકી મનથી વ્યાપાર માંડયો. અંતરજામીને અંતરમાં અંતરની અરજ કરવા લાગી ને તેમાં એટલી લીન થઈ ગઈ કે જે ટ્રેનની તે રોજ તપાસ રાખતી આતુરતાથી વાટ જોતી તે આજે તેટલાજ ધમધમાટથી આવી તોપણ તેણે તે જાણ્યું વતીક નહીં. કદાચ તેના મનમાં એમ હશે કે હવે ટ્રેન જોઈને શું કરવું પણ આપણે તો જોઈએ કોઈ ઓળખીતું તેમાંથી ઉતરે છે?

હા એક જણ હતો; તે ઉતર્યો તેવોજ સાથેના પોટલા સુદ્ધાં સમુદ્ર તરફ વળ્યો. વિચિત્ર માણસ! શું તે હજી બાહાર ગામથી ચાલ્યો આવે છે એટલામાંજ સહેલ કરવા ચાલ્યો.? ને તે સામાન સુદ્ધાં? બહુ લોકોએ તેને પુછ્યું પણ તે જવાબજ શું કામ દે! ચાલ્યો ચાલ્યો જ્યાં ફરવા આવનારાંની ગાડીયો ઉભી રહે છે ત્યાં આવ્યો

ને આપણી વિદ્યાની ગાડી આગળ આવી "કોઈ ગાડી ભાડે કરશો કે?" એવી બૂમ મોટેથી પાડી. આ શું ગાંડપણુ હતું? ના તે આ તરફ ચાહીને આવ્યો હતો ને બૂમ પણ જાણીનેજ પાડી હતી. એમ આપણને જ્યારે વિદ્યાના ગાડીવાળાએ તેના તરફ જોઇ જવાબ દીધો ત્યારે જણાયું; તે બોલ્યો.

"અરે હા દોસ્ત તું ક્યાંથી? કેમ ભૂલી ગયો કે ભાડાનું પૂછે છે? તે દીવસ રાતે વગર ભાડે તારી રામ ઠાઠડી ઊચકીને છેક તારે ઘેર કાલબા દેવીપર નાંખી આવ્યો હતો તે?"

"હા માધુભાઇ તેજ હું. બેન ક્યાં છે?" નટવરે પૂછ્યું.

"પોતાને હમેશને ઠેકાણે" માધુએ જવાબ દીધો. નટવર ત્યાં ગયો. વિમળાએ તેને દુરથી આવતો દેખ્યો તે ચમકીને બોલી ઊઠી "અરે આ ક્યાંથી?"

વિદ્યા જાગી, તેની પ્રાર્થના પુરી થઇ; તેણે પણ જોયું ને ઓળખ્યો. "હા હવે છેવટ વખત પણ આવીજ લાગ્યો ઠીક થયું આખર કરેલ ઉપકારનો બદલો લેવા વખત મળ્યો. વિમળાએ અડધી મારીને રીબાતી રાખી છે તે એ હવે પુરી કરી દુઃખથી છોડવશે." આ બડબડાટ વિમળાને તીરના ઘા જેવો છાતી સુંસરો સરી ગયો. તેની આંખમાંથી તેથી બોર બોર જેવડાં આંસુ પડયાં પણ તે શું બોલે? વિદ્યા બોલી ઊઠી! "હાયરે ગીતિ!! એજ મને ગીતિ આપનારા બીજ રોપનાર! તેજ ઊખેડવા આવ્યો" એમ કરતાં તે પાસે આવ્યો.

"ભયભીત છાતી ધબકે કંપે તન મન આતુર સુણવાને""

"ઠરીશ સદા દુર્ભાગી હે હરિ! પળમાં શું પડશે કાને?

નટવર એકલો કેમ? હર્ષદ નાઠો હોત તો તો બંને સાથે હોત! ત્યારે શું પેલો કાગળજ સાચો કે તેણે આખર હા પાડી? જે હશે તે હમણાં જણાશે.

નટવરે છેક પાસે આવી પોટલું ફેંકી દઇ "અહો! મારાં પૂજ્ય માતુશ્રી" કહી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. "શેઠે તજી છતાં ચાકર હજી આટલું માન આપે છે, પણ એતો ધનુષ તીરને છોડતી વખત નમે છે તેમ નમ્યો છે તે હમણાં સીધો થઈ વાક્ય બાણ છોડશે એટલે હું પુરી થઇશ. કાંઇ ચિંતા નહીં. "હું એજ માગું છું" વિદ્યા બબડી.

વિમળાએ વાત છેડી "અહો તમે ક્યાંથી?"

નટવર પણ ઠાઉકોજ થઇ ગયો. પુછે તેટલોજ જવાબ. "શેઠ પાસેથી."

"તેમનો વિવાહ થયો?" વિમળાએ આ સવાલ પુછયો. વિદ્યા ટટાર થઇ, વિમળા પણ સાવધ થઈ જાણે શું જવાબ મળે છે? જવાબ મળ્યો.

"હા. પણ તે મારા શેઠની બીલકુલ મરજી વિરૂદ્ધ"

"હા દૈવ! ભાગ્ય ફુટયું!! છેવટ એજ વાત નક્કી થઇ કે વિવાહ–મારા પ્રેમનો અગ્ની દાહ થયો. એ ચોરીના અગ્નીમાં મારો પ્રેમ બળીને ભસ્મ થયો!! હરી હરી!! વિદ્યાની આંખમાંથી ધારા ચાલી! તે થરથરવા લાગી વિમળા પણ રોઈ. નટવરે જોયું કે વાર લગાડી તો વિદ્યા પડશે. તે આ ભેદને પુરો ન સમજ્યો. અટકળથી સમજ્યો કે એમણે વિવાહનો અર્થ લગ્ન કર્યો. વાત જાણુતાં હોય તેમ લાગે છે પણ કંઈ પાદા ફેર છે તેથી તે ખુલાસો કરવા બોલ્યો "થયો તો ખરો પણ ઝાઝીવાર ટક્યો નહી. પરીણામે નહોતો થયો."

વિદ્યા આ વાક્ય સાંભળી પડતી પડતી બચી. વિજળીનો આંચકો લાગે તેમ તે ચમકી. "હેં! શું તે નોહોતો થયો!! તે વધારે થરથરવા લાગી! તેની આંખમાંથી વધારે જોરથી આંસુ ચાલ્યો. તેની સ્થીતી સુખને દુખ હર્ષને શોક મીશ્રીત હતી. દુખનાં આંસુ આંખમાંજ હતાં ને નવાં સુખનાં આંસુ નિકળ્યાં તેણે ફરીને પુછયું એટલે શું તે કન્યા મરી ગઈ!! તે રૂપાળી સ્ત્રી મરી ગઈ!!

નટવરે વળી ગોટાળો વાળ્યો. તેણે જાણીને તેની પરીક્ષા લેવા ગોટાળો વાળ્યો. અમે તો કહીયે કે તેણે તેના ટીખળી સ્વભાવનો ગેર ઉપયોગ કર્યો. આ વખત હસવાનો નહોતો. "કાગડાને મન હસવું ને દેડકાનો જીવ જવા જેવી વાત હતી. પણ પ્રાણુને પ્રકૃતી સાથે જાય. ટેવ પડી. તે ખરી તે બોલ્યો.

"એતો કાંઈ નમુઇ પણ મારા શેઠને મારી ગઇ!! તેની આશાઓનો તેની ખરી જવાની મે નાશ કર્યો! હા દૈવ!! એ દુખ તો દુશ્મનથી પણ ન જોયું જાય!!"

વિદ્યા તથા વિમળા બંને ધભરાયાં આ વળી શું તાન? તેમણે શું સમજવું? સમજ્યાં કે તેણે આપઘાત કર્યો હશે. હાયરે!! પૂરા ભોગ!! વિદ્યાનો થરથરાટ હતો તેથી પણ વધ્યો આંસુ તો

સુકાઇજ ગયાં તે જડ ભરત જેવી થતી દેખાઈ ને બોલી "ભાઈ જે કહેવાનું હોય તે ઝટ કહે એટલે મારે કરવાનુ હોય તે હું પણ તુરત કરૂં" નટવર હવે સમજ્યો કે હું ખોટું કરૂછું મારૂં અંતઃકરણ જેવું વજ્ર છે તેવુંજ એનું કોમળ છે તે માહાદુખ ખમે છે તેથી તેણે તુરત જે મતલબસર આ ટીખલ કરતો હતો તેજ વાત કહી.

"તમે કરવા ન કરવાનો વિચારજ માંડી વાળો. એક નીરાધાર દુખી સ્વામીને તમે પરણીને શું કરશો? તમારે કરવાનું તે એજકે હવે એનો વિચાર છોડો."

વિદ્યાને વળી જેમ વીજળીની પેટીથી આંચકો લાગે તેમ આ વાક્યથી આંચકો લાગ્યો.

વિમળા પણ ચીડાણી તે ગુસ્સે થઈ બોલી "અરે મુર્ખ! આશી ગડબડ!! પહેલું કહ્યું વિવાહ થયો પછી કહ્યું નહોતો થયો મરી ગઇ. મારી ગઈ વળી પરણવાની ના પાડે છે એ શું તોફાન! શું આ પણ મશ્કરીનો વખત છે?"

જેમ જુદા જુદા રંગના બપોરીયા છોડવાથી આજુ બાજુનો દેખાવ જુદા જુદા રંગનો થાય તેમ નટવરના આ જુદા જુદા વાક્યોથી વિદ્યાના રંગ, સ્થીતિ, ચહેરામાં જુદો જુદો ફેરફાર થતો હતો, નટવર નમી પડયો. હાથ જોડી બોલ્યો.

માફ કરો બેન! મારો વાંક નથી, હું એકજ વાત કહું છું તમે ઉતાવળાં થઇ કંઇ જુડી અફવા સાંભળી છે તેને મારી સાચી વાત સાથે મેળવી ગબડ સબડ કરો તેમાં મારો શો અપરાધ! મારા સત્ય સાથે તમે અસત્ય તર્ક શું કામ મેળવો છો?"

"તેં ન કહ્યું કે વિવાહ થયો?" વિમળાએ બચાવ કર્યો.

બેશક પણ વિવાહ એટલે શું? સગાઇ. કાઠીયાવાડમાંથી હીંડયો આવુંછું તેતો જાણો છો ત્યાંથી કંઇ નીશાની લઇ આવ્યો હોઊં તે શું તમને જાઈને ભુલી જાઊં? હું તો હજી એજ કહું છું કે મારા શેઠ પરણ્યા નથી. બેન માટેજ પરણ્યા નથી. પરણ્યા નથી. સમજ્યાં કે હજી કહે જાઊ? કુંવારા છે. કુવારા છે."

એકસોને આઠ વાર કહીશ ત્યારે યાદ રહેશે? નટવરે લટકા કરતાં કહ્યું.

આંખમાં આંસુ, ધભરાએલો ચહેરો ને વિદ્યા હસી પડી! અહા તે વખતનું તેનું ચિત્ર કોણ ચિતરે!!

વિમળા પણ હસી. તેને ઘણોજ આનંદ થયો. કારણ વિદ્યાના મનમાંથી હર્ષદને–વિદ્યાના પ્રાણને–કાઢવાનું કસાઈ જેવું કામ તેને માથે આવ્યું હતું. માંડ હીંમત આણી ને તે તેનો અમલ કરતી હતી. એ પીડા પ્રભુએ ટાળી "સમજ્યાં ભાઇ સમજ્યાં. કહે હવે તે ક્યાં છે? થયું શી રીતે જરા ખુલાસેથી કહે."

"શેઠે પરણવાની ચોખી ના પાડી ને જ્યારે તેમનું કોઇ રીતે નજ ચાલ્યું ત્યારે મોઢે હાહા કરી રાતો રાત ચાલી નીકળ્યા!! ઘરબાર છોડયું વારસો છોડયો મુરબ્બી છોડયા હવે એવાને પરણીને બેન બા શું કરશે તમેજ કહો." નટવરે તેની છેવટ પણ પરીક્ષા કરી પણ તે હવે તો વધારે પડતી હતી.

વિદ્યાનો પ્રેમસાગર ઓટ આવવાને લીધે સુકા તળાવ જેવો થઇ ગયો હતો તેમાં આ વાક્ય સાંભળી પાછો પ્રિય હર્ષદ ચંદ્ર હૃદયમાં દેખાવાથી એટલી ભરતી થઈ કે તે રેલછેલ બાહાર ઉભરાઇ વહેવા લાગ્યો. તેની આશાની વેલી સુકાઈ ખરી પડવાની અણીપર હતી. તેને નટવરના આ વાક્ય રૂપી અમૃત મળ્યાથી તેજ ક્ષણે નવ પલ્લવ આવ્યો. ને તે તેના વિચાર રૂપે દેખાયાં." તેના દુખથી સુકાઈ ગયેલા અંતઃકરણમાંથી નટવરના આ વાક્યે નવુ ઝરણ ફોડયું ને તેથી તેનું તમામ શરીર આનંદમાં તરબોળ થઇ ગયું.

"હા પ્રાણનાથ! અલબત એ મારો ભવો ભવનો પ્રાણનાથ હોજો!! ધન્ય છે એનાં વચનને.! હું એ ગીતીયોને, એ સાખીને, સોનાના અક્ષરમાં કોતરાવી મારા ટેબલ પર ટાંગી રાખીશ. અથવા મારા ગળામાં પેહેરીશ. મને દુખ દરીઆમાંથી કાઢવા, ભવ સમુદ્રમાંથી તારવા, તે કુટંબ ધન દેશ વૈભવ તજી આવ્યા ને મને તારી!! ધન્ય! પ્રભુ તેનો બદલો ખચીત આપશે!! બોલ વીરા બોલ ઝટપટ તે ક્યાં છે. હું હાલનીજ ગાડીમાં જઇ તેના દુઃખમાં ભાગ લઊં તે જોશમાં ઉભી થઈ ગઇ. વિમળાએ તેનો હાથ પકડયો ને બેસાડીને બોલી.

"વાહ! આ શી ઘેલછા! તું પણ કુટંબનો ત્યાગ કરવા શું કામ ધારે છે, તારે કુટંબ અનુકુળ છે હજી કુંવારી છે તે જાણે છે? ક્યાં જઇશ?" વિદ્યા જરા શરમાણી, ઠેકાણે આવી, પાછી બેઠી, મન તો ત્યાં ગયું. સાંઝ પડવા આવી જાણી નટવરે ટુંકું કર્યું. "બધાને

સુવા દીધા પછી અમે એ વેશ બદલીને છાના માના ઘરમાંથી નિકળ્યા. પોતે વળી પૂરા પ્રમાણીક તે જે વળી જુજ ઘરેણું દીલપર હતું તે પણ ઉતારીને ત્યાં ઘરમાંમુકયું !! કમાઇને તો વીશ પચીશ હજાર બે વર્ષમાં ઘરમાં દીધા છે પણ તે તો કહે મારી ફરજ બજાવી. ને ઘરેણું તો મામાનું તે વગર રજાએ લઈ જવાથી ચોરી ઠરે! ખેર! હાથે પગે નિકળ્યા. દરવાજા બાહાર તો આવ્યા પણ પછી વિચાર પડયો! ક્યાં જવું શું કરવું.? ખરચ સારૂ તો મારી પાસે વીશ રૂપીયા હતા પણ જવું ક્યાં? હું પણ પહેલોજ જુનાગઢ ગએલ એટલે રસ્તો પણ ન જાણું. આવ્યા હતા એજ રસ્તે જઈએ તો તો વાંસે વળી મનાવવા આવે ને પંચાત પડે! ત્યારે કરવું શું? શેઠ તો કહે હીંડો ઉભાંગડ. પ્રભુ લઈ જાય ત્યાં. હીંડવાથી હું થાકવાનો નથી. નિત્ય કોટમાં ફેરા ખાતો તે આજ લેખે લાગશે.

વિદ્યા વચમાં બોલી ઉઠી. જોયું બેન! શરીરને મહેનતુ રાખ્યું એમ કામ લાગે છે. ઘડી પછી શી સ્થીતિ થશે તેની ખબર છે? ટેવ પાડી હતી તો એટલી હીમત હતી. વારૂ પછી." નટવર આગળ ચાલ્યો.

"શેઠ તો પ્રભુના ભરોસા પર ચાલ્યા એક ચીલા વાટે. મને તો હજાર વિચાર આવે. બીજું તો ઠીક પણ ધાર્યું કે ચોર આવશે ને જે ખરચી છે તે પણ પડાવી લેશે તો કરશું શું? અરે તેટલેથી પણ બસ ન થાય ને વળી માર મારે ત્યારે તો પુરીજ ફજેતીના! શેઠ વાંસે ઢસડતો જાઊં ને આ વાતો કહું. પણ વાહરે એની હીમત! મેં તો ઉલટા ધમરાવવાનું કર્યું. પણ પોતે કહે ઈશ્વર બધે રખવાળ છે તેમને તો પ્રભુના ભરોસાની વાતને સાચીજ શ્રદ્ધા!! જ્યાં આગળ ગયો કે પ્રભુજ મદદે આવ્યા.

"ધન્ય મારા તાત!! હે દેવ! મને પણ એણેજ દૂખમાં પડતાં વેંત બચાવી!! ધન્ય દીનદયાળ.!" વિદ્યાએ ફરીથી પ્રભુનો આભાર માન્યો. ને વળી નટવરને કહ્યું "શું થયું,? શી રીતે મદદે આવ્યા!?"

"ગાઉ બે એક ગયા ને એક ગાડું મળ્યું, પાસેના ગામનો મેહેતાજી પોતાનું દફતર લઈને બાટવા કરીને ગામ છે ત્યાં ડીપ્યુટીનો મુકામ હતો તેથી જતો હતો અમારે ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું થયું."

"કેમ વારૂ ?" વિદ્યાએ પ્રશ્ન કર્યો.

"ડીપ્યુટી શેઠના બાળમીત્ર હતા. શેઠ એટલુંતો જાણતા હતા કે તેઓએ પ્રાંતમાં છે પણ કયાં તે ખબર નહોતી, તે ખબર પડવા ને સાથે ગાડું તેમની પાસેજ જતું હતું. મેં તેને કહ્યું કે "અડધું ભાડું અમે આપશું ને શેઠને બેશવા દે" ભાડું શેનું ? તેણે તો વેઠમાં ગાડું મેળવ્યું હતુ ને વળી એ પણ એકલો હતો તેથી કહે એકશું કામ તમે બંને આવો બેસો. મારે તો સામુ ગમત થશે.

"બીચારો ભલો માણસ." વિદ્યાએ કહ્યું. કાં ન કહે ? તેના ધણીને મદદ કરી.

અડધી રાત સુધીતો વાતો કરીને પછીતો સુઇ રહ્યા સવારમાં બાટવે પહોચ્યા. વાહરે ! માધુભાઇ ! વાહ ! મીત્ર હો તો એવાજ હોજો !! તે પણ પ્રથમ તો ચમકયા.

"ચમકેજના ? ડોળ જુવે, હાલત જુવે, તો હરેકને આશ્ચર્ય લાગે" વિદ્યાએ ટેકો દીધો, "હા પણ પછી શેઠે બધી વાત કરી તેણે શેઠને ખુબ હીંમત ને સાબાશી આપી."

"ખરો સમજુ માણસ" વિદ્યાએ કહ્યું.

તાકડે પોલીટીકલ સાહેબનું મુકામ પણ ત્યાં હતું. શેઠને તેમણે તેજ દીવસ પાંચ વાગે સાંઝે મેળવ્યા, તમારી પરીક્ષામાં તે ૫૨ક પડે. સાહેબ પણ એજ મુકાલાતમાં વશ થયા ને ત્રીજે દીવસનો દોઢસો રૂપીઆની "વડીયા જપ્તીદારની" જગ્યા આપી !! હાલ ત્રણ મહિના દોઢસો મળશે ને પછી બસેં થશે, પોતે ત્યાં ગયા ને મને તમારી પાસે સમાચાર કહેવા મોકલ્યો."

નટવરની કથા પુરી થઈ. હવે તો તેથી વિદ્યા વિમળાને તથા બ્યંકટરાંમ તથા રાધાલક્ષ્મીને કેટલો આનંદ થયો એજ જાણવાનું રહ્યું તેની કલ્પના કરવાનું કામ સૂજ્ઞ વાંચનારનેજ સોંપીયે છીએ.





## પ્રકરણ ૬ ઠું.

### દોહો.

એની મદદે સત્ય છે, મારે જુઠ સહાય;
બતલાવું બુદ્ધિ બળે, કે, કોનો જય થાય.

મનમોહનરાયના મુંબઈના માળાનું દીવાનખાનું તમને યાદ છે? હર્ષદરાય જ્યારે ત્યાં બેઠો બેઠો વિદ્યાની બનાવેલી ગજલ વાંચતો હતો ત્યારે તે આપણે જોયું હતું. આજે પાછા ત્યાં આવીએ તો જે ઠેકાણે તે દિવસે હર્ષદરાય બેઠો હતો, તે જગે આજે એક જવાન, પંદર સોળ વર્ષની છોકરી બેઠી હતી અને તે સ્વરૂપમાંતો તેની જગ્યાને શોભાવે તે વીજ હતી પણ ગુણમાં તેથી તદન ઉલટીજ હતી. તેનો પોશાક પારસણોને મળતો સુધરેલી નવી ફેશનનો હતો, તેનું માથુ ઊઘાડું થઇ ગયું હતું બલકે તે છેડો છાતી ઉપરથી પણ ખસી ગયો હતો, અને તે નિચેથી જતા આવતા લોકોથી દેખાય તેમ બેઠી હતી, છતાં તેનું તેને ભાન નહોતું; અથવા પરવા નહોતી. બુટ સ્ટાકીંગ વાળો એક પગ ભોંય મુકી બીજો તેના પર આડો ચઢાવી તે પર એક હાથ ફેરવતી ને બીજા હાથથી ચાળા કરતી ને વાત કરવાના સ્વાદમાં લીન થઇ ગઈ હતી. કોનાથી? સામે ગાદી ઉપર તકીયાને અઢેલી એક ગોરી, જાડી, વૃદ્ધ ડોસી અડવી પડવી કાળું છાયલ પહેરીને બેઠી હતી તેનાથી, જેટલા ચોજથી આ છોકરી વાત કરતી હતી તેટલાજ ભાવથી ડોશી તે સાંભળતી હતી. આપણે ધ્યાન પહોચાડયું તે અવલ શું વાત થઇ તે તો કોણ કહે? પણ હવે આપણે તે સાંભળીએ. છોકરી બોલતી સંભળાઇ.

“હા માશીબા કેટલી બધી નોટોને વળી એક ઘરેણાનો દાબડો તમારો દેવચંદ આપી આવ્યો! મારી સહી જોડા જોડ રહે છે. તેણે કાનોકાન સાંભળ્યુ ને નજરે નજર દીઠું; આખો માળો જાણે છે કંઇ છાની વાત છે? મારૂં તો સાંભળીને પેટ બળી ગયું પણ શું કરૂં?

"પણ એની વહુ નહી જાણુતી હોય" ડોશીએ વચમાં પ્રશ્ન કર્યો

" એતો માંહે દલાલણ. સહુ આશ્ચર્ય તેમાંજ પામે છે તો. અ મદાવાદી હરામ જાદી !! બધાં કરતુકજ તેનાં. પોતાની સહીનું ઘર તે વિના શી રીતે ભરાય ? પણ મુરખી નથી સમજતી કે પોતાનું ઘર ખાલી થાય છે અને ધણી છીનાળવો થાય છે તે તો ભોગ એ ના. એનાં કર્યા એ ભોગવશે પણ મને તો તમારૂં થાય છે કે આ મ એ ઉડાડી નાંખશે તો તો બે વર્ષમાં પાઈ પણ નહીં રહે, ત્યા- રે પછી ઘડપણમાં તમારા શા હાલ થશે! અપકીર્તિ થાય તે તો જાણે આ કાને સાંભળીને પેલે કાને કાઢીએ, પણ પેટમાં ભુખ લા- ગશે તેમાં ભર્યા વિના કંઇ ચાલશે? "

કુટવાને ટેવાએલાં ડોશીએ છાતીપર એક હાથ મારી કહ્યું. ' "હાય હાય !! એતો મને જરૂર ચોળાવશે ! મને એમના ચાળા તો આંહી આવી ત્યારથી સારા નહોતા લાગતા. વિમળા અને પોતે એ માણસ સાથે રમે, હસે, બોલે !! પણ હવે તેનો ભેદ સમજાયો. બળ્યું, એ પણ દીઠું અણદીઠું કરીએ, પણ આમ ઘરમાંથી ઊડાડી નાંખે તે કેમ ખમાય, એ બધું થઇને કેટલાનું હશે?

" ચાર પાંચ હજારનું ઘરેણું ને બાકી એક કવરમાં આઠ દસ નોટો હતી દરેક છેવટ સો સો ની ગણીએ તોપણ આઠસેં હજાર- ની તો ખરીજ ? "

" હાયરેમા !! બધા હજારોને સો !! " છાતીપર બે હાથથી કુટી ડોશીએ પોતાનું ગણિત જ્ઞાન બતાવ્યું "હું તો મરૂં; મારા કયાં ભોગ લાગ્યા કે ઘરમાંથી માંડ પાપ ગયું હતું તે પાછું ઘાલ્યું.!"

"તે કંઇ હવે નિકળવાનું છે? માસા જીવતે ભુંસી ગયા છે ના. સહુ પોતાનાંનું કરે એણે પેતાના ભાણેજનું કર્યું પણ તમને કંઇ પોતાની ભાણેજીનું સુઝયું ? સમજો તો તો એણે દેશમાં, નાતમાં, જાતમાં, તમને કેટલાં હલકાં પાડયાં!! તમારૂં શું માન રહ્યું ? ને આ ખર પણ એજ માલીક થયાં.

ખેરા તે તો તેનાં નસીબ. સહુ સમજે કે માસા હતા ત્યાં સુધી કદાચ એનું રાજ હોય, પણ માસા ગયા પુંઠે પણ તમારૂં ન ચાલે એવું અંધેર તો આ ઘરમાંજ દીઠું; ને તે પણ ત્યાં સુધી કે આ- મ છ ચોક ઘરમાંથી ઘરેણાના દાબડા નોટોના થોકડા ચાલ્યા જાય

તોપણ જાણે પરવાજ નથી. આવું આવું તો મેં બે ત્રણવાર સાંભળ્યું પણ બધે જ્યારે ડોશી પણ ભેગી છે એમ વાત ચાલી ત્યારે મારાથી ન સંખાયું તેમાં કહું છું. મારી સહીતો કહે કે એમને પોતાને કંઇ નથી ત્યારે તું શું કામ હાયઓય કરે છે! પણ પીટીયો જીવ એવો કે તમારૂં નઠારૂં સાંભળીને બળ્યા વિના ન રહે! તેમાં કહી દેવાયું."

"કંઇ ફિકર નહીં દીકરી, તેં મને વખતસર ચેતાવી. આવવા દે એને ઘરમાં, પછી વાત છે." "શું કરશો ?"

"કરે શું? બસ એ દાબડો પાછો ન લાવે ત્યાં સુધી ખાઊં નહીં ને ખાવા દઊં પણ નહીં." "ભોળાં છો. એ દાબડો ઘરમાં લાવશે ને તીજોરીમાંથી સાટે ડોઢા રૂપીયા પહોંચાડશે." "તીજોરીની કુંચી પણ માગી લઇશ પછી શું ? કુંચીયો તો મારી પાસે છેજ. પણ આતો કોણ જાણે પોતાની પાસેથી આપ્યું હશે."

"એવાં કાંઇ કાલાં નથી કે ઘર વેચીને તીર્થ કરે! જોજો ભોળાં થતાં! તમારૂં ન ચાલ્યું તે આમ ભોળાપણામાંજ! ને હજી મારૂં કહ્યું નહીં માનો તો આગળ રખડશો. હું એમની બધી ગતિ જાણુંછું. "પારકે પૈસે દીવાળી" પડકુંચી ક્યાં નથી થતી. તમને ખબર છે કે માંહે શું શું કેટલું કેટલું છે? કંઈ નોંધ પત્ર છે?"

"હશે તો ખરોસ્તો. પણ મારી પાસે નથી,"

"ત્યારે હોયોને ન હોયો સરખોસ્તો. તમારાથી બનશે તો નહીં. પણ વચવટી થઇને કહુંછું કે કરો તો આમ કરો. બધાં ઘરેણાંની યાદ કરો, ને તીજોરીમાં પણ જેટલા રૂપીયા હોય તેની નોટોજ મંગાવીને તમારી પેટીમાં ભરો, ને આઠે દસે મેળવ્યા કરો. ભલે હું વળી બે ઘડી વધારે ખોટી થઇને યાદ કરી આપીશ, ને તે મુજબ પાછું તપાસીને મેળવી આપ્યાં કરીશ. પછી જાગતાનું કોઇ ચોરનાર છે?"

બરાબર મારી ડાહી દીકરી, આજનાં ભણેલાંનો પ્રપંચ અમે ઘરડાં શું સમજીએ? અમારા વખતમાંતો આવું કશું નહોતું. મારી સાસુતો પેટીને તાળું પણ વખતે નોહોતાં વાસતાં."

"એતો પેટનાં જણ્યાં હતાં ને આતો પારકાં જણ્યાં. તમને પેટનાં પારકાંનો ક્યાં વેવરો છે!"

"ના દીકરી, હવે મારી આંખ ઉઘડી છે. તેં ઉઘાડી મારી ચતુર દીકરી. બસ તેં કહ્યું છે એમજ કરીશ. પછી દુકાન જાણે ને એ જાણે.

"હારતો! દુકાનની કમાણી કંઇ ઓછી છે? માસાએ બધું ખરચ ચલાવ્યું, ઘર બાંધ્યું, માળો બાંધ્યો ને વળી મીલ પણ ઊભી કરી. એ બધી દુકાનની કમાણીમાંથીજ ના? ભલે એ કમાયને ચાહે એથી બમણું વસાવે. આપણે તેનું કંઇ છે? એમાંથી કંઇ માગીએ છીએ? પણ આતો આખા રોટલામાંથી જે કટકો કોર માસાએ તમારે સારૂ રાખેલ છે તેમાં પણ દાંનત બગડી ત્યારે મારાથી ન ખમાયું તેમાં કહ્યું. નહીં તો મારે શું છે? મારે કશાનીએ આશા છે?

"ના મારી દીકરી, મારૂં બધું તારૂંજ છે. એ પારકાંતો જરૂર મને રડાવે જે આપ પીઠ પછવાડે ચોરી કરે તે કબજે પડે તો શું મુકે! હવે હું બરાબર સમઝી. પ્રભુએ મને વેળાસર સુમતિ સુઝાડી; કંઇ ફિકર નહીં; આવવા દે એનેં, પછી વાત."

"હા પણ જો જો મને વચમાં હોમતાં? આ દાગીનાની વાત આજ તો ટાળજો."

"કંઈ ફિકર નહીં જો એ આવ્યો" દાદરપર પગરખાંનો ધબકારો સંભળાયો ને બેઉ ચૂપ થયાં. કોણ આવ્યું? વાંચનાર પણ કહેશે કે હર્ષદરાય.

આપણે એકજ પ્રકરણના ફેરફારમાં બે વર્ષ કુદી ગયા. તેનો ઇતિહાસ ટુંકામાં પતાવી દઇએ.

હર્ષદરાય વડીયા જમીદાર થયાના ખબર જુનાગઢ તુરત પહોંચ્યા. સહુને ખાત્રી થઈ કે તે હવે માહાલક્ષ્મીને નહીં પરણે તેથી તેને વ્રજવલ્લભ નામે એક ત્યાંનાજ ગ્રહસ્થનો દીકરો તેવામાંજ મેટ્રીક્યુલેશનમાં પાસ થયો અને રંડાયો હતો તેની સાથે લગ્ન કરી દીધાં. બે મહીના સુધી તો મનમોહનરાયનો ગુસ્સો ન ઉતર્યો, પણ આખર તેમને તે ઊતારવાની ફરજ પડી. પોતાની તબીયત દીવસે દીવસે બગડતી ચાલી, અવસ્થાએ પણ થક્વ્યા, એટલે ગુમાસ્તા વસું મુંબાઇનું તમામ કામ રાખવું તેમને સલાહ ભરેલું ન લાગ્યું. બે માસમાં કેટલીક અવ્યવસ્થાનાં બીજ રોપાયાં. દીર્ઘ-દૃષ્ટિવાળા એ વ્યાપારીએ જાણ્યું કે જો તે વેળાસર નહીં ચેતે તો પરિણામે એ અવ્યવસ્થા તેના ધન અને તેથી પ્રાપ્ત થએલ આબરૂનો તેની આ-

ખર અવસ્થામાં નાશ કરશે. શેહેરના સારા માણસોએ પણ તેમને એજ સલાહ આપી કે "છોરૂ કછોરૂ થાય માવીતરે કમાવીતર ન થવું." તેમજ થયું. પોતેજ વ્યંકટરામને લખી હર્ષદના લગ્નનો દીવસ ઠરાવ્યો ને અમદાવાદ જ્યાં વ્યંકટરામનું મૂળ નિવાસ સ્થાન હતું ત્યાં લગ્ન થયાં. મનમોહનરાયે "વરના બાપ" થવાનો લ્હાવો લીધો. પણ ચંપક લક્ષ્મીનો રોશ તુરત ન ઉતર્યો. પ્રથમ તો તેમની પ્રતિજ્ઞા હતી કે એ વહુનું મારે મોં ન જોવું, પણ કંઇ મુંબઇનું મો ન જોવું એવી પ્રતિજ્ઞા નહોતી. તેથી તેઓ મુંબઇ આવ્યાં. સહુ મુંબઇ આવ્યાં.

સિંહ કે હાથીને પણ માણસ વશ કરે છે તો ડોશીના શા ભાર હતા. વિદ્યાના વિનય અને ચતુરાઈએ પથ્થર જેવાં ડોશીને મીણ જેવાં કરી દીધાં. તેમણે ગઈ ગુજરી વિસારીને વિદ્યાપર મન મૂંક્યું. ડોસા પણ હવે છ મહીના કાઢે તેમ નહોતા એટલા અંતે ભલાં ભુડાં તોપણ એજ ઘડપણમાં ચાકરી કરશે એમ તેઓ સમજ્યાં. ને તેથી હર્ષદના નામનું વારસાપત્ર થવામાં વાંધો આવ્યો નહીં. વીલ થયું. દેશનું ઘર અને ઘરેણું ડોશીને હીસ્સે આવ્યું. પુન્ય દાનની રકમ પણ સારી કાઢી અને મીલ, દુકાન તથા માળાનો માલીક હર્ષદ ઠર્યો.

ડોસા જાણે એ વહેંચણ કરવાનીજ વાટ જોતા હોય તેમ તે થયા પછી બે માસેજ સ્વર્ગે પધાર્યા. મહીનો નોહોતો થયો ને વ્યંકટરામ કોલેરામાં ઊકલી ગયા. રાધાલક્ષ્મી તો તેના વિયોગ દુઃખમાં આઠેજ દહાડે પુંઠે થઇ. સતીએ સાચો પ્રેમ સિદ્ધ કરી તેનો સ્વર્ગમાં મેળાપ કર્યો. વિદ્યા દુઃખી થઇ! તેને માત પિતાનો અચાનક ઘા બહુ જબરો લાગ્યો. પછવાડે કંઈ ઝાઝી મીલકત પણ ન નીકળી. જે નિકળ્યું તે વિદ્યાએ તેમની વાંસે વૈરાગ્ય વૃત્તિથી પુન્યદાંન કરી દીધું. માત્ર ઘરેણું પોતાસારૂ રાખ્યું. હર્ષદે દુકાન સંભાળી, મીલ સંભાળીને વિદ્યાને પણ સંભાળી. તમામ રસ્તે પડી ગયું. ડોશી તો દેશમાં ખૂણો મૂકવા ગયાં હતાં એટલે અહીં કંઇ બીજી નવાજુની થઇ નહીં. વિદ્યાને માત પીતાના વિયોગનું દુઃખ પણ હતું ને બીજી ગમથી ધણીનું મન માન્યું સુખ પણ હતું; એટલે એવી સામાન્ય સ્થિતિમાં વાંચનારને શું બતાવવું એમ સમજી તે મૂકી દીધી.

ડોશી વર્ષદીવસ દેશમાં રહ્યાં, ત્યાં તેમની પૈસાની પુતળી,

લક્ષ્મીની લોભી, માહાલીએ બરાબર હાજરી પૂરી. તેની માએ પણ દુઃખમાં ભાગ લીધો. ને તેમાં વધારે ખુશામત કરવાનું કારણ ડોશીનું ધન હતું. પ્રથમતો ડોશીએ વિદ્યાનું વાંકું ન સાંભળ્યું. પણ પથ્થર પણ દોરડે છેદાય તો ભોળી ડોશીને ભરમાતાં શી વાર!! આખર તે વિદ્યાને ન્હાવામાં ભૂલ કરે છે, તે ચાહે તેવી તોપણ પર છે, અમદાવાદી ફરંદી છે, તેને વારસ થવા ફોસલાવી હશે, એમ મન માન્યું મા દીકરીએ મળીને ડોશીને અનુમાન તો કરાવ્યું પણ તેની ખાતરી કરાવ્યા વિના વિધાને આંખે પડ્યા વિના–પોતાનો અર્થ સરે એમ નહોતું.

વર્ષ પુરૂં થવા આવ્યું. હર્ષદ વરસી વાળવાને ડોશીને તેડવા જુનાગઢ આવ્યો. મહાલુએ જાણ્યું કે હવે તો ડોશી પાછી હાથમાંથી જશે. વિધા જરૂર તેને પાછી વશ કરશે તો આખા વર્ષની મહેનત અલેખે જશે, માટે કંઇ યુક્તિ કરવી. વળી પોતે હર્ષદને પરણી હોતતો મુંબઇની સહેલ કરત એ હોંશ પણ મનમાં રહી ગઈ હતી. તેને ભણેલી સુધરેલીને સુધરેલા શેહેરમાં વસવાનું બહુ મન થતું હતું. તે જ્યારે ને ત્યારે પોતાના વરને એ દરખાસ્ત કરતી. તે હાલ એફ. ઇ. એ માં પાસ થઈ હર્ષદ સાથેજ મુંબઈથી દેશમાં આવ્યો હતો. મૂળે નરમ દીલનો માણસ એક વાર બૈરી મરી ગઇ એટલે બીજી બૈરીને ઘણીજ અમુલ્ય વસ્તુ સમજતો હતો. તેમાં વળી તેને ઠીકરૂં જઇને થાળી આવી હતી. કરૂપી, કઢંગી, અભણ બૈરી જઇને રૂપાળી–ભણેલી સુઘડ માહાલીથી મ્હાલવાનું મળ્યું હતું. એટલે તેના મનમાં એમ પણ રહેતું કે જીંદગી અચળ છે. આજે છીએ ને કાલે નથી. તો શું વૈતરૂં કરવાજ દુનિયાંમાં પેદા થયા હતા? અંતે મોહનીના મોહમાં ફસાયો ને ભણવું પડતું મૂક્યું. નોકરી લેવા ધાર્યું ને તે મુંબઇમાંજ જોઈએ. તેણે પ્રયાસ કર્યો. હાઇસ્કુલમાં એંશી રૂપીયાની આસીસ્ટંટની જગા તે ચાલાક વિદ્વાનને તુરત મળી કે ડોશીને ત્યાં ગયાને માસ પણ પુરો નહોતો થયો ને માહાલુ મુંબઇ પહોચી; ડોશી પણ પોતે પરદેશમાં એકલાં હતાં ત્યાં પોતાની ભાણેજી આવી જાણી રાજી થયાં.

આંહીતો હવે વિધાની ચડસા ચડસી ચાલી તેનાં ઘરેણાં મ્હાલુ જુએ ને કરે વૃજવલભપર તગાજો!! વૃજવલ્લભે પણ ધાર્યું કે

એને જો વિદ્યા જેટલું સુખ નહી આપું તો એના મનમાં જરૂર એમ ઓછું આવશે કે હું હર્ષદને પરણી હોત તો આમ ન થાત તેથી તે ભલા અને નરમ માણસે મહાલુના કોડ પુરા કરવા માંડયા. માહાલુ બાપને નોહોતાં સાસુ ને ન મળે સસરા; ધણી પાસે બાપના વખતની વીશ પચીશ હજારની દોલત હતી. તેનો કબજો આવભાવને કટાક્ષ કરી છ મહીનામાં લીધો. તીજોરીની કુંચીની માલીક થઇ તો પણ ચડસ પુરો ન થયો. બે ચાર વાર રોઇ રીસાઈને ધણીને કરજ કરાવીને પણ દાગીના લીધા, પણ હવે એથી વધારે ધણીને કોઇ ધીરે તેમ નહોતું. ધણી આપી શકે તેમ નહોતો, એટલે તેને વહેતો મૂકયો.

ડોશીની દોલતપર તો તેને બાળક પણથી ડોળો હતો. હવે તેણે તે સંપાદન કરવા કમર કશી ડોશીની ચાકરી કરવા, હાજરી પુરવા, માંડી પણ તુરતજ લાગ ફાવ્યો નહીં. સીધી રીતે દાવ ન પહોચ્યો ત્યારે છીડાં શોધવા લાગી તે પણ ન મળ્યાં. પ્રપંચ કરવા ધાર્યું તેમાં કાંક હકીકતની મદદ જોઇએ. એક બીના બની ને તેનો તેણે મનમાન્યો ઉપયોગ કર્યો. વિમળાનો સસરો ઘણો ખરચાળ હતો તેણે કરજ કર્યું, પોતાની બાયડીના દાગીના ફુંકી ખાધા; પણ કરજતો તો પણ રહ્યું; પંદરસેંહનું હુકમનામું થયું, ને લાજ જવા વખત આવી. ભલી વિમળાએ દોડ કરી પોતાનું જીવન.—સ્ત્રીધન—પલ્લું આઠસેંહમાં અડાંણે મૂક્યું તો પણ સાતસેં ખુટયા. લાવવા ક્યાંથી ? વિદ્યા પાસે ગઇ તેણે મદદ કરવા વચન આપ્યું હર્ષદને કહ્યું. તે ભલા માણસે પંદરસેંહે પુરા આપવા ગોઠવણ કરી. ઘરમાંથી તો ન આપવા; ડોશીની સંમ્મતિ જોઇએ તે ન મળે. પોતાની ખાંનગી કમાણીમાંથી તે કહાડયા. પોતાના ગુમાસ્તા દેવચંદ સાથે તે મોકલતાં વિમળા પાછા ન વાળે તે સારૂ એવી યુક્તિ કરી કે તે પ્રથમ વિમળાના નામથી જ્યાં તેનું પલ્લું અડાણે હતું ત્યાંથી તે છોડાવી તે પલ્લાનો દાબડો તથા બાકીની સાતસેંની નોટો તેને ઘેર જઇને મુંકીજ આવ્યો. પડોસણે તે જાણ્યું ને માહાલીને વાત કરી ! ખરી વાતની ખબર સહુને ક્યાંથી હોય ! માહાલીની સહી પણ મહાલી જેવીજ ! તેણે ઇર્ષાથી એકની બે કરી ને માહાલીએ તો બેની દસ કરવા સાથે હર્ષદે વ્યભીચારની દોસ્તી માટે એ આપ્યું એમજ ઠરાવી પાડયું.

હવે આપણે બરાબર સમજ્યા કે માહાલુ મુંબઈમાં શી રીતે? આ વાત થઇ તે શું! હવે શું થાય છે તે જોઈએ.

હર્ષદને સ્વપ્ને પણ ખબર નહોતી કે તેના એક પરોપકારના કૃત્યને વ્યભીચારનો પોશાક પહેરાવી તેના સામું લઢવા તેને દુખ દેવા માહાલુએ તેની માંમીના દીલમાં મુક્યું છે !! આનંદી માણસે આવતાંજ આનંદમાં પૂછ્યું "કેમ આજે માસી ભાણેજ શું મનસૂબામાં પડ્યાં છો?"

કાદવમાં ઈંટ નાંખતાંજ છાંટા ઉડ્યા. ડોશી ભભક્યાં.

"અમારા મનસુબા અમારા મનમાં ને તમે ધાર્યું કરો. ડોસાએ અધવચ રઝળાવી હવેતું ભીખ માગતી કરવા બેઠોછું તે એકે સામટું બધું ઉડાડી ફના ફાતીયા કરીને તું નાનકશાઇ થાને મને ભૂલેશ્વરમાં મુકી આવ"

કંઈ ખરચની વાત છે એમ સમજી હર્ષદે બચાવ કર્યો. "મામી હવેતો મેં ખરચ બીલકુલ કમી કર્યું છે. જુવો રસોઈયાને પણ રજા આપી છે ને એજ રાંધે છે."

મામીનો હીસાબ ઉલટોજ હતો. "તેમાં શું? કંઇ ઘસાઇ નહીં જાય રસોઇયાનેતો રજા આપી તે ન આપ્યા બરાબરજ છે. ખરચતો એટલું ને એટલુંજ ગાય છે. લાકડાનો પાર નથી રહેતો. ઘીના રેલા રસોડામાં ચાલે છે. રોજ તપેલાં ભરી ભરીને ધાટીને અપાય છે. બીગાડમાં બાકી તો નથી"

"તમે એ દુગ્ધા શું કામ રાખો છો. હા કંઈ કાચુ ખારૂં કે વહેલું મોડું થતું હોયતો, કહો રસોઇતો બરાબર જાણે છે?" ડોસીથી તેનો જવાબ ઉલટો દેવાય તેમ નહોતું ત્યારે રૂખજ મરડી.

"ધૂલ જાણે છે? એક રાગડો તાણી નાયકાની પેઠે ગાતાં આવડે છે" એ પણ અપલક્ષણ! તેની પાછી દલીલો છે તે જુવો "ન લાજ ન મરજાદ નિચે લોકો સાંભળવા એકઠાં થાય તે હુંતો શરમાઇ મરૂંછું પણ શું કરૂં? મારૂં કહ્યું કોણ માને? ભવાડા માંડ્યાજ છે તો પુરા કરો, વિદ્યાને વિમળાની સાથે તું પણ જોડે સારંગી લઈને નાચવા જા એટલે પૈસા આવશે તેમાં બેઉ સોખોના કોડ પૂરા થશે ને મારા ઘરમાંથી ચોરી થતી અટકશે" વાતને મરડી પોતાની મુદ્દાની વાતપર આણુવા ડોશીએ પ્રયત્ન કર્યો.

હર્ષદ ખરી વાત ન સમજ્યો. તોપણ તેણે ટુંકું કરવા ક્ષમા કરી. "અમારેતો પૈસા નથી જોઇતા"; પણ ડોશીતો તેથી ઉલટાં વધારે ભભક્યાં. ગરીબ બીચારો ! શી રીતે બોલે !

"તારે નથી જોતા પણ મારે જોઇએ છીએતો ! બસ નિકળ મારા ઘરમાંથી નહીંતો કર જુદી; ત્યાં સુધી જમુંતો હરામખાઉં નહીતો અફીણ ખાઇને કે રાત વરત બારીએથી પડતું નાંખીને મરીશ. આ દુઃખ મારાથી નથી ખમાતું."

હર્ષદ ધભરાયો તેણે વિચાર્યું કે શા સારૂ આ તોફાન છે તે સમજાય તો હમણાં રસ્તો કરૂં ;રોગ ઓળખાય તો તુરત શું ઓસડ થાય; માટે તેણે ટુકુંજ પૂછ્યું "પણ છે શું ?" હવે ભરમ ફુટયો.

" પેલી વિમળી ! રાંડ છીનાળ ! ને દાબડોને નોટો પહોંચાડી તે હું બધું જાણું છું. વહુને તો અક્કલ ક્યાં છે ? હાથે કરીને ધણીને છીનાળવો કરે છે તે આગળ પામશે ! તે તો ભોગ એના પણ મારે એમ ઊડાડે નહીં પાલવે !"

હવે હર્ષદ સમજ્યો કે તેના પરોપકારનું નામ છીનાળું પડયું છે ! હરી હરી ! ! તેને આ બોલ બાણ જેવા લાગ્યા તો પણ તેણે ધીરજથી તે સહ્યા "પ્રભુ પ્રભુ કરો ! ! એતો મારી બેન છે તમને આ કહ્યું કોણે ?"

"કાળાચોરે કહ્યું. શું તારે તેને ફાંસી દેવી છે ? પીટયા દેવાળીયા ! પાળીપોષીને ખોળે લીધો તે આ દહાડા માટે?" ડોશીએ તો પાંપણ તળાવડી ભરી. હર્ષદ પીગળ્યો. તેનું ચાલે તો આ વખત તેનું બધું આપી નીકળી અલગ થાય. અને તેજ વિચાર તેણે જણાવ્યો."

"આપ શું કામ આટલાં દીલગીર થાઓ છો, આપને ઠીક ન પડતું હોય તો હું જૂદો થઊં. ને આપ બધો સામાન તપાસો લ્યો એમ છતાં પણ આપનું અહેસાન હું નહીં ભૂલું."

ડોશીને તે પણ મંજુર નહોતું. અરે ! ઉલટું વાંકુ પડયું "જીભડી તો ઘણી સાજી છે પણ તેમાં વળ્યું શું. અહેસાન નહીં ભુલું કહે છે તે ખરૂં કે મારાં કાળજાં શેકે છે એ ખરૂં ! જૂદો રહું ? હું પણ જાણું છું કે પાંચ પૈસા હજી મારી પાસે છે તેની લાલચે વળગી રહ્યો છે નહીં તો વહેલો જૂદો રહેત. જૂદો રહું ? શરમા-

તો નથી? માવડી તો ઘોડીયામાં મારે માથે વેઠ નાંખીને મુઈને બાપ પણ વેરાગી થઈને દુનીયાં પાર ગયો; તે મેં પાલીપોશીને મોટો કર્યો છે! પરણ્યો, મુખ્તીયાર થયો, તે હવે મારાં કાળજાં શેકીને બદલો વાળે છે ને વળી જૂદો રહેવાનો ડર બતાવે છે! ચાલ રહે જૂદો! મારો વલી ઈશ્વર છે. ઘડપણમાં હવે તારી રાંણીના હાથની કુતરાંને નાંખે તેવી બળી ઝળી રોટલી નહીં પામું તો પડતી આખડતી હું મારે ઢેબરૂં કુટી ખાઈશ ને છેક થાકીશ ત્યારે વળી પરમેશ્વર છે. તું શું કરે ભાઇ આજનો વખતજ એવો છે કે "ગુણુનાભાઈ દોષ" હવે તો ડોશીએ હુસકા મુંકવા માંડ્યા.

હર્ષદ પણ ઘભરાયો "કરવું શું" તે છેક લાચાર થઈ ગયો ક્યાં ભોગ લાગ્યા તે આ વારસો કબુલ્યો એમ તેના મનમાં આવ્યું પણ ડોશીની ચાકરી કરવી એ તેની ફરજ છે એ પાછું તેને સ્મરણ થયું એટલે તેણે નક્કી કર્યું કે એ જેમ કહે તેમ કરવું એજ માર્ગ. પરીણામ ગમે તેમ થાય; ડોશીને પણ એટલુંજ જોતું હતું તે આ પ્રમાણે જુદાં જુદાં બાણ મારી હર્ષદને જીતી શક્યાં. હર્ષદે હાથ જોડી કહ્યું, "આપ દુખી ન થાઓ જેમ કહો તેમ કરવા હું તૈયાર છું."

"દે ત્યારે તીજોરીની કુંચીને ખા સમ કે તારે તેમાં હાથ ન ઘાલવો" ડોશીએ વખત અને વચનનો લાભ લેવા હાથજ ધર્યો હર્ષદે પણ ઘભરાટમાં કલેશ ટુંકો કરવા તુરત કુંચી છોડીને આપી અને પ્રતિજ્ઞા કરી એટલે તો ડોશી વળી કુંચીના ભારથી તાજવું નમ્યું. હર્ષદના લાભમાં નમ્યું, ને તે તેમના બોલવાથીજ જણાયું "હવે તું તારે ગમે તે કર. ચાહે વિમળાનું ઘર અભરે ભર. મારે તેની કંઈ તથા છે? દુકાનને મીલ દુઝે છે તે ભલે પ્રભુ તને દસગણી કમાણી આપે, હું તેમાં બોલું તો ચોરનો ન્યાય તે મારો ન્યાય.

થોડીવાર બડ બડાટ ચાલ્યો પણ તે હર્ષદના ગેર લાભમાં નહોતો; આખર તે જંપ્યાં સહુ જંપ્યાં જમ્યાં ને સેમાધાની થઈ ગઇ.

પંદર દિવસ તો રગડ દગડ ચાલ્યું પણ પૈસાનો ખપ ડગલે ડગલે પડવા લાગ્યો; મીલ અને દુકાન દુઝતી હતી એ વાત ખરી પણ તેને તીજોરીમાંથી ખાણુ તથા ખડ મળતું હતું તે બંધ થયું; બીજેથી પુંરૂ કરવું એ કામ કઠણુ હતું ને તેથી એ દુઝણને વખતે ભુખમરાથી સોસવું પડે એવો ભય વારંવાર થતો. જેમ દીવસ જતા તેમ

એ ભય વધતો હતો ને જો તે લાંબા અરસા સુધી ચાલ્યો હોત તો બેશક ખરો પડત. પણ વચમાં ત્રીજું તાન એવું જાગ્યું કે જે એ ભયના પરીણામ રૂપજ નિવડ્યું.

એક દિવસ સાંઝે છ વાગે વાત ચાલી કે વૃજવલ્લભ નાશી ગયો. તેણે વહુના કહેવાથી ગજા ઉપરાંત દાગીના કરાવ્યા તેનું હુકમનામું તેના ઉપર બજવા વખત આવી એટલે તે નાઠો. હર્ષદરાય તો કોટમાં ગયા હતા. વિદ્યા વિમળાને ઘેર મળવા હમણાંજ ગઇ. માહાલુ ચંપક તથા ગંગા પડોસણ ત્રણ જણ એજ દીવાનખાનામાં હતાં.

ગંગા બોલી તે સાચા બોલી હતી "તું ના પાડે તેણે શું થયું? બધું ગામ તો તને ફિટકાર દેછે!!"

મહાલીએ બચાવ કર્યો "ગામને મોઢે કંઈ ગલણું બંધાય? આ ગારી ફજેતી કરનાર એકજ જાહેર ખબર છે. અને તે પોતાની એબ ઢાંકવા મારે માથે પાડે છે. ભલે પાડે મેં આજસુધી સહ્યું તેમ હજી સહીશ. સાથળ ઉઘાડીયે તો આપણે નાગાં દેખાઈએ. બાકી જ્યાં મૂળે રૂપીયોજ ખોટો ત્યાં પારેખનો શો વાંક કાઢવો."

ગંગા સાચી ઘુચવાણી; તે કંઈ ન સમજી "તું શું કહેવતો ભરડે છે. મને કંઇ નથી સમજાયું." જવાબમાં માહાલીએ જબરૂં ભાષણ આપ્યું. "કોઈ પણ તે ન સમજે એવું છે. પણ તમે ઘરનાં છો માટે કહુંછું. વિમળાને જેમ હર્ષદ લઇને બેઠો છે, તેમ એને વિદ્યાએ ગળે બાંધ્યો હતો. અમે નિત્ય પથ્થરના દેવનાં દર્શન કરવા નહોતાં જતાં પણ એ મનુષ્ય દેવને પ્રસંન કરવા જતાં હતાં. માહાલક્ષ્મી અમારૂં સંકેત સ્થાન તેથી આજે પણ બિચારો ધભરાંણો ત્યારે ત્યાં પુંઠે આવ્યો. અને મેં પણ દાગીનાનો ભેદ તો ત્યારેજ જાણ્યો. હું રોજ નવનવા દાગીના જોતી ત્યારે પોતે મને કહેતી કે મારા પિયરના છે. ભલાઇ ખાંટવા મને પણ પેહેરવા દેતી ને ધણીને પણ એમજ ઠગતી. તેનું દલાલું કરતી એટલે ધણી તો સમજ તો કે મારી બૈરી જેવું કોઇ છેજ નહીં. પણ પોતે રાંડે મારી પાસે પણ એજ કર્મ કરાવ્યું. આ ઘરમાં મારે એટલા માટેજ પડી રહેવું પડતું. પણ શું કરૂં બેન? કોને દુઃખ કહું? ધણીનો કોઇ ધણી છે? મેં ધાર્યુ ક્યમે કરતાં મારે ધણીનું સુખ રહે. પણ જેને સગાઇ થઇ

તે ન સંખાઇ તેને પરણ્યો ધણી કેમ સંખાય. મારે ને એને પૂર્વ જન્મનાં વેર હશે તે આ ભવ પૂણ્યાં, મારૂં ધન પણ લીધું, ધણી પણ લીધો, ને આખર હતો તેને પણ નસાડ્યો આ ટાંણે હું વિધવા થઈ એને કંઈ છે!" પાંપણ તળાવડી ભરી "મને કંઈ ઘરેણું ઘડાવ્યું હોય તો મદદ કરૂંના! એ સીમાં સાઠતો ખરચ થતા ને બાકી વીશ રહેતા તે પણ એ દેવીનીજ સેવામાં જતા."

તે તો વધારે કહેવા જતી હતી પણ ગંગાને ગળે તેની વાત ઊતરી નહીં. નજ ઊતરે. તેણે તેને અટકાવી પૂછ્યું "તું કહે છે એની કંઈ સાબીતી.?"

"હા મારા રૂબરૂ શું! ગાડીવાળો હતો, અમારો ચાકર હતો, સહુના રૂબરૂ બોલી કે "વખત તંગ છે ને ઘર દુર છે નહી તો હુ દાગીના આપત" માહાલુએ પુરાવો તો કબુલતનોજ બતાવ્યો.

ગંગાને ગળે તે વાત ન ઊતરી તેથી બોલી "એમ હોયજ નહીં એ વાત કદી ન બને."

માહાલુએ તો જબરી હીંમત બાંધી "વારૂ એને મોઢે કબુલ કરાવું પછી? બેન. એ છીનાળવા પતીની ક્ષમે કરતાં મારાપર પ્રીતી રહે માટે હું તેની દુતી થઈ. મેં દુનીયાંમાં મારી ફજેતી કરાવી ને તેની એબ ઢાંકી પણ આખરે ધર્મો પર ધાડ નેં કસાઇને ત્યાં કુશળ થયું. હું આજે હાથ ઘસતી ને લોકોના ફિટકાર સાંભળતીજ રહી ને એને તો મદડો મળ્યો ને ઉલટી નીરાંત થઇ. ધણીખમાં મારી મારીગાને! તે પેટની દીકરીથી અધિક ગણે છે. નહી તો આ પરાયા પરદેશમાં ઇશ્વર વિના મારૂં કોઇ પણ હતું? તમને એમ મારૂં સાચું નહી વસે. તમે મારી સાથે ચાલો હજી તો પ્રભુ કરશે તો એક બે ચીઠી તો એના ટેબલમાં પડીજ હશે."

ગંગાનો હાથ ઝાલીને માહાલી ઊઠી. તેને ખેંચી તે પણ તણાતી સાથે ગઇ. વિદ્યાની કોટડીમાં તેના ટેબલ પાસે આવ્યાં. આજુ બાજુ જોયું. કુંચીનો લુમખો એક ખીંટીમાં ભરવ્યોજ હતો તે ઉપાડ્યો; ચાર પાંચ કુંચી બદલતાં એક લાગી તે વડે ટેબલનું ઉપરનુ ખાંનું ઊઘાડ્યું, તેના કાગળો ફીંદ્યા, ને તેમાંથી એક ચીઠી નિકળી. ગંગાએ તે વાંચીને વિચારમાં પડી. તે બબડી "વાત તો

મળી. આ શું હશે?" માહાલી ટેબલ પાછું હતું તેમ બંધ કરી તેને ચંપક પાસે ઢસડી લાવી.

ચંપકને તો ભાણેજપર વિશ્વાસ હતો. વળી તે કંઈ ભણ્યાં નહોતાં કે ચીઠી વાંચે તેથી, હતાં ત્યાંજ બેશી રહ્યાં હતાં તે હવે બોલ્યાં "કેમ પથ્થર પલળ્યો કે? તમને અમારૂં તો કદી સાચુંજ નહોતું વસતું બાઇ અમારે કંઇ દુશ્મન લેવા જવાં છે? ઘરમાં છાતી ઉપર પગ દઇ ખાય છે, પીયે છે, માણે છે, ને બાળે છે! રોઇ કળકળીને રહીએ છીએ! પરદેશમાં એકલાં શું કરીએ? અમારૂ સાચું પણ કોણ માને!

માહાલીને શૂર ચઢ્યું હતુ. તે તો હજી પોતાની સચ્ચાઈ કબુલાતથીજ સિદ્ધ કરાવવા બોલી. "ગંગા બેન હવે એ આવે તો તમે એકલાં અજાણ્યાં થઈને એટલુંજ પૂછજો કે એ ત્યાં આવ્યા હતા? તે આ શબ્દો કહ્યા હતા?"

મોંમાંજ વાત હતી નેં ગાડીના ઘોડા ખોંખાર્યા. વિદ્યા આવી. ગંગાને તો બહુજ ધુંચવણ થઇ, કારણ તે પ્રમાણીક પણ આખર ભોળી સ્ત્રી હતી. તેના મનપર આ વાત તુરત સજજડ ચોંટી બેઠી હતી. તે વિદ્યાના સામી ગઇ; દાદર વાળા ખંડમાં દાદરના મોં આગળજ તેનેં અટકાવી. ધીમે ધીમે વાત ચલાવી "અલી બેન જરા ઠેરતો! સાચું કહે તો એક વાત પુછું!" ગંગાએ પ્રશ્ન કર્યો.

"કદી જુઠુ બોલી છું?" સદા સાચા બોલી વિદ્યાનો સામો પ્રશ્ન વાજબી હતો!"

ગંગાએ પ્રશ્ન કર્યો "માહાલુનોવર તમારી પાસે માહાલક્ષ્મી આવ્યો હતો.

વિદ્યાએ વાત ટાળવા માંડી "ખેર હવે તેનું શું છે? તમને કોણે કહ્યું?"

ગંગાએ જવાબ દીધો "કાળા ચોરે; મેં સાંભળ્યું કે તેં એને કહ્યું કે "વખત તંગ. છે ને ઘર દુર છે નહી તો હું દાગીના આપત."

"વારૂ હવે તમારે એ પંચાત કરીને શું કરવું છે." વિદ્યા આમ બોલી જવા માંડી ગંગાએ તેને વધારે વ્હેમ પડવાથી અટકાવી અને ફોસલાવી.

"મારા સમ! મારાથી પણ પડદો? તું મને કહેવી જાણે છે?

એમાં શું? એતો હોય! મને પણ થોડી તો ખબર પડી છે. ત્યારે હવે તું મારાથી શું કામ છુપાવે છે! મને કહેવામાં કંઈ હરકત થવાની છે?"

"હશે હવે કહ્યું તો શું થયું કંઇ આપ્યા તો નથી" આમ કહી તે ઉપર ચઢી આગળ વધતાં માંહે માહાલુને જોઈ, ગંગાએ હાથ છોડયો નહોંતો વિદ્યા તે છોડાવતી બોલી "મૂંકો બેન મુંકો મને જવા દો, જુવો પેલાં માહાલુ બેન બેઠાં છે તે વળી વાત કરતી જાણશે તો મારા પર વધુ ચીડાશે. એ વાત પ્રભુ માટે પડતી મુકજો. મારા પર કૃપા કરીને ન કાઢશો, નહીં તો આપે મારા પર બળી ઝળી રહ્યાં છે ત્યાંજ લઢવાને તૈયાર થઇ ગયાં હતાં, તે વળી આંહી માશીની હેમાયતે પુરૂં કરશે."

ગંગાની ખાત્રી થઇ ગઈ તે બોલી ઉઠી "વિદ્યા વિદ્યા !! તું આ શું કહે છે? આતે હોય !!"

વિદ્યા પરાણે હાથ છોડાવી બોલી "હશે હવે તેનું શું છો મારા સમ બેન જો એ વાત કોઇ દેખતાં છેડો તો" એમ કહેતી પોતાની કોટડીમાં ચાલી ગઇ.

ચીઠી તો ગંગાની કાંચળીમાંજ હતી તે જો વિદ્યા ના પાડે તો તેને બતાવવાનો વિચાર હતો પણ વિદ્યાએ તો કબુલાત આપી. ચોખી જેવી જોઇએ તેવી કબુલાત આપી.! હવે શક શો રહ્યો ? અકલથી વિચારીએ તો ધોળા દિવસને અંધારી રાત સમજવા જેવો. શું વિદ્યા જેવી સ્ત્રી આવું કામ કરે! કોણ જાણે. હકીકત જબરસ્ત તેની વિરૂદ્ધ છે. સ્ત્રીની મતી પાનીએ. કોણ જાણે માહાલુના પ્રપંચથી માહાલક્ષ્મી જેવા એકાંત સ્થળમાં તે ફસાઇ ગઇ હોય, ભૂલ થઇ ગઈ હોય; જે પછી ઘરેણાંના ગાંઠડાએ તેને લોભાવી હોય! તેને ભ્રષ્ટ કરી હોય, તો પછી રહ્યું શું " એક છીદ્ર તો વહાણ બુડાડેજ" તેમ પછી આવું થયું હોય તો શું આશ્ચર્ય! વિદ્યાની મુખની કાન્તીતો એવી શંકા કરનારને પણ બાળીને ભસ્મ કરે એવી હતી પણ ગંગાને તો આ વખત તેની ચીઠી, બોલવાની વાત સંતાડવાની, માહાલુથી લઢવાની—તથા ડરવાની હકીકતથી સોળે આંના ખાત્રી થઇ!! ધીમેથી માહાલુ તથા ચંપકે પણ તે સાંભળ્યું ને તેથી તેમને અતી આનંદ થયો. કારણ ગંગા વિદ્યાની સખી હતી.

તેના ઉપર હર્ષદનો પણ સંપૂર્ણ વિશ્વાસ હતો. હરેક વખત ઘરના ટંટામાં તે તેનું કહેવુંજ પ્રમાણ ગણતો. તેને ગંગાની પ્રમાણિકતા તથા સત્યતાની અનુભવ સિદ્ધ ખાત્રી થઇ હતી એટલે આ વખતે ગંગાની ખાત્રી તે હર્ષદનીજ ખાત્રી તેઓ સમજ્યાં. અને તેથી તેઓ હવે બહુ ઇંતેજારીથી હર્ષદની વાટ જોવા લાગ્યાં! ભાગ્ય તેમનુંજ સવળું હતું એટલે ધાર્યું થયું. હર્ષદ આવ્યો ને તુરત ચંપક બોલી.

"અલ્યા ભાંણા! પતિવ્રતાનું મો જોતાં પહેલાં તેનાં સુકૃત્યોનું મોં જોતો જા એટલે પછી તેના મોંની પૂરી કદર થશે." હર્ષદ કશું ન સમજ્યો. એટલું જાણ્યું કે આજે વળી કંઇ છે.

"કંકાસે ગોળાનું પાણી પણ સુકાય. આજે વળી શું તોફાન છે?" પૈસાની મુઝવણીથી તે ધભરાએલો આવ્યોજ હતો તેમાં આ વળી આવતાંવેંતજ બીજો ધભરાટ તેની વાટ જોઇનેજ રહયો હતો.

માહાલુજ બધાનું મૂળ હતી તે બોલી "માસીબા બોલીશમાં, એને આપણું સાચું નહીં વસે, તમારાં ગંગા બેનને પૂછો." હર્ષદે તેને પુછ્યું "ગંગા બેન શું છે?"

"કંઈ નહી ભાઇ. કોઠી ધીંદે-કાદવ નિકળે" તેણે ટુંકું કર્યું પણ વધારે કહેવાનું બીજા મુંક્યું. ચંપક બોલી ઉઠી "એમ કેમ ઢાંક પછેડો કરોછો? તમે ખરૂં ન કહોતો તમારા ચાંડલા ચુડલાના સમ. "હાયરે મા! મારાપર આ શી ધાડ! ધણીખંમાં મારા ચાંડલા ચુડલાને! લ્યોને હુંતો કહું છું. બાઈ આજ પછી એવા સમ દેશો તો તમારા ઘરમાં પગજ નહીં મૂકીએ. આમાં તે શું વધામણીની વાત હતી તે સમ દીધા! મારી તો જીભ નથી ઉપડતી." ગંગાએ હર્ષદને વધારે વહેમમાં નાંખ્યો. હર્ષદને પણ હવે તો વાત સાંભળવા આગ્રહ વધ્યો; તેણે પણ ગંગાને ખેંચીને કહ્યું ત્યારે તેણે તેના હાથમાં પેલી ચીઠી મુકી હર્ષદે તે જોઈ. નિચે મુજબ હતી.

"વ્હાલી—હર્ષદમાં એટલી બધી લીન થઇને તારા દીલના પ્રીતમને વિસારવો તને ઘટીત નથી. તેના ભેળી તો રાત દિવસ રહે છે પણ ઘડી તો મારી ખબર લો લી. તારે ગળે પડેલો વૃજ વલ્લભ."

"આશું?" હર્ષદ એથી બરાબર ન સમજ્યો. તેણે હવે તેના મોંની વાત સાંભળવા ચાહ્યું ને તેથી કહ્યું "ગંગા બેન જુવો તમે કદી જુઠું નથી બોલ્યાં તેમ આજે પણ સાચેસાચું જે હોય તે ન

કહો તો તમને મ્હારા ગળાના સમ છે."

"ધણીખંમાં ભાઇ તમને મારૂં મનતો કહેવાનું નહોતું પણ હવે લાચાર થઇ. આમ આવો." આટલું બોલી ગંગા બહારના ખંડમાં ગઇ, હર્ષદ સાથે ગયો. ગરીબ વિધા! આ વખત તે તો રસોડામાં ત્રીજે માળ એટલે દુર હતી કે તેનાથી તો જાણવામાં આમાંનું કંઇ તે વખત આવ્યુંજ નહીં. ગંગાએ જે કંઇ જોયું તથા બન્યું તે કહ્યું; પોતાનો અભીપ્રાય પણ ચોખો વિધાના ગેરલાભમાં આપ્યો. હર્ષદને ગળે વાત ન ઉતરી. કોળીયો ગળામાંજ ભરાયો. ન નિચે ઉતરે ન બહાર નિકળે. તે ધુંચવાયો તેણે નિશ્ચય કરવા ફરી ફરીને ખરાવી ખરાવીને ગંગાને પૂછ્યું. તે તો બોલી તે બોલી. ઉલટી પોતાના કેહેવાને નવી નવી દલીલોથી પુષ્ટી આપતી હતી. હર્ષદે ફરીને ચીઠી ઉઘાડી વાંચી "હા એજ અક્ષર!" તે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા, ગંગાના પુરાવા ઉપરથી એકેસનું શું છેવટ આણવું, વધારે પુરાવો લેવો, તહોમતદારને બોલાવવો કે એક તરફી ઠરાવ કરવો એ વિશે તુલના કરવા-નિશ્ચયપર આવવા જતો હતો તેવામાં એક મોટો ધબકારો દાદરપર થયો.

"દાદરપરથી કોઇ પડયુ" ગંગા બોલી ઉઠી. સહુએ ધબકારો સાંભળ્યો. સહુ તે તરફ "કોણ પડયું" કહેતાં દોડી ગયાં. જોયું તો મીલનો નોકર "શું છે અલ્યા? વાગ્યું તો નથી?" તે આમ બોલ્યો પણ તેનું મન તેને હાથ નહોતું. તે તો ગંગાના પુરાવા પરજ મનન કરતું હતું. "હા પ્રભૂ! આશુ આફ્રત! આ શો ભેદ! પ્રેમના અનુપમ વહાણને મધ્ય દરીયે તોફાની વંટાળીયો!!" પડનારો હવે ભાનમાં આવ્યો ને બોલ્યો "ભાઈ મીલને આગ લાગી છે દોડજો" સહુ ચમકયાં. હર્ષદ એમને એમ નાઠો. જતાં જતાં મહાલક્ષ્મીએ તેનાપર વાક્ય બાણ ફેંકયું. "જુવો પાપ પુણ્યું ખરૂં? કોઈનાં કાળજાં શેકવાથી તે પ્રભુ કદી રાજી રહે? એકને પાપે વહાણ બુડયું." આ બાણે હર્ષદની છાતીમાં વાસ કર્યો.

બૈરાં તો ઘરમાંજ રહ્યાં. ચકલાંની પેઠે આખો માળો થોડીવાર "ચીંચીં કરીને" જંપ્યો. હર્ષદ મીલ ઓલવવામાં પડયો. આખી રાત ઓલવવાની માથાફોડ ચાલી. પણ તે ફોકટ. બીજે દીવસ પણ તે સળગતી રહી. હવે હર્ષદ તેને ઓલવવાની આશા મૂકી. પોતાની

લાખો રૂપીયાની મીલકતનો નાશ થતો ઉભે ઊભે જોયાં કીધો. તેની પાસે તે મીલના કામદારો હતા. તેમને તો એ મીલ તજી બીજે નોકરી માંડવી એટલુંજ હતું પણ હર્ષદ બીજે મીલ ક્યાંથી બાંધે? તેનું હજારો રૂપીયાનું રૂ અને કાપડ તમામ રાખ થયું. તેના ભડકા તેણે નજરો નજર જોયા. ને તે આંખ વાટે જાણે તેના હૃદયમાં ઉતરી અંદર બળતા હોય તેમ અનુભવ્યા, પણ તે હીંમતથી જ્ઞાનબળ-ઈશ્વર ઇચ્છાથી ટકી રહ્યો. અંતઃકરણમાં જે ભડકા બળતા હતા તેણે તેની ચાલતી કમાણીની આશાઓ તો બાળી નાંખી પણ તેના પ્રકાશથી જયારે તે ભવિષ્ય તપાસવા લાગ્યો ત્યારે ધભરાયો. તીજોરી ડોસી પાસેજ હતી. માલ મંગાવ્યો તેમાંના ઘણાખરાનાં નાણાં આપવાનાં હતાં તે માલ નાશ પામ્યો પણ કંઈ કરજ નાશ પાંમ્યું નહોતું. મીલનો વીમો ઉતરાવવાની ભાંજગડ ચાલતી હતી. તે પાર નહોતી પડી એટલે તે તો વધારે બળાપાનું કારણ હતું. હવે કરજ ક્યાંથી આપવું? લોકોના પગાર મહીનો પૂરો થયે ક્યાંથી આપવા! કેટલોક માલ નવો સુધારો કરવા મંગાવ્યો હતો તે સુધારો કરતાં પેહેલાં પોતેજ બગડી ગયો. તેના પૈસાનું શું કરવું! દુકાન સામું જોયું. દુકાનમાં શું શીલીક છે? ઉઘરાણી; શીલીકની તો નોટો થઇને ડોશીની પેટીમાં પેડી, ને તે ઉપર માહાલીકાળી નાગણ એવી ચોકી કરતી હતી કે તે લેવા જતાં તો ઉલટા ડંખ બેસે. ઉઘરાણી એકદમ વસુલ થવાની નથી. ભરમ છે એટલે માલવાળા લેણદાર તકાજો નહીં કરે પણ બીજાઓ? અને માલવાળા પણ કેટલા દહાડા? કોઈ એક શક્ષનું કરજ કરી તેને માળો માંડી આપી તેમાંથી બધાને ચૂકવવું હા! એ ઠીક! ઉઘરાણી ધીમે ધીમે વસુલ થશે તેમાંથી ઘર ખરચ ચાલશે, તેમાં નહીં ફાવે તો કરજ સાફ કરવા જેટલું એ બધું થઇને છે તે પરવારીને નોકરી માંડશું. હા! હવે તેને હીંમત આવી. તેની પાસે તેમ થવાથી પૈસો તો પાઇ પણ સીલીક રહેવો ભાગ્યેજ! બલકે માળો પણ નહીં રહે પણ તેથી શું તે દુખી થઇ જવાનો હતો? તેની પાસે જે ખરૂં ધન-અખુટ અમુલ્ય વિદ્યા–જ્ઞાન–ધન હતું તે કાયમ હતું. મહાલુના પ્રપંચ કે ડોશીના ઢોંગ એ ધન ખુંચાવી લઇ શકે તેમ નહોતું. તે હજી ધનથી નહીં પણ મનથી–લક્ષ્મીભંડારથી નહી પણ–વિદ્યાભંડારથી ધના-

કય હતો. પછી તેને શું ફિકર હતી! તેના પોષણ માટે એ અમુ-લ્ય વિદ્યાધન ઉમર પર્યંત બસ હતું.

આ પ્રમાણે તેણે અંતઃકરણમાં ઉપજેલો મીલનો ભડકો ઊધ-રાણી તથા માળાના દ્રવ્યરૂપી જળે ઓલવ્યો. વિદ્યારત્નની કીંમત ઉપજાવવી એ વિચારને તેમાં વાવ્યો એટલે તેને નવી આશાના ફ-ણગા ફુટ્યા!! વિદ્યારત્નની કીંમત યથાર્થ. પ્રસંગ આવવાથી સ-મજાઈ તેણે ખરૂં રત્ન મેળવ્યું એમ માની તે સંતોષ પામ્યો અ-ટલે તેને બીજું વિદ્યારત્નનું સ્મરણ થયું. અહો!! તેની પાસે કલ્પ-વૃક્ષ બે અમુલ્ય. વિદ્યારામ છે!! તે બમણો ભાગ્યશાળી છે!! એ રત્નોની બરાબર શું લાખોની દોલત પણ આવે? અરે મુંબા-ઇની તમામ મીલો પણ ન આવે. એ બેઊ રત્નની કીંમત ઉપજા-વવા વખત આવ્યો તે તેણે આનંદથી–હીમતથી સ્વીકાર્યો. શું કામ ન સ્વીકારે. શું તેવું ધારવું ખોટું હતું?

પહેલા વિદ્યારત્ન માટે તો કશો વાંધોજ નહોતો. આ વાતની વિરૂદ્ધ તો કોઇથી સ્વપ્ને પણ વાંધો કઢાય એમ નહોતું. ત્યારે બીજા વિદ્યારત્ન માટે કંઇ હતું.? આ પ્રમાણે તેના મનમાં પ્રશ્ન થયો. તેને ઘરનું સ્મરણ થતાં ઘર છોડતી વખતની વાત યાદ આવી. તે-ના મનમાં તર્ક વિતર્ક થયા. હા ગંગા કહે છે કે તે વાંધો છે. તે વાંધો તેણે જોયો જાણ્યો અને મને પણ જણાવ્યો તે સાથેજ મા-રાપર ઈશ્વર કોપ થયો!! ત્યારે શું એ પાપ મને પુણ્યું? તેમ હોય તો એ રત્નમાં મોટો ડાઘ મોટી એબ છે. તેની કોડી પણ કીંમત નથી. પણ એમ તો ન હોય. તે પક્કો ઝવેરી છે. ઘણા દ-હાડા તેણે તે વાપર્યું, ઘણી મુદત પાસે રાખ્યું છતાં તેને તો હોવાનો ભાસ પણ ન જણાયો. ત્યારે તે ક્યાંથી હોય? તેને શું? દેશમાં બીજા કોઇને ન જણાયો તે શું ગંગાને જણાયો? મને બતાવ્યો પણ મેં કંઇ તપાસ્યો છે? શું તપાસું? મારાથી કંઈ તે રત્ન અ-છાનું છે? ના ના એમ હોયજ નહી. એમાં કંઈ હકીકતની ભૂલ છે. લુચ્ચી માહાલીના પ્રપંચ છે. ગંગાના શોધની ખામી છે. ને હું જો તે માનું તો મારી બુદ્ધિની નબળાઇ છે. મારી વિનાશ કાળે વિ-પરીત બુદ્ધિ થઇ કહેવાય! અથવા શું તે ડાઘ હમણાંજ પડ્યો હશે? એ રસ્તે જાઊં તો બેશક મારા જાણવામાં તો તે સહુથી છેલ્લોજ

આવવો જોઇએ. મને ન સુઝયો તેમાં નવાઇ નથી. પણ ત્યારે શું એ દાગીના બાંકટરામના નથી ? હું કેમ જાણી શકું ? પછવાડે પૈસા તો ન નીકળ્યા ત્યારે શું દાગીના નિકળ્યા હશે ? એના ઘરની મને શી ખબર પડે ! મેં આજ સુધી એ વાતની પંચાતજ નથી કરી પણ શું કામ પંચાત કરૂં ? મારૂં મનતો હજી નાજ પાડે છે કે એ વાત ન હોય. એ વ્હેમે વખતનો લાગ જોઇ મારા ધભરાએલા મગજમાં પ્રવેશ કર્યો છે, પણ હું ધારૂંછું કે તે ખોટુંજ છે. અરે ભુત ! તું વહેમ છે. માહાલીએ તને પેદા કર્યું, ને ગંગાએ તે મને બતાવ્યું ! હા તું મને બહુ ભયંકર ડરામણું, મારી સહુ આશાનો નાશ કરનારૂં, મને રીબાવી રીબાવી મારા મનપર ચઢી બેસી-મારૂં લોહી પીપી-મને સુકવી સુકવીને મારનારૂં છે ! ! તું શું ખરૂં છે? નાના એતો મૃગજળ છે. મારી આંખ ભુલ કરે છે. મારે તેની પાસે જવું અને તપાસવું. બરાબર અનેકવાર તપાસવું આખર તે મૃગજળ રૂપજ ઠરશે ? તેમજ ઠરો ! ! પ્રભુ તેમજ કરો ! તો હું આફતમાંથી ઊગર્યો. ભરદરીયે ડુબતો બચ્યો. વાઘના મોમાંથી છુટયો-એમ માનીશ. મારૂં આ દુઃખ બધું સ્વપ્ના જેવુંજ છે. ઊંઘની દવા મહાલીએ બનાવી ! ગંગાએ પાઇ ને તેથી આ ભયંકર સ્વપ્નું આવ્યું છે ! મ્હારી વ્હાલી તે નહી જાણતી હોય તો મને શી રીતે જગાડશે? અને જાણતી હશે તોપણ શી રીતે જડશે? તો મને ઉપયોગી થવાની નથી. મારેજ ભ્રમણા ભાગવી. આ પ્રપંચ મીથ્યા છે એમ મને અનુભવ ગુરૂએ કહ્યું. માહાલુની માયાથી તે સત્ય ભાસે છે પણ મારી પવિત્ર વિદ્યાના—આત્મ વિદ્યાના દર્શનથી તે જરૂર મિથ્યા જણાશે ને એ વિદ્યાજ સત્ય છે. અવિદ્યા નથી એમ અનુભવ થશે. ”

આ વિચારની નદીમાં તેનું મન ડુબતું તરતું—દુખ પાંમતુ અને વિસામો લેતું ચાલ્યું જતું હતું. તેને તેની પાસે ઉભેલા તેના વિશ્વાસુ મુનીમે અટકાવ્યું અને હવે શું કરવું એના નિશ્ચયપર આવવા કહ્યું. વાત ખરી હતી, ઉપાય જલદી લેવા જોઇએ. દુખી બીચારો વિદ્યા વીશેના અંધારાના વ્હેમમાંથી નિકળ્યો. હવે વળી મીલના પ્રત્યક્ષ વમળમાં પડયો. ખરેખાત આ વખત જો તેને કોઇ મદદ નહીં આપેતો તેની આબરૂ જશે કદાચ તેને જેલમાં પણ જવું પડશે. કયા અપરાધ સારૂ? ઇશ્વરકોપથી તેની મીલ બળી એ અપરાધ!

ડોશીને કચવાવી પૈસા ન લેવા. તેના આગળના અહેસાનના બદલા-
માં પોતાનું ગમે તેમ થાય તો પણ તેને પોતાના કૃત્યથી વાજબી
રીતે પણ દુખ ન આપવું એવો ભલાઇ વાળો તેનો નિશ્ચય હતો.
એ અપરાધી અને તેમ થવાનું પણ મુળ વિમળાને આપત્તિમાં મ-
દદ આપી તે અપરાધ? નીતિથી વર્તી પ્રભુથી ડરી પ્રમાણીક પણે
થી ચાલ્યો તે અપરાધ? કંઇ પણ વિચારે બંધ બેસે તેવું નહોતું.
વૃત્તી કાયમ નીતિના માર્ગપર રહેવી કઠણ થાય એવો ખરી પરી
ક્ષાનો વખત હતો પણ તે ન ડગ્યો. ડોશીને ન દુભવવી ને પોતે ભી-
ખારી થાય તો પણ પાઈ પૈસો કરજદારનો આપવો એજ નિશ્ચય
તેણે રાખ્યો. ને તેને સારૂ એકજ માર્ગ હતો કે એક ખાતાદાર કર
વો. મોટો જબરો ધનાઢ્ય માણસ જોઇએ કે જે માળો રાખી સા-
મટી રકમ ધીરે. વખતે માળાની કીમતથી ડોઢી બમણી પણ ર-
કમ જોઈએ. કારણ એકદમ તકાજો થાય તો ઉપરાણી કંઇ કામ ન
આવે. એવા માણસ કોણ? તેના ઘણા મિત્ર હતા પણ જોખમ વહોરી
ને મીત્રતા જાળવે, મદદ કરે, એવો તો એકજ ભાટીયો તેણે ધા-
ર્યો. તેની ખબર કઢાવી. આગલે દિવસેજ તે સિદ્ધપુર યાત્રાર્થે ગએ-
લો જણાયો. એ પણ વખતની ખૂબી હતી, કંઈ ફિકર નહીં રેલવે-
થી તે દુર નથી કાલે તે પહોંચશે ને પરમ અથવા પેલે દીવસ
પાછો આવશે." એજ વિચાર નક્કી થયો; સવારમાં ઘેર ગયોજ ન
હોતો રાતે મીલને બંગલેજ ખાધું હતું ને આજે પણ ત્યાંજ જમ્યા
હતા સાંઝના ચાર તો વાગ્યા હતા જે આ નિશ્ચય થયો એટલે તે
વખત ખોવાનું નહોતું. ભાતું સાથે લીધું એક મીલના માણસનેજ
ચાકરતરીકે તૈયાર કર્યો ને "બે દહાડામાં આવીશ" એટલું ઘેર ક-
હેવરાવી પાંચ વાગ્યાની મેલમાં સિદ્ધપુરની ટીકટ લઇ વિદાય પ-
ણ થઇ ચૂકયો.





## પ્રકરણ ૭ મું.

"ધર્મીને શીર ધાડ પડી ને કસાઇને ત્યાં કુશળ થયું "
"હરી ! હરી ! અઘટીત કર્મ એ દેખીને કયમ જાય સહ્યું-"

હર્ષદરાય સિદ્ધપુર તરફ ગયો એ વાત મુનીમે આવી કહી કે માહાલક્ષ્મીમાં નવું જોર આવ્યું તેને નવા તર્ક ઉત્પન્ન થયા ને તેનો અમલ કરવામાં તેને પણ હર્ષદ જેટલી ઉતાવળની અગત્ય જણાઇ. અને તેની શરૂવાત શરૂવાત–વિદ્ય વિદ્યા રાંધી રહી, જમવ નો વખત થયો, સહુ રસોડામાં ગયાં, જમવા બેઠાં અને વિદ્યાએ જમવાની ના પાડી એટલે થઇ. ચંપક બોલી "નથી શાણે જમવું ?" જવાબ ન મળ્યો.

મહાલુએ છેડ શરૂ કરી. "હા તમે શું કામ નથી જમતાં.? તમે તો ઉલટાં કમાયાં છો." વાક્યબાણ ખાલી ગયું.

ડોશીએ બીજું બાણ ફેંક્યું. "હા બીચારાને ચોળાવી રાંડે ! ન જમે તો પડે પાટમાં. કાળાં કર્મની ધણીયાણી રાંડ ! આવ દીકરી આપણે જમીએ. લે હું પીરસું" રસોઇનાં તપેલાં તથા થાળીઓ પોતા પાસે ખેંચી લીધી.

ધણીની ફિકર તથા આ બે ડાકણોમાં બે દિવસ કેમ જશે એ વિશેની ચીંતામાં તે હતીજ, તેવામાં આ બાણ આવ્યું તે તેને વાગ્યું ને રડી પડી ! દુખી બીચારી એકલી ! તેનાં આસું સામું કોઇએ જોયું પણ નહીં તો લુહે તો કોણ ? માબાપ વિનાની ભાઇભાંડુ વિનાની અને આ પ્રસંગે તો ધણી વિનાની આપત્તિમાં–એ દુશ્મનીમાં, ને તે આખા બે દિવસને માટે સપડાણી !! પણ તેના ઉપરતો આપત્તીનું મોટું લશ્કર ચઢી આવવાનું હતું. આ તો હજી તેની શરૂવાત હતી. તેનાં પહેલાંજ બાણ છુટયાં. કાંનમાં થઇને ભીંતર ભેદયું તેથી અંદરનું થોડું પાણી આંખવાટે બહાર નિકળી પડયું.

" એકને પાપે આખું વહાણુ બુડયું" માહાલીએ ફરીને છેડ-

ખાંની કરી. પણ એ બાણુ તો ખાલી ગયું. ડોશી જેવી તે બહાદુર નહોતી. તેતો બેધડક તીર ફેંકતી ને મહાલી હજી ડરતી ડરતી નાંખ-તી હતી. ડોશી સાફ દીલ–ભોળી હતી. માહાલીના પેટમાં પ્રપંચ હતો.

બે વાર પોતાનાં બાણુ ખાલી ગયાં તેથી તે હવે આગળ આવી. હીંમત બાંધી ઊઘાડી પડી. તે બોલી "ને વળી પોતે સી-ધ્ધાઇ કરવા લાગ્યાં કે મારી પાસે દાગીના નથી. વખત તંગને ઘર દુર છે નહીંતો આપત. ચાળાતો જૂવો ચાળા!"

વિદ્યા તોપણુ ન બોલી તેને જરા વધારે રોવું આવ્યું પણુ તે કોઇએ જાણ્યું નહીં. દીવો ઝાંખો હતો. બે દિવસ દાબી દઇને આ વખત લાગ જોઇને લઢાઇ ઉકેલી છે તે હવે શા હાલ થશે એ વિચારથી તે રોઇ.

ડોશીએ દીકરીને દીલાસો દીધો "હશે દીકરી પ્રભુએ સારૂ તેને બદલો દીધો તેની લાખોની મીલ રાખની થઈ. કર્યાં કર્મ ન-ડ્યા વિના રહે? હજી તો હવે નડશે રાંડ મારી દીકરીની શોખ રાંડ?"

વિદ્યાનું રોવું વધ્યું. આકાશ જેવા મુખપરથી આંસુનો વરસાદ તો વર્ષતો હતો પણુ હવે તો તે સાથે ગાજવું શરૂ થ-યું તે ડસકાં ખાવા લાગી અને બોલી "સાસુજી તમે બીજું ગમે તેમ ભાંડો દાઝ્યા ઉપર ડાંહાંમજ જોઇએ. પણ મને પ્રભુનેસારૂ ફરી ફરીને રાંડ ના કહેશો. દીકરીની સોખ તો પ્રભુએ કરી તે હવે કંઇ ન કરી થવાની છું?" તેણે મૂળ વાત કહી પણ ડોશીએ પ્રસંગ પ્રમાણે અર્થ કર્યા. પોતાનો અપરાધ આવા બેધડકપણાથી કબુલ કરે છે એ જોઇને તેનો પિત્તો ઊછળ્યો.

"શરમ રાંડ છીનાળ? કુભારજા! માબાપનું નાક વઢાવ્યું! કુળમાં અંગારો ઊઠી."

વિદ્યા રોતી રોતી બોલી "ના પાડી ત્યારે ઊલટી બમણી ગા-ળો!! ભાંડો માડી ભાંડો. તમે ગમે તેમ કહો દુનીયાં તો જાણે છે કે કોણુ કુળમાં અંગારો ઉઠ્યું" સાફ દીલ ડોશી પણુ માહાલુના પ્રપંચ–તેનાજ કૃત્યથી ભાંડે છે એમ જાણી તેણે થોડો રોશ મહા-લુ તરફ કાઢ્યો. તે બાહાંનું મળતાંજ માહાલુ ઉપડી. એથી વિદ્યાને તેનો પ્રપંચ પૂરો સમજાયો.

" કોણુ અંગારો ઉઠયું? તું મને કહે છે? ઊલટો ચોર કોટવાળને દંડે? કાં ન કહે? રાંડ મારી શોખ! મારા ધણીને તેં નસાડયો તેના દાગીનાનો ડબો દાબીને બેઠી ને હજી તો કહે છે કે પ્રભુએ કરી? મેં ઘણા દહાડા સાંખ્યું! ઘણા દહાડા તારૂં દલાલું કર્યું પણ આખર માથાપર પાણી ફરી વળ્યું ત્યારે ભરમ ફોડયો છે. તું શું કામ મલકાય છે? મેં બધાંને ખરી વાત કહી અને તેની ખાત્રી પણુ કરી છે ને હજી કરીશ ત્યારે દુનિયાં જોશે કે કોણુ કુળમાં અંગારો ઉઠયું છે. આવવાદે તારા માંટીને! તેના મોંપર તને જોડા મારૂં. ઉલટા ગુણુના ભાઈ દોષ આટલા દહાડા એબ ઢાંકી તેનું સપાડું? "

વિદ્યા તો રોવું પણ ભૂલી ગઇ!! આ ભાષણ સાંભળીને સ્તંભીજ ગઇ. તે પુરૂં થયું એટલે બોલી " તમે આ શું બોલો છો? તમે મારી એબ ઢાંકી? તમે મને ગુણ કર્યો? આભ ફાટે એવું અસત્ય!"

"બસ હવે બહુ થયું! મને વધારે બોલાવીને સવાયા નહીં કાઢે. ચાલ્ય માસીબા પીરસ; ધાંન ટાઢું થાય છે! એનાથી વઢે નહીં પાલવીએ. વળી પેલો આવશે તો ઉલટાં હેરાન કરશે. ને તું પણ રોઈને રહીશ" માહાલીએ ડોશીને પાણી ચઢાવ્યું તે તો ચઢેલુંજ હતું. ડોશીએ ઉભી થઇને વિદ્યાનો હાથ ઝાલ્યો ;તેને પાટલાપરથીજ ઢસરડી. મદોન્મત્ત સીંહણે કુમલી હરણીને પકડી ને બોલી.

"ઊઠરાંડ કર્કશા!! એકતો મારી દીકરીનું દાબી બેઠી છે ને ઉલટી હજીતો તેનાપર ડોળા કાઢીને દબાવે છે, તેનાપર આભ ફાટવો શો બાકી છે હવેતો તારાપર ફાટશે!! પ્રભુ કરશેતો કાળી રાતે નાઠો છે તે પાછો આવશેજ નહીં.!! રણમાંજ રહેશે!! "

વિદ્યા પોતાના ધણીને આવા શાપ દેવાતા સાંભળી થરથરી ગઈ. દુખી બીચારી ઉઠી. રોવાનો પ્રવાહ પુર વેગથી ચાલ્યો, અજીઠા હાથ ધોવા પણ ભૂલી ગઇ. પગનાં કડલાં ને હાથની વીંટીયો—પાસેજ પડેલી તેને પહેરવી સાંભરી પણ નહીં. ને ઉઠી માત્ર પીળો મુગટો ને રેશમી કાંચળી!! એમને એમ રોતી રોતી રસોડા બાહાર નિકળી ગંગાના ઘર ભણી ચાલી. દુઃખનો વિસામો પડોશમાં એક ગંગા હતી. તે એજ માળામાં રહેતી હતી ને તેથીજ વિદ્યા જીવી હતી, તે જ્યારે તેનો આશ્રય લેતી ત્યારે તે તેને મદદજ દેતી, વખતે ટાઢી પાડતી. વખતે ડોશીને સમજાવતી ને વખતે હર્ષદના

આવતાં સુધી પોતાને ધેરજ રાખતી.

પણ ગરીબ વિદ્યા! બાપડી વિદ્યા!! આ વખત તારાપર આપત્તિનું વાદળ ચઢી આવ્યું છે; દુખનો ડુંગર તને દાબી દેવા માગે છે! તેની તને ખબર નથી! ઘરની ત્રાસી વનમાં જાય છે પણ ત્યાંતો ઉલટી આગ લાગશે એ તું કયાં જાણે છે? પ્રભુ ઇચ્છા આગળ લાચાર! થનાર વસ્તુ થશેજ!!

તેણે ગંગાનાં બારણાં પગેથી ઠેલ્યાં, તે ઉઘડયાં. ગંગા પોતાની નાંની કોટડીમાં એકલીજ હતી. તેનો વરતો રાતના દસ વાગે આવતો નેં હજીતો સાડાસાત થયા હતા. આ બધું તોફાન તેની કોટડીના થડમાંજ રસોડું હોવાથી તેણે સાંભળ્યું. તેને વિદ્યાની દયા આવી પણ તે જોઈએ તેટલી નહીં. તેને શક રહયો કે આ તે વિદ્યા પોતાની એબ ઢાંકવા તોફાન કરે છે કે કે ખરૂં છે? મૂલ વખતથીજ આ વાત ખુલાસેથી પુછવા તેનું મન હતું. તેને ખાત્રી હતી કે જેણે આટલું કહ્યું છે તે આગ્રહ કરવાથી વધારે કહેશે પણ ત્યાર પછી હાલ સુધીતો તેને ઘર કામથી પરવારજ નહોતો આવ્યો. તેણે પાપડ બાંધ્યા હતા ને તે સાંજે પુરા થઇ રહ્યા. તેનાં વાસણજ તે ખાળપર બેઠી બેઠી માંજતી હતી. વિદ્યા સામે સાદડીપર બેઠી. પેટ મૂકીને તે રોઇ. ગંગાએ તેને રોવા દીધી; અંતઃકરણમાં જે ગોળા વાગ્યા હતા તેનો ધુંબાર બહાર નિકળી ગયો એટલે તે જરા વિરામ પામી અને બોલી "ગંગાબેન ઉલટા ગુણના ભાઈ દોષ. મેં જાણ્યું હું એની એબ ઢાંકું ત્યારે તે ઉલટું મને કેવું ભયંકર આળ ઓઢાડે છે? દુનીયાતો દેખશે તેવું કહેશે. પણ આ વાત મારા પ્રાણનાથ જાણેતો મારા શા હાલ થાય? તેમને કેવું થાય?"

ગંગાએ તેના ધાપર મીઠું ભરભરાવ્યું. "કેની ત્યારે દુઃખ બેગું દુઃખ બેન હુંતો બટક બોલીછું છો તને કડવી થતી પણ ખરી વાત તો કહીશ. એમણે તો એ વાત કાલેજ જાણી છે."

"તે શી રીતે?" વિદ્યાએ પ્રશ્ન કર્યો."

"જાણીને અજાણી કેમ થાય છે?" ગંગાએ ઉલટો પ્રશ્ન કર્યો. તારા આવ્યા પુંઠે તરતજ એ આવ્યા વિદ્યા રસોડામાં ગઇ હતી એટલે નહોતી જાણતી પણ તેની ગંગાને શી ખબર પડે

"અને પછી વાત ચુંથાણી ત્યારે તેં જે મને કહ્યું હતું તે મેં એમને કહ્યું. હું વાતતો ન કરત પણ બંધાએ સમ દીધા ને પોતે હદ પાર આગ્રહ કર્યો એટલે લાચાર થઇને બધી વાત કરી!"

"શું વાત કરી" વિદ્યા વધારે ધુંચવાણી.

ગંગા પણ જરા તપી ગઇ "આ તે કંઇ વાત? આજ તને થયું છે શું? વળી તેં જે મને કહ્યું તે મેં એમને કહ્યું; એ ચતુરાઇ કંઇ હવે કામ અવવાની નથી. માટે ટુંકીજ કરો, એ બિચારો એક મીલની આગથી બળે છે ને તેમાં તું આ બીજી રેડ એટલે પૂરો થાય. માહાલુને તું ઓળખે છે? કંઇ કાચી છે? તારા ઉપરના રુક્કા પણ ખોલી કાઢયા."

"મારા ઉપરના રૂક્કા? કોના?" વિદ્યાનું રોવું તો ક્યાંહી ઊડી ગયું. તે તો આભીજ થઇ ગઇ. "કેમ વળી? વૃજ્વલ્લભના?" ગંગાએ કહ્યું. વિદ્યા તેથી અત્યંત વિસ્મય થઇ. પ્રથમ તો તેણે ધાર્યું કે તે સ્વપ્નમાં છે. તેણે ફરીને ખાત્રી કરવા પૂછ્યું. ગંગા ભૂલ કરતી હશે એમ ધારી પ્રશ્ન કર્યો.

"મારાપર–વિદ્યા ઉપર-વૃજ્વલ્લભના રૂક્કા?"

ગંગા ઠંડે પેટે જવાબ દીધે ગઇ "વિદ્યા એવું નામ તો કોઇ લખે? પણ તારા ટેબલમાંથી નિકળ્યા." "મારા ટેબલમાંથી નિકળ્યા?" વિદ્યા તો પાહાડ જેવી જડ થઈ ગઇ. તે તો ગંગાના શબ્દોનો પ્રતીધ્વોશજ કરે ગઇ "હા મેં મારે હાથે કહાડ્યા. માહાલુએ કુંચીનો ઝુમખો બતાવ્યો તેમની એક કુંચી લાગી ને તેવડે ટેબલ ઊઘાડી જોયું તો અંદર એક ચીઠી હતી" ગંગાએ જરા વધારે હકીકત આપી વિદ્યાએ તેથી વધારે માગી.

"માંહે શું લખ્યુ હતું?"

"ધુળ ને રાખ હવે બહુ થયું બેન, તેં પોતે મને કહ્યું કે મેં દાગીના દેવાનું કહ્યું. કાલે કહ્યું છે ને આજ ભૂલી પણ ગઇ? વાહ એ પણ ઠીક ચાળા" ગંગાએ કહ્યું.

વિદ્યા ધભરાટમાં બોલી ઊઠી "આ વળી શી બલા? હા તે મને યાદ છે મેં કહ્યું હતું પણ તેમાં ખોટું શુ કહ્યું. પાસે હોત તો આપત."

"ત્યારે આપ્યા કેમ નહીં?" ગંગાએ પ્રશ્ન કર્યો. વળી ભૂલે ફૂટાણી ગંગાના મનથી એ કબુલતજ હતી "તેનું કારણ પણ બ-

તાબ્યું" જવાબ પણ તેવોજ મળ્યો. "આ તે શું તોફાન થયું છે?" ગંગાએ ફરી કહ્યું. "જા જા હવે બહુ થયું એ શું સારૂ કહેવાય?"

"વાહ! એમાં ખોટું શું?" બીચારી નિરપરાધી વિદ્યા સારૂ કરતાં નઠારૂ ફળ આવ્યું છે. તે શી રીતે સમજે. ગંગાએ હવે કાંક વધારે ખુલાસો કર્યો.

"લે લે હવે રાખ્ય! હદ થઇ! ખોટું શું પુછે છે? બીજાથી વ્યભીચાર કરવો તેના દાગીના લેવા તેની આબરૂ જાય તો પણ તે ન આપવા એ શું ખોટું નહીં?"

"શું તમે આ મને કહો છો?" હાયરેમા! વિદ્યાના તો હોશજ ઊડી ગયા. તે ફીકી પડવા માંડી. "ત્યારે કોને ભીતને કહું છું?" ગંગાએ જવાબ દીધો. તે જરા રાતી થઇ ગુસ્સે થઈ.

"રામરામ! રામરામ!? આટલાં હર્ષના સહવાસથી હું તમને એવી લાગી?" વિદ્યાએ તેને પુછ્યું. ગંગાએ કારણસહ જવાબ દીધો. "કાલ સુધી તો એવી નહોતી લાગી પણ માહાલુએ મહાલક્ષ્મીથી આવી ને આ બધું કહ્યું. તે પ્રમાણે રૂકો પણ નિકળ્યો. અને છેવટ તેં પોતે પણ કબુલ કર્યું ત્યારે મને એવી લાગી, બાકી હું શું કોઇ પણ એક દમતો ન માને હર્ષદરાયે પોતે મને ફરી. ફરીને દસવાર પૂછ્યું."

આ વાકર્ય વિદ્યાને બહુ ભારે થઇ પડયું; તેણે તેનો વધારે ખુલાસો ચાહ્યો. "શું પૂછ્યું? મે આ કૃત્ય કર્યું. મેં તેના દાગીના લીધા. મેં તેને નસાડયો એ વિશે પૂછ્યું.?" તે હવે સમજી કે માહાલીએ બધું તેના પર નાંખ્યું છે. રૂકો પણ કંઇ તેનાજ પુરાવા સારૂ કપટથી ખડો કર્યો છે જે તેના કેહેવાનો પણ તેને ઉલટો અર્થ ઠરાવી એવોજ લાભ લીધો. વીપરીત થયું. જુલમ થઇ ગયો વિદ્યાના મનથી તો કાળો કહેર થઇ ગયો!! શું થોડી વાત છે. તે થરથર થરથર કંપવા માંડી! તેની છાતી ધબકવા લાગી. ગંગાએ ઓછું હતું તે પુરૂં કર્યું.

"હા. અને મેં જે જોયું સાંભળ્યું તે તેમને કહ્યું." આ વાક્યથી વિદ્યાના હૃદયમાં ધા વાગ્યો, ચંપકની ગાળોનાં વાક્ય બાણ તો માત્ર તેની ઉપરની ચાંમડીજ ભેદતાં હતાં પણ આ તીર તો છાતીમાં જઈને ચોંટયું.

વિદ્યાએ પણ અધુરૂં રહ્યું તે પુરૂંજ કરવા માગ્યું "અને પ-
છી તેમણે તે માન્યું? તમને કાંઇ કહ્યું સાંભળ્યું નહીં?"

ગંગાએ પણ પુરૂંજ કર્યું "દસ વખત તેમણે ફરી ફરીને પુ-
છ્યું ને મેં એજ કહ્યું. તેણે સમ દીધા મેં તે ખાધા. તેણે રૂકો
માગ્યો મેં આપ્યો. એટલે તેને પણ ખાત્રી થઇ. આજે જેમ તારા
મોંપર કહુછું તેમ તે વખત તેના મોંપર કહ્યું."

વિદ્યાને આ વાક્ય કારી થઇ પડયું. તે પડી ગઈ! બેશુદ્ધ થ-
ઈ ગઇ! ગંગા ઘભરાણી તેની પાસે દોડી ગઇ. ગંદા હાથે તેને સા-
હી તેનું માથું ખોળામાં લીધું ને બડબડી "હાયહાય! મારા કયાં
ભોગ લાગ્યા કે આ પીડામાં હું પડી!" આ વળી શું તોફાન! કોણ
જાણે કોણ સાચું!! વિદ્યા. ઓ. વિદ્યા." થોડી વાર પછી વિદ્યા સા-
વધ થઈ. પણ તે અડધીજ! તે બેઠી થઈ. માહાલી ને ચંપક જમી
રહ્યાં તેથી આ તમાસો જોવા આવેલાં બારમાંજ ઉભાં હતાં તેમને
તેણે જોયાં તે જાણે તેની છાતી ઉપર ઉભાં હોય એવું તેને દુઃખ
થયું. તે પૂરી ઘભરાણી!! જવું કયાં? વળી ત્રીજી જગે કે જ્યાં આ-
થી પણ વધુ દુઃખ થાય. તેના ધણી પાસે? ના તેતો ગામમાં ન-
હોતો. પણ આખા જગતમાં એક વિસામો તેને પણ હતો અને તે
માની–બેનની–સહીની બલકે આખા જગતની ગરજ સારે એવો હ-
તો? કયાં? કોણ? વિમળા; હા ત્યાં જવું.

તેણે ટપકતે આંસુએ અને દયામણે ચહેરે ગંગા સામું જો-
ઇ બે હાથ જોડી કહ્યું "બે'ન મને વિમળાને ઘેર પહોચાડ. પ્રભુને
માટે હાલને હાલ પહોચાડ. નહીંતો મને કંઇ કંઈ થઇ જશે. મને
કસાઇવાડેથી ગાયને છોડાવ નહીંતો હવે હું વધારે ઘા નહીં ખમી
શકું. મારૂં હૃદય સાજું હતું ત્યાં સુધી હું એવાં વાક્ય બાણ ખ-
મવાને સમર્થ હતી. પણ તે હવે જખમી થયું છે. એટલું નબળું
થયું છે કે જરા પણ આંચકો મારૂં મોત આણશે." ગંગાએ પ-
ણ આ અણસરજી પીડામાંથી નિકળવા તે કબુલ કર્યું. તુરત બંને
નિચે ગયાં. ગંગાએ તેને અબોટીયાભેર અજીઠે હાથે ટપકતે આંસુ-
એ, ને તુટેલે કાળજે ગાડીમાં બેસાડી વિદાય કીધી ને પોતે પોતા-
ને ધંધે લાગી!! માબાપ વિનાની કુટંબ વિનાની પરદેશમાં એકલી,
નીરપરાધી, સારૂં કરતાં સંકટમાં સપડાએલી,–ધણીની પણ અ-

ણુમાનીતી–પારકે ઘેર રાતને વખત માત્ર એક જીવના આધારપર ગઈ! તે જીવના આધારથીજ તે આ વખત જીવી !! નહીંતો તેનું શું થાત તે પ્રભુ જાણે.

માહાલીની મુરાદ પાર પડી જેટલી વિદ્યા દુખી થઇ તેટલીજ તે પતીદ્રોહી–લોભણી–પ્રપંચી–પાપણી પ્રસંન થઇ. તેને મનમાનતી અનુકુલતા થઇ. તેનું નામતો માહાલક્ષ્મી હતું પણ હવે તેને ખરેખર માહાલક્ષ્મીવાલી થવાનો દાવ લાગ્યો. ધણીતું ધન મળ્યું હતું. પણ ડોશીના ધનપર તેનો ડોળો હતો. વધારે વખત ગયા હોતતો હવે તે સાચવવા મુંબાઇમાં રહેવાનો આધાર નહોતો. કારણ ધણીતો નાશી ગયો હતો. પણ–પ્રભુની કુદરત વિચિત્ર છે. તેને એ મુંઝવણ થોડાજ દિવસ રહી, આજે હર્ષદ પણ ગયો. ને વિદ્યાને પણ કાઢવી હતી તે ગઇ. તેને ખાત્રી થઈ કે બે [illegible]શ સુધી એમાંથી એકે આવવાનાં નથી, પણ તેમ છતાં તેણે એક મીનીટ પણ વાટ ન જોઈ. જે ધાર્યું હતું તેનો તુરતજ અમલ [illegible]રવા વિચાર બાંધ્યો. કારણ જે લાગ વર્ષોનાં વર્ષ પ્રયાસ કરતાં ન મળે તે આપોઆપી આવી ચુક્યો હતો તે બડબડી !! "રાંડ ગઇ! પાપ ગયું!! રાંડ બાળકપણથી મારી ઠરેલી ગાદી દાબી ને બેઠી હતી પણ તે ગાદી તો હવે હું ઉપાડી જાઉંછું ને ત્યાં એવા કાંટા વાવુંછું કે તેને જીવતાં સુધી સાલશે. તેની મીલકત હવે હું બધી કબજે કરૂંછું. તેના કપાળમાં ધુળ રહી! મીલની રાખ રહી!! ક્યાંથી રહે? મારા નસીબનું હતું! મને પરણ્યો હોતતો મીલે ન બળાત ને કશું એ ન થાત! ખેર ભોગ એના! નપરણ્યો તો પાંમ્યો ને પામશે!! ગંગાના કહેવાથી તેના મનપર એવો વ્હેમ ઠસાવ્યો છે કે તે તેના અંતઃકરણમાં કાંટાની પેઠે પેઠો છે. તે એને પણ સાલશે ને રાંડને પણ સાલશે! રાંડ મારાથી ઘણું ભણી છે! ધુળ કામ આવ્યું? ભણી પણ ગણી નથી. તેનાજ બોલથી તેના સારા શબ્દોથીજ–તેનું મોત આણ્યું. ને તેની મીલકત પામુંછું. ચાલ્યજીવ. [illegible]વાર કરવાનું કામ નથી.

આવા તર્ક કરી તે ડોશી પાસે ગઇ. ડોશી સુવાનું કરતી હતી તેને જગાડીને સમજણ પાડી. "હર્ષદતો જે કંઇ હતું તે લઇને નાશી ગયો છે કારણ તેનાપર કરજ ઘણુંછે. કુનીતીથી કરજ કર-

વામાં બાકી નથી રાખી. ને તેમાં મીલનું કરજ ભળ્યું. તે બધુ દેવું પડશે. તે સારૂ લેણદારો માળાપર કાલેજ જપ્તી લાવશે. માંહે દાવ એવો છે કે તમારા પૈસાપર પોતે ધાડ આણે, દુનીયામાંહીણો' કહેવાય માટે પોતાનું લઇ ખશી ગયો બાયડી જોધન કરીને પોતાનું બચાવશે.! તમે શું કરશો ? તમારૂં લૂટાશે. એજ તેનો દાવ છે. માટે મારૂં રાંકનું માનોતો હવે ખસો. માળાપર જપ્તી આવશે તે માળો કંઇ આમે તમારો નથી. વલી તમારી સાથે મારૂં પણ કામ થશે. પેલી રાંડ ઢોંગ ભજાવતાં કુચીયો ભુલીને ગઇ છે.-(ગરીબ બિચારી પગના કડલા ને હાથની વીંટીયો પણ મુકી ગઈ હતી-) તેથી હું મારૂં જે તેણે પેલા પાસેથી પડાવ્યું છે તે પણ કાઢું." ડોશીને ગળે વાત ઉતરી; પોતાનું બચાવવા તે તૈયાર થઇ. તેમ દીકરીને તેનું લેવા પણ રજા આપી. ખરા શબ્દોમાં કહીયે તો દુખી વિદ્યાના પિયરના તમામ દાગીના ચોરવા રજા--આપી. બંને સાવધ થયાં. ચાકર હેઠે સુતા. પડોશીપણ બધાં સુતાં અને આ બે જણાંતો ગાંઠડાં પોટલાં બાંધવા મંડયાં. કોઇ તેમને રોકનાર નહોતું. તેથી લેવાયું તેટલું લીધું ને બંધાયું તેટલું બાંધ્યું. માત્ર સાદાં લુગડાંના કુચા, પીતળ તાંબાનાં ઠાંમડાં, ને પરચુરણ સામાન તથા મોટો ફરનીચર રહેવા દીધો. ચોરીતો મનમાંની કરી પણવળી ડર લાગ્યો. પછવાડે પકડાવશે તો ? ઉપરનો દેખાવ તો-આખા ઘરનો અને પટારા તથા કબાટોનો એવો રાખ્યો કે તે ઉઘડતાં સુધી વહેમ ન પડે, ખરેખર તપાસે ત્યારેજ સમજાય. પણ એ બંદોબસ્ત મન માન્યો નહીતો. પુરૂ તપાસીને પછવાડે તાર કરે તો! તેની પણ યુક્તી સુઝી. ઘેરથી રેલવેપર જવું. ત્યાં ગાંઠડા પોટલા મુકી ઘરની ગાડીવાળાને રજા આપવી ને પછીથી બીજી ગાડી કરી બંદર જવું. હા! વાહરે નસીબ! સ્ટીમરનો પણ વારોજ હતો!! વેરાવળ ઊતરવું. હા! ત્યાંતો તેના કાકાજ વહીવટદાર છે એટલે ક્ષેમ કુશળે ઘેર પોહોચાડશે. હજી એક પંચાત રહી. સવારમાં અડોશી પડોશી ફૂફૂ કરશે તેનો પણ રસ્તો તેને જડયો. "વિદ્યાથી માહાલુ લઢે માટે તેને રાખવીજ નથી. તે દેશમાં જાય છે તેને સ્ટેશન સુધી પહોચાડવા જાઉંછું" એમ ડોશીએ કહેવું. સ્ટેશનપર ગાડીવાંન દેખતાં માહાલુ એ એકલું ન જવા હઠ કરવી એટલે ડોશીએ સાથે

જવું ને પડોશીને પણ તેમજ કહેવરાવવું "બરાબર. આ યુક્તિ ડોશીને પણ ગમી. તેને પોતાનેતો એટલી બધી ગમી કે તે પોતાની બુદ્ધિને ધન્ય ધન્ય!! દસવાર કહી ચુકી. રહેવા દ્યો તેમને ત્યાંજ. ગાંઠડા પોટલા બાંધે છે તેમાં શું જોવું છે ? ચાલો આપણી વિદ્યા પાસે. તે બિચારી કંઇ જાણે છે કે તેનાં વ્હાલાં ઘરેણાંને લુગડાં બધાંએ મહાલી બાંધે છે ?

દુખી બિચારી ! તે તો આખો રસ્તો રોઈ ? હવે શું કરવું તે તેને ન સુઝયું "સ્વામીને મ્હોં શી રીતે બતાવવું. તે મારૂં કેમ સાચું માનશે ? મને ધિક્કારશે. શાપ દેશે ! તેના મનમાં આ વાત જાણી માની ત્યારથી કેટલું દુઃખ થતું હશે ? મીલનો ભડકો ઓલાયો પણ મ્હારી હોળી તેના મનમાં–ધગધગતી સગડી તેની છાતી ઉપર બળતી હશે ! અરેરે તે શી રીતે સગાવાય! તેને કોણ ઓલવે! શું તે મ્હારા હજાર સમ પણ માને? એ દુષ્ટા હવે ઉઘાડી પડી. હું એક વાત કરીશ ત્યાં એ દસ બોલશે! હું એને કંઇ પહોંચુ ? જુઠ પ્રપંચમાં પહોચું? કદી નહીં ! પણ પ્રાણનાથ તેનું બધું માનશે? હવે કદાચ માને પણ ગંગાની ખાત્રીજ ભારે પડી! મુરખી ભોળી સ્ત્રીએ ઘાણ વાળ્યો! મારા કહેવાના અર્થનો અનર્થ કર્યો. એ શું કરે! મારા શબ્દેજ મને ખરાબ કરી! એમને વ્હેમ પડયો છે એટલે પછી મ્હાલીનું બધું મનાશે! હજી તો તે કઈક પ્રપંચ રચશે ને એમને ખાત્રી–પક્કી ખાત્રી કરશે!! ત્યારે હું શું કરૂં મરી જાઉં!! હા! તેમજ કરૂં. ના ના તેથી તો દુનીયાનાં ઉલટી મારી અપકીર્તી સિદ્ધ થાય! પ્રભુની ચોર થાઉં, આત્મઘાતી થાઉં ને વળી મારા પ્રાણનાથ પણ રીબાઈ રીબાઇને મરે! ત્યારે શું કરૂં! ઓ માડી ! તું પણ મરી ગઇ!! મને કાચી કુમળી મૂંકીનેજ ચાલી ગઇ!! હજી હું સંસારના દુખના પ્રપંચના ધક્કા ખમી શકું એવી રીઢી નથી થઇ! ત્યાં તારા વિયોગે મને ઉલટી નરમ કરીને તું ચાલી ગઇ! ગઇ! તે પણ ગઇ! હાયરે દેવ. મારા બ્હાલા !! મને મોં માગ્યું આપનારા મ્હોટા ભાઇ પણ ગયા!! તેજ મારી બાને લઇ ગયા!! ભલે બેઉ ગયાં!! પણ મારૂં ત્યારે કોણ? પ્રાણનાથ? અરેરે તેને તો હું કાળ જેવી લાગીશ!! હાયહાય!! ત્યારે હવે હું કોને કહું. મુંબઇમાં તો લાખો માણસ છે પણ મારૂં કોણ? મારૂં દુઃખ

સાંભળનાર કોણ? પોલીસ પણ મારૂં ન સાંભળે. ને હાઇકોર્ટના જડજ પણ મને ન્યાય ન અપાવી શકે!! ત્યારે મારૂં કોઇ નથી? છે મારો અંતરજામી ઈશ્વર છે!! તેજ મને સહાય કરશે! તેણેજ મને વિમળા આપી—મુંબઈમાંજ તેને રાખી છે. તે મને રસ્તો સૂઝાડશે! કંઈ ફિકર નથી! મારી મતી મુંઝાઈ છે પણ ક્રતી નિર્મળ છે. માહાલુનો પ્રપંચ હાલ ફાવ્યો છે પણ આખરન્યાય થશેજ. પ્રાણનાથ એકદમ ઠગાયા છે પણ આખર તે સત્ય શોધશેજ. એ કંઇ ગંગા જેવા મુરખા છે? ન હોય. પ્રભુ મ્હારી સહાયે છે. નીતિ મેં તજી નથી ને તજીશ પણ નહીં. પછી શૂં કામ ડરૂં? હીંમત રાખું.” આટલું વિચાર્યું ત્યાં વિમળાનું ઘર આવ્યું. ગાડી ઉભી રહી. વિદ્યા ઉતરીને તેના માળામાં ગઇ.

વિમળા જમીને પોતાના ખાનગી ઓરડામાં પેઠી ને વિદ્યા મેઢીપર ચઢી. તેણે તેની પીઠ જોઈ. વિમળાનો વર તથા સસરો પુને ગયા હતા. તે ત્યાં હજી આઠ દિવસ રહેવાના હતા તેથીજ વિદ્યાએ વિમળા પાસે આ વખતે જવાનું વધારે પસંદ કર્યું હતું. વિમળા માંહે જઇને બારણું બંધ કરવા પાછી ફરીને વિદ્યાને પોતા ભણી આવતી જોઇ “કોણ વિદ્યા!” આ શૂં? આવા ડોળ!! પરસેવાથી મેલું મો! છુટી વેણી!! કણક ભર્યા હાથ! આ અબોટીયું !! આમ કેમ?”

તે તો આમ બોલતીજ રહી ને વિદ્યાએ તો તેની પથારીપર પડતું નાખી હુઠવો મૂક્યો. ખૂબ રોઇ. ડસકા ઉપર ડસકુ ખાતાં તેને ડચુરો વળી ગયો. વિમળાએ તેને ખોળામાં લીધી. છાતી સરસી ચાંપી પોતાના છેડાથી તેનાં આંસુ લોહ્યાં. પરસેવો લોહ્યો. વાળ સમા કર્યા. પાસે પંખો પડ્યો હતો તે વડે એક હાથે પવન કરવા લાગી અને બીજે હાથ તેની છાતી ધબકતી ધભરાએલી—છાતી ઉપર રાખી બોલી. તે પણ ગળગળી થઇ ગઇ. થઇ જાયજ—કારણ મીલની વાત તે જાણતી હતી ને વળી આ કંઇ નવું છે એમ કલ્પ્યું. બંનેનાં શરીર જોવામાંજ જૂદાં હતાં.

“બેના! વિદ્યા બેના આમ ઘેલાં કાઢીને મને પણ ક્યમ ધભરાવે છે? આપણે બંને ધભરાશું તો હાલ કોઈ ત્રીજું મુરબી છે કે

જે દીલાસો આપશે?" વિદ્યાને તેની મા સાંભરી તેથી વધારે રોવુ આવ્યું "ઓ! માડી રે" તેનાથી કેહેવાઈ જવાયું. તેથી વિમળા પણ રોઇ. તેને પણ તે મા સમાનજ વ્હાલી હતી. પણ આખર તેણે હીંમત પકડી. ગળગળે સાદે, સજળ નયને, પણ તેણે વિદ્યાના મનનો ઉભરો કઢાવવા વાત શરૂ કરી.

"સુખ દુઃખ માણસને માથેજ પડે છે એમાં ધભરાય છે" શું.' આપણે નઠારાં કર્મ કર્યા હશે તે ભોગવીએ છીએ. "બેન નઠારાં કર્મથી નઠારૂં ફળ ભોગવીએ તો તો સંતાપજ શાનો? પણ સારાનું નઠારૂં ફળ ભોગવીએ તે કયમ સહેવાય" વિદ્યાને એથીજ વધારે રોવું આવ્યું હા. તેણે કશું ખોટુ કર્યુ નહોતું.

"તે કંઇ આમ ધભરાયે જતું રહેવાનુ છે? સત્યનો જયજ થવાનો. મને કહે તો કઇ ઉપાય કરીએ'. વિમળા હવે પાછી હીંમતમાં આવી. કાયર થએલી વિદ્યાએ તો હજી કાયરતાજ બતાવી.

"મને તો એનો કંઈ ઊપાય સુઝતો નથી. બેન હું શું કહું? સહુજ સાજ દુખને તો હુ પણ ન ગાંઠુ કદી આવી ગીદડ તેં મને જોઇ છે? તુંજ મને કહેતી કે તને ધન્ય છે! તું ખરી ધીર છે. પણ પ્રભુજ મારા ધૈર્યનુ પારખું લઈ મારૂં પણ મુકાવે છે! નહીંતો હુ આમ રોતી કકળતી આટલી રાતે તારે ઘેર આવું?'

"કોને ઘેર આવી છે? તારે પોતાને ઘેર આવી છે. પોતાને ઘેર ન જાયતો માણુસ બીજે કયાં જાય? તું કહેતો ખરી કે છે શું? તું ધભરાઇ છે તેથી તને ઉપાય નથી સુઝતો પણ મને સુઝશે." તેણે હીંમત દીધી. વિદ્યા વાત કહેવા લાગી. "બેન કાલે ચાર વાગે મને મ્હાલુ ખેંચ કરીને માહલક્ષ્મી દર્શન કરવા તેડી ગઇ. પ્રથમતો એ ખેંચ હું સરલ સમજી પણ ત્યાં પહોચ્યાં, દર્શન કર્યાં, ને તેનુ કારણુ સમજાયું. તેનો ચાકર ગાડી ભાડે કરેલી ને એક દમ આવ્યો.

"કોણુ પેલો સ્યામલો? હાસ્તો બીજો કોણ બાપ હોય એકજ છે નો" વિમળા એજ પ્રશ્ન કર્યોને ઉત્તર દીધો વિદ્યાએ વાત ચલાવી. "હા તેણે એક ચીઠી માહાલીના હાથમાં આપી ને કહ્યું કે તમને શેઠ એક દમ બોલાવે છે. તેણેતો બાપડે ભરમ રાખ્યો. પણ પોતે ફુલણશીએ તાણીને ચીઠી વાંચી"

આટલુ બોલી તે અચકી રાજચમકી; "અહાહા તે ચીઠી મારી પાસેજ છે તો! હા! મારા કબજાના ખીસામાં છે. પ્રભુ કરે તેને ધુપ ર તેનું નામ હોય! એ મને બહુ કામ લાગશે હવે તેણે વિમળાને ક હ્યું જો બેન તારી આગળ વાત કરીતો આટલી બુદ્ધી ઉઘડી."

" વારૂ પછી શું થયું " વિમળાએ વાત પૂરી સમજ્યા પહે લાં કઇ અભીપ્રાય ન આપ્યો "તેમાં શું હતું? તેમાં લખ્યું હતું કે જો તું આ ચીઠી લાવનાર સાથે પાંચ હજારના દાગીના નહી મોકલે તો મારે જેલમાં જવું પડશે. કારણ સોનીએ હુકમનામું કરાવી કેદ નુ વારંટ મેળવ્યુ છે." વિદ્યાએ વાત આગળ ચલાવી. "પોતે ચંડાળ ગાળ દેવાઇ જાય છે પણ તે ચંડાળજ છે"-બોલી. 'ભલી ઠગ વિદ્યા! એમ ભોળાઇને તો હુ પાંચ રૂપીયા પણ આપવાની નથી'.

"નોકર બાપડો કરગર્યો કે ઝટ ઘેર ચાલો. હુ તમને હર્બંદ"—તે અચકી "ને ઘેર જોઈ આવ્યો ત્યાં ન મળ્યાં ત્યારે અહીં આવ્યો. પ ણ પોતે તો નીરાંતે એજ જવાબ દીધો કે હુતો દમડી પણ નહી દઊં, મારાથી ન રહેવાયુ, બેન, પાપ છુટી વાત કહુ છું મેં તેને કહ્યું કે તું શું સાપણું કે એણે તને દુધ પાઇને ઉછેરી તેને હવે કરડેછે," "ત્યારે શુ" કહે "તારા જેવી હું મુરખી નથી. પૈસા ગયા પછી ધણી કંઇ કામ ન આવે. મેં કહ્યું 'તુ સાટે તેનો અમુલ્ય પ્રેમ ખોઇશ' તો કહે, 'પ્રેમને શું ઓઢું કે પાથરૂં?" તેણે કંઇ મારૂં પેટ ભરાય?" ખેર તેણે મારી એકે વાત ન માંની ચાકર બાપડો ધભરાય તેના કરતાં ચાકર સારો પેટ બાળે પણ પથ્થર તે વળી એમ પલળે! એટલામાં તો વૃજવલ્લભ પણ ત્યાં આવ્યો."

"બિચારો શું કરે? ત્યારે તો દાગીના આપ્યા હશે," વિમળા હ જી મૂળ વાતજ જાણુતી નહોતી.

"હાય હાય એ દાગીનાનીજ મોકાણ છે તો! એમાંથીજ ગંગા-ખોદાઇને ગીતાનુ ઘેટા જેવું થયું," "કહે ત્યારે," વિમળા વધારે ધ્યાનથી સાંભળવા લાગી

"પહેલી તો કહે મેં કુચીગો ખોઈ છે પછી કહે "ત્રણ મહિના માં પાંચ હજાર કમાવા જેવું છે માટે જેલમાં રહી એનું લેણું ખોટુ કરો. પાછી ભણેલી ખરીના! તે વળી દલીલો કેવી કરે? વરસાદના લપટયાને રજાના દંડયાની શરમ નહી. તમે કયાં ખુન કે ચોરી ક-

રી છે. દીવાની જેલમાંતો લક્ષાધિપતી પણ જાય છે ને પાછી કહે મારી પાસે છે તે તમનેજ કામ આવશે.?

"શું પૂછો છુંકવા ?" વિમળાએ કહ્યું 'વારૂ પછી ?"

"તે બીચારો લાજવાળો માણસ સાફ બોલ્યો કે તનથી વ્હાલી લાજ. કાંતો મને ખો ને કાં દાગીનાને ત્યારે પહેલાં કહે કે એ મારી જીંદગીનો આધાર છે. પછી પેલાએ બીજા વીસ હજારના દાગીના દીધેલા ગણાવ્યા ત્યારે કહે એતો જુનાગઢ મોકલ્યા. આખર બીચારો થાક્યો, ટુંકી વાત કરી કે ના પાડે તો સ્ટેશન અને ટાઇમ પાસે છે તે ચાલી નિકળું, પણ યાદ રાખ જે કે પુઠે પસ્તાઇશ. ત્યારે શું કહે ? એ વિચાર બહુ ઉત્તમ છે, પાછો જીભપર ! વળી કાયદો જાણે ! એટલે કહે હાલ તમે જાઓ ને પછી મને પણ જુનાગઢ બોલાવજો: ત્રણ વર્ષ પછી આવશું એટલે પૈસા પણ ન દેવાને જેલમાં પણ ન જવું. આવો સારો રસ્તો છે છતાં હું દાગીના શું કામ ખોઉં ? તેણે ચોખું કહ્યું કે 'એ આશા રાખીશમાં. હું તારૂં મોં ફરી નહીં જોઉ પણ એતો એકની બે ન થઈ. થાક્યો બીચારો તેની આંખમાં આંસું આવ્યાં ને છેવટ તે બોલ્યો "નઠારી સ્ત્રીને વશ થઈને ગજા ઉપરાંત ઘરેણાં ઘડાવવાની મને જે સજા કોર્ટે ફરમાવી છે તેથી પણ અધિક દેશનિકાળ—ની સજા હું મારે હાથે ભોગવીશ ને તારૂં પણ લાગ આવે જોઈ લઇશ" ગયો બીચારો!! આખર છેક નીરાશ થઇ આંસું લ્હોતો લ્હોતો ગયો. મને પણ તે વખત એટલી બધી દયા આવી કે મારાથી બોલાઈ જવાયું કે. 'જો આ વખત મારી પાસે દાગીના હોતતો હું આપત. પણ ઘર દુરને વખતતંગ છે એટલે લાચાર.' નકામું ન બોલી.

"ધન્ય છે તને બેન ! તું એવીજ છે. મને અનુભવ છે. નકામું શેનું" વિમળાએ કહ્યું. અરે બેન ! "હવે પાછાં તેની આંખમાં આંસુ આવ્યાં તેનું મન માહાલક્ષ્મીપરથી પાછું આવ્યું ને તેને વાક્યબાણનું ધ્યાન થયું તેણે ટપકતે આંસુએ આગળ વાત ચલાવી "એજ દયાએ મને દુઃખ દીધું છે. એજ વાક્ય મારાં શત્રુ થયાં. તેણે મારા પ્રાણનાથના અંતરમાં ધા માર્યો, મને ધા માર્યો, અને હવે શું થશે તે કહી શકતી નથી."

"તે શી રીતે?" વિમળાના પ્રશ્નનો ઉત્તર તુરત મળ્યો "કહું છું

બેન તને નહીં કહું તો કોને કહીશ. "તેણે જોયું કે મેં તેનું પાપ જાણ્યું, હું તેનાથી વિરૂદ્ધ વિચારની છું. એટલે તેને ભય થયો કે હું તેને ફજેત કરીશ. સાંજ મારી સાથે લડવા તૈયાર થઇ, પણ હું પણ ચુપ રહી. આખર તેણે મારો ઘાટ ઘડ્યો. ઉલટા ચોરે કોટવાળને દંડ્યો. મારે માથેજ નાંખ્યું કે મેંજ નસાડ્યો. ઘરમાં કહ્યું ગંગાને કહ્યું." "તેમાં શું? ધ્રુવકને કહે દુનીયાં આંધળી થવાની હતી" વિમળાએ ઉતાવળ કરી. વિદ્યા બોલી.

"બેનડી હું ઠગાઈ! તારે ઘેર હું તો આવી, ને પોતે મારા ટેબલમાં કોઈ ચીઠી ગોહતી. ગંગાને બોલાવીને સતી થવા તેના દેખતાં કાઢી તે મારાપર આવી છે એમ ઠરાવ્યું. વળી આગળથી સંતલસ કરી રાખી હશે તે મુજબ હું તારે ઘેરથી ગઈ કે મને ગંગાએ પુંછ્યું. મેં જાણ્યું એમાં મેં શું પરાક્રમ કર્યું છે તે હું કહું. તેથી મેં વાત જતી કરી. તેને વધારે વ્હેમ પડ્યો હું માહાલુના કજીયાથી બીની તેથી તેના વ્હેમમાં વધારો થયો ને આખર "ઘર દુરને વખત તંગ છે નહીં તો હું દાગીના આપત" એટલા મધમ શબ્દોની મેં કબુલાત ભોળેભાવે પ્રસંગ જાણ્યા વિના આપી. એટલે પુરૂં થયું. પાછું મારા કર્મે મીલ બળી એટલે છેવટ સુધી સફાઈ ન થઈ. ગંગાની મેંજ ખાત્રી કરીને તેણે એમની કરી"

"શું એમણે પણ માન્યું?" વિમળાએ છેલ્લો પ્રશ્ન કર્યો.

"ગંગા કહે છે કે માન્યું, પોતે તો દસવાર ફરી ફરીને પુછ્યું પણ ગંગાને તો રૂકાથી—મારી રીતભાતથી મારી કબુલતથી—ખાત્રી થએલ એટલે આખર તેમણે પણ એ જાણીને તે માન્યુંજ હશે. હવે એતો મને પછીથી મળ્યા પણ નથી ને તેનું કારણ પણ એજ હશે નહીં તો સીદ્ધપુર સુધી જાય ને મને મળ્યા વિના—મને મોં બતાવ્યા વિના જાય! અરે એક ચીઠી વતીકન લખે એવું બને? પણ એજ વાત? પ્રારબ્ધ ફુટનાર તે મનમાં ચોટી ગઇ! કોણજાણે તેમાં જતા રહ્યા હશે તો શું કરશું? વિદ્યા આવી ત્યારે હતી તે સ્થીતિમાં પાછી આવી!! તે થર થરવાને રોવા લાગી.

વિમળાએ મનમાં સમજી કે ભુંડુ થયું પણ લાચાર! સત્યમેવ જયતે! તે હીમત રાખીને બોલી "અહો! તેમાં શું છે? એના ઉપાય તો સહેલા છે. એ વ્હેમ ટાળવો એ મ્હારૂં કામ છે.

પેલી ચીઠી તેં સંઘરી છે ના?"

વિદ્યા કાંક પાછી ધીમી પડી "હા બેન મને હવે તેં સાંભરી છે. મેં તો સહજ પોતાનેં બતાવવા રાખી હતી. પણ પ્રભુએ મને સુમતીજ સુઝાડી. પણ એમાં એનું નામ હોય તો બહુ સારૂ. નહીં તો એનો પણ અર્થ મારા ઉપર દોરશે."

"તેની કંઇ ફિકર નહીં. શ્યામલો આહીં છે. તેને વ્હાણામાં બોલાવી ખરી કરી રાખશું અને નહી તો એ શું? એ રાંડ પાસેથીજ દાગીના કાઢી બતાવશું. આપણા ઘરમાંજ છે ના! ક્યાંહી નાંખી નહીં દે ને કોઇને સોંપશે પણ નહીં. આવવા દે એમને પાછા! જો હું કેવું કળે કળે કામ કરૂં છું તે! પણ પ્રભુ કરશે તો એટલું કરવુંજ નહી પડે. તારી પ્રીતિના સજડ કોટ એ એકજ ગોળાથી. હું તો કહું છું કે ગોળીથી. પડી જાય એ શું સંભવિત છે? તેમ હોયજ નહીં."

વિદ્યા વધારે શાન્ત થઇ તેને પણ હવે વધારે સૂઝવા માંડ્યું "એમતો ગંગાએ પણ મારી નીર અપરાધી વર્તણુક તપાશી છે. આવડા મોટા આળને એટલો પુરાવો શા અર્થનો છે.!! મારી પાસેના દાગીનાની દરેકની હું ખાત્રી આપી શકું છુ."

વાતમાં ઘણા રસ્તા જડ્યા. વિદ્યાને વધારે હીમત આવી આવેજ! ગંગાને ત્યાં તો દાઝયાપર ડામ બળતામાં ઘી જેવું થયું હતું અહીં તો તેને મુક્તી બંધ દીલાસો મળ્યો. તેની પુરી વાત. લઢાઇની પણ તમામ વાત વિમળાએ સાંભળી. બધામાં તેને મીઠા દીલાસા દીધા. લુગડું બદલાવ્યું. નાસ્તો કરાવ્યો. ને આખર દસ વાગે જંમાડી સુવાડ્યા પૂંઠે પોતે સુતી. ગરીબ! આપત્તીના વાદળથી પલળતી વિદ્યાને નીંદ્રામાં પણ ભયંકર સ્વપ્નાંજ આવ્યાં.!!

સવાર પડ્યું. દાતણ પાણી કરી ન્હાયાં. પ્રભુનું સ્મરણ કર્યું. ચાહ પીધી ને હવે ઘેર જવું કે નહીં તે વિશે વિચાર કરવા માંડયો. પણ ઝાઝુ વિચારવું પડયું નહીં. તુરતજ ગાડી વાળો ગાડી લઇને આવ્યો વિમળાએ તે બારીમાંથી પ્રથમ જોઇ અને બોલી "અહો! સાસુ તેડવા આવ્યાં કે ગાડી મોકલી?" આ શું નવાઇ? તે નવાઈજ હતી ગાડી ઉપરથી તો માત્ર કોચમેન ઊતર્યો ને ઉપર આવ્યો તેના હાથમાં કુંચીનો લુમખો હતો તે બોલ્યો.

"તમારે ને માહાલુને નોહોતું બનતું માટે તે દેશમાં ગયાંને આ પણ તેમને મૂંકવા ગયાં"

તેને પુરૂં બોલતાં અટકાવી વિદ્યાએ આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો. "હો ક્યારે!" તેણે પુરી વાત કરી.

"રાતે વિચાર કર્યો ત્યારે તો બેન એકલાં જવાનાં હતાં. બા સ્ટેશનપર મૂંકવા ગયાં ને ત્યાં બેને રાડ કરી એટલે પોતે પણ મું-કવા ગયાં. આ ઘરની તથા બીજી પેટી કબાટની કુંચીયો તમને મોકલાવી છે મેં કહાવ્યું છે કે ઘરની ખબર રાખજો હું પંદર વી-શ દીવસમાં પાછી આવીશ." તેણે કુંચીયો વિદ્યા ભણી ફેંકી. વિ-દ્યાએ તે ઉપાડી લીધી અને બોલી.

"બહુજ આશ્ચર્યની વાત! આમાં જરૂર કંઈ ભેદ છે."

વિમળાએ પુષ્ટી કરી "હા. નહી તો એકદમ એને કાઢે. પોતે મુંકવા જાય તને વળી કુંચીયો સોંપે એમ બનેજ નહીં. જરૂર કંઈ પ્રપંચ હશે. ચાલો ઘેર ગયે ખબર પડશે."

બંને તૈયાર થયાં નિચે આવ્યાં. ગાડીમાં બેઠાં ને ઘેર પહો-ચ્યાં. "ડોશી ક્યાં? ડોશી પણ ગયાં શું?" એવું પાડોશીએ પૂછ્યું તેથી ડોશીનો વિચાર મૂળથી જુનાગઢ જવાનો નહોતો એમ તો જણાયું. ઉપર ગયાં. બાહારનું તાળું ઉઘાડયું. દીવાનખાનામાં તો જેમનું તેમ હતું. માત્ર માહાલુ વાળા ટેબલપર જુજ કાગળના ક-ટકા શિવાય કંઇ નહોતું. વિમળા તે ટેબલ પાસે ગઇ. તેને ઉઘાડયું તે ઉઘાડુંજ હતું. મહીંથી ત્રણચાર રૂક્કા વૃજવલ્લભના નિકળ્યા. તે પર તેનાં નામ પણ હતાં. તેમાં મતલબ પણ એજ હતી કે "હ-ર્ષદમાં મોહીને મારી ખબર કેમ નથી લેતી." આમ લખવાનો સબબ એવો હતો કે છેવટમાં માહાલુએ ડોશીની ચોકી કરવા તેને વશ કરવાં હર્ષદના ઘરમાંજ ધામા નાંખ્યા હતા. તે વૃજવલ્લભની ખબરજ ન લેતી. તેથી તેણે આવી કલ્પના કરી હતી. અને એવી ચીઠીયો માંહેનીજ એકનો ઉપયોગ માહાલીએ વિદ્યા વિરૂદ્ધ કર્યો હતો. તેને મળતીજ આ ચીઠીયો હતી એટલે તે વિદ્યાના બચાવમાં કામની હતી. વિમળાએ હવે તો બધા કાગળ ફીંદ્યા. વિદ્યા પણ આજુબા-જુ શોધવા લાગી એક કાગળ ગાદીનેજ પડખે પડયો હતો તે ઉ-પાડી લઇ તે બોલી "વાહવાહ! આ જો બેના પોતેજે ઘરેણું સાથે

લઇ ગઇ તેની યાદ મ્હારે સારૂજ ભૂલી ગઇ છે તો" વળી તેને પેલી ચીઠી યાદ આવી પોતાના કબજાના ખીસામાંથી તે કહાડી હા તેજ ચીઠી તેના ઉપર છેલ્લી આવેલી વાહવાહ! તેના મથાળાપર "મ્હારી માલીક મ્હાલી" ને નિચે "તારો વેચાણુ વૃજવલ્લભ" લખ્યું છે. નીરાંત થઈ ડોશી ભલે ગઇ! મ્હાલુ પણ વેળાસર ગઇ. સાપ કરડયો પણ રામબાણ ઓષધ તુરત હાથ લાગ્યું છે એટલે હવે જીંદગી જોખમમાંથી બચી! મ્હાલુ કેમ તે ભૂલી ગઇ!! તેને હવે એવા કાગળોની થોડીજ પરવા હતી. તે પોતાનાં ઘરેણાં લૂગડાંમાંથી ગાભો ચીંથરૂં કે વાલની વીંટી પણ ભૂલી નહોતી રખે પોંતે તેમાંનું કંઇ ભૂલે એ ફિકરમાંજ તેનેં આ કાગળનાં થોથાં ન સાંભર્યાં!! ભલે ન સાંભર્યાં તેથી વિદ્યા–હર્ષદનો પ્રેમ જીવ્યો હતો તેવો જાગૃત થવા વખત આવ્યો!! ને તેથીજ તે બે ભલે ગયાં એમ વિદ્યા તથા વિમળાએ માન્યું. પણ શું એ માનવું બરાબર હતું?

ઉપરના દેખાવથી તો ઘરમાં બધું બરાબર હતું પણ વિમળાને વિચાર આવ્યો કે વખતે માંહેથી "સાપ નીકળે કે ઘો" તો ચાર હાડકાં બૈરાંને પાસે રાખી. પેટી કબાટ ઉઘાડવાં એટલે ડોશી વાંસેથી ગળે ન પડે! ને તે વાત વિદ્યાને પણ પસંદ પડી. પડોશીયોને બોલાવ્યાં. ગંગા પણ આવી! તેને બીજી ચીઠીયો જોઈ સંપૂર્ણ ખાત્રી થઇ! પોતે ઉતાવળી થઈ વિદ્યાને દુઃખ દીધા માટે પશ્ચાતાપ કર્યો! ખેર! ચાર પાંચ હાડકાં બૈરાં એકઠાં થયાં. પ્રથમ તેમણે ખોટી થવાને પારકી પંચાતમાં પડવા ના પાડી. સપાડાં ચઢાવીને તેમને રોકયાં પણ આખર તેમનું મનમાન્યું થયું. ન તો તેમને પંચાતમાં ઉતરવું પડયું કે ન ખોટી થવું પડયું. કારણ એક પેટી ઉઘાડી તો માંહે ધાબા!! બીજું કબાટ ઉઘાડયું તો માંહે લુગડાંના ડુચા!! ત્રીજું ઉઘાડયું તો માત્ર કામનાં ઠીબડાં!! કોઇને અજાયબી લાગી નહીં. સહુ બોલી ઉઠયાં "એમ હોવાની કાંઇ નવાઇ નથી" ડોશીનો સ્વભાવ સહુ જાણતાં હતાં. દસે કુંચીયો જ્યારે એમ નીવડી ત્યારે વિદ્યાને વિચાર થયો. "એતું તો કશું રાખ્યું નથી પણ રખે મ્હારાને પહોચ્યાં હોય?"

"હા બાપૂ! તપાસ્ય" સહુએ સાખ પૂરી. શું તપાસે? બીજી પેટીમાંથી તો રડીખડી ચીજો હાથ લાગી પણ વિદ્યાના કબાટમાં-

થી તો ચીંથરૂએ નહીં! સહુ ઉદાસ થઇ ગયાં. વિમળાની આંખમાં-
થી આંસુ ચાલ્યાં. વિદ્યા પણ ગળગળી થઇ ગઈ ને અંતે રોઇ
પડાયું! સહુને એનું રોવું સ્વાભાવિક લાગ્યું. "રૂવેજ ના! ડોશીએ
એને સારૂ તો પાઈ ન રાખી પણ બીચારીનું બાપના ઘરનું હતુ
તે પણ લઇ ગઇ" બીજી વધારે વાકફગાર બોલી "તે કંઇ થોડુ
ઘણું બધું ચાળીશ હજારનું!" ત્રીજી બોળી "પલ્લાપર પાટુજ હોય'
આ બોલથી વિદ્યાને ડસકાં પણ આવ્યાં. એવું તેના અર્થમાં શું હ-
તું! સહુના મનથી તો એમકે મીલ પણ બળી ગઇ ને તેના ઉપર
આ નુકસાન થયું, પણ વિદ્યાના મનથી તેનો અર્થ જૂદો હતો "એ
પલ્લાનો ઉપયોગ કરવા વખત આવ્યો હતો એ ઘરેણું પતીને આ-
પત્તિમાં મદદ કરવામાં વાપરી તેની અખંડ પ્રીતી અતીશય દ્રઢ ક-
રવા તેની ધારણા હતી. જેવી માહાલીએ બદનામી કરી હતી તેવી-
જ તેને નેકનામી કરવી હતી. આફ્‌ત આવી ત્યારથી પોતે તેમાં
મોટી મદદ કરી શકશે એવી તેને હીંમત હતી—હોંશ હતી. ઉમંગ
હતો. તે બધું બળી ગયું!! માટેજ તે રોઇ! અને તેનું ખરૂં કારણ
કોઈને કહી પણ ન શકી!! હવે એ કહેવાની કંઇ કીંમત નહોતી.
એ તો કરી બતાવવામાંજ ખૂબી હતી. તે કરતાં સુધી તેણે એ વિ-
ચાર મનમાંજ રાખવો ધાર્યો હતો પણ તે થયા વિના મનમાંજ ર-
હ્યો. તેનો પ્રસંગજ ન આવ્યો માટે તે વધારે રોઇ. પણ તે થોડીજ
વાર. કારણ તેને વિચાર થયો કે થનાર થઈ ચૂક્યું. હવે રોવાથી
ઉલટી પોતાની નબળાઇ વધારે જણાશે. તેણે છાતી મજબુત કરી.
આંસુ ખાળ્યાં ને વિમળાને ઉલટી હીંમત દેવા લાગી "કંઇ નહીં
બેન ધભરાય છે શું કામ? આપણાં પ્રારબ્ધજ ફુટચાં તેમાં કોઇ
શું કરે! આમાં એ નિમીત્ત થયાં, મીલ ક્યાં એ બાળવા ગયાં હતાં?"

થોડી વાર એ કથા ચાલી સહુસમજ્યાં કે કામ તો માહાલીનું!
એટલા માટેજ તેણે રાતે કજીયો કરીને વિદ્યાને કાઢી! પણ અરે હ-
વંદને ક્યાં તે કાઢવા ગઈ હતી! એમ પ્રશ્ન કરી વળી વિદ્યાએ મન વાળ્યું
તેણે બીજી રીતે પણ મન વાળ્યું. ખેર તેણે મીલકત ખોઇ સ્ત્રી-
ધન પીયરનું પલ્લું ખોયુ તો પણ એક વસ્તુ મેળવી! તે બધાંથી વ-
ધારે કીમતી. અમુલ્ય. બીજા એથી બમણા રૂપીયા ખરચના પણ
ન મળે તેવી વસ્તુ મેળવી. પતી ઉપરનો પ્રેમ! તેને જે જખમ થ-

મો હતો તેને બીલકુલ સાંધ પણ ન દેખાય એવો રૂઝવનાર મલમ એ આધારેજ તેણે મન વાળયું.

મન વાળયું તો પણ કંઈ સાલ્યા વિના રહે! ઘા ઉપર લૂણ પડે તે બળ્યા વિના રહે! ! બળે પણ કરવું શું ? તેનો કંઇ ઉપાય? સહુએ જુદા જુદા ઉપાય બતાવ્યા. એક કહે પોલીસમાં કહો બીજી બોલી "તારકરો" વિદ્યાની તેમ કરવામાં હીંમત ન ચાલી સહુના મતે આખર એ ઠર્યું કે હર્ષદને આ હકીકતનો તાર કરવો એ પછી મુનાસબ જણાશે તે ઉપાય લેશે !! તાર કર્યો ! પણ સહુના કરતાં વિદ્યાને હર્ષદનો વધારે અનુભવ હતો. તે જાણતી હતી કે એ કંઇ કરવાના નથી ! ખેર તે તુરત મુંબાઇ તો આવશે. પણ આવીને શું કરશે? કરજદારોને ક્યાંથી આપશે ? સિદ્ધપુર ગએલ ભાટીઓ મદદ કરશે એટલે તેનો જંપશે ને બધું ઠેકાણે પડશે. વિદ્યા ગડમથલ કરવા લાગી. વળી તેને તે સાથેજ નવો તર્ક થયો. બીજા બધાંતો વેરાયાં પણ એ તથા વિમળા ધુંચવણીમાં પડયાં; તાર કર્યો એ જબરી ભૂલ થઈ સિદ્ધપુરવાળો સારી હકીકત જાણશે તો પાઇ પણ નહી ધીરે ! હવે તાર શીરીતે પાછો પણ વળાય ! વળી સંતાપ થયો; આફતનું ભૂત એક રૂપથી ડરાવતું તેને હાંકી કહાડતાં એટલે વળી બીજા રૂપમાં વળી ત્રીજા રૂપમાં દેખાતું.!! આ બીજું રૂપ થયું ઘડીવાર તે સાલ્યું. તેનું નિવારણ એમ કયું કે એ કાંઇ એવા મુર્ખ નથી કે એવું જણાશે તો તારની વાત તેને કરશે ! ત્યાં ત્રીજુ રૂપ દેખાયું. જે ચાર પાડોશીને સલામતી માટે–પોતાના ઉપર ભવિષ્યમાં વિપત્તિ ન આવે માટે બોલાવ્યાં હતાં, તેજ વિપત્તિ કર્તા થઇ પડયાં. તેમણે વાયુની પેઠે વાત પ્રસારી. બધે હોહો થઇ ગયું. ભરમ ફુટી ગયો. આ રૂપમાં જે ભૂત દેખાયુ તથી વિદ્યા ડરી ! ને હતું પણ ડરવા જેવુંજ ! કારણ જો કોઇને ન બોલાવ્યાં હોત તો બાહાર કેહેવા થાત કે ડોશી બધું મુંકી ગયાં છે તેમણે કુંચીયો મોકલાવીને તેવીજ મતલબનું કહાવ્યું હતું તે કામ લાગત બાંધી મુંઠી લાખની ગણાત!! ને ભરમની દુકાનદારી નભી જાત ! પણ તે તો સહુને બોલાવીને ભરમ ફોડયો ! હવે થયું તે ન થયું થાય ? શું તેઓ મુર્ખ હતાં કે વારંવાર ભૂલો કરતાં હતાં? ના કુદરત તેમની સાવચેતીને ભૂલના રૂપમાં બદલી નાંખી પોતાને

ભાવ ભજવતી હતી, તેમના ડાહાપણનાં કૃત્યોથી તેમને માર ખ-
વરાવતી હતી, અને વધારે બળાપો પણ તેનોજ હતો. બે કલાકમાં-
તો આખા મુંબઇમાં વાત ચાલી. ને તે વળી આફતના ભૂતે જુદાજ
રૂપમાં લોકોને બતાવી, "હર્ષદ કરજદારોને ભૂલવવા આગળથી નાશી
ગયો ને પાછળથી ડોશીને નસાડી હવે આ એરાં ઢોંગ કરે છે"
લોકોએ એજ વાત માની. દુખી બાપડી વિદ્યા !! તેના અંતઃકરણ-
માં ઘા વાગ્યા તેની દયા ખાવાને બદલે લોક તેને ઢોંગ ગણવા લા-
ગ્યા. તોબા ! પ્રભુ !! વિપત્તિ કોઈપર ન આવશો ! કેવી વીટંબના !
એ કેમ સહેવાય ! પણ ન સહેવાયતો થાય પણ શું ? તમામ શે-
હેર એ વાત માની બાર વાગ્યા સુધીમાંતો આ છેડેથી તે પેલા છે-
ડા સુધી વાત ફેલાઇ ગઇ ને ચાર વાગે તો માળા તથા મીલના
બંગલાપર કાચી ટાંચ પણ આવી. વિદ્યા વિમળા સાથે તેને ઘેર
ગઇ તે વખત તેમના ચહેરા કેવા થઇ ગયા હતાં ! તેમના મનમાં
શું શું થતું હતું ! તે પ્રભુ જાણે કે તેઓજ જાણે !! લોકોને મોં
બતાવતા પણ તેઓ શરમાતાં હતાં. લોકો તેમને ભાંડતાં અને પા-
ખંડી ગણતાં હતાં. હરી હરી !! તે કયા અપરાધ માટે ! સારે-સુ-
ધે નીતીને માર્ગે જવાથી વાંચનાર ડગવું નહી ! હીંમત ન હારવી !
ઈશ્વરનો ખેલ એવોજ છે ! કસોટીએ એમજ ચઢાય છે !!

દુઃખી વિદ્યાને હવે ક્યારે સુખ થશે? પ્રભુ કરશે ત્યારે. હજી
તો તેના દુખની શરૂવાત છે. હજી તેનો વિપત્તિ સૂર્ય પહોર દીવસ
જેટલો ચઢયો હતો. હરી હરી !! તે જે થશે તે સેહેશેને આપણે
જે થશે તે જોશું.

સવાર પડયું આગલા દિવસના સવાર કરતાં પણ એ સવાર
વધારે દુઃખદ નિવડયું, તારનો જવાબ આવ્યો નહોતો. હજી જવાબ
કેમ ન આવ્યો ? એજ વીટંબનામાં આખી રાત ગઈ હતી હવે તે-
નો તો છેડો આવ્યો શું ? તારનો જવાબ આવ્યો. શો? ઝટપટ ક-
હી દો. શું કહીએ ? હર્ષદરાય સિદ્ધપુર આવ્યાજ નથી. આવો જ-
વાબ તેના જે મીત્રના સીરનામાના ઠેકાણાથી તાર કર્યો હતો તેણે
દીધો; ભોગ લાગ્યા !! તેણે બધું જાણ્યું તે તો ખેર ! જપ્તી આવી
ચૂકી હતી પછી બીજું શું થવાનું હતું ? પણ તે ગયો ક્યાં ?

"હાયરે ! તે શું નાશી ગયા ? વ્રજવલ્લભની પેઠે એક દુષ્ટા

સ્ત્રીને પરણવા માટે દેશનિકાલની સજા ઉઠાવવા ગયા? અરેરે! મા-
રી પાસે તો પુરાવા છે! હું દુષ્ટા નથી! આવો મારી સાબીતી જુ-
ઓ! હરી હરી! મારૂં શું થવા બેઠું છે!!" આમ બોલતી બો-
લતી વિદ્યા ધરણીપર ઢળી પડી. તેને આકરો તાવ ચઢી આવ્યો!!
તે ઘડીમાં બકવા ઘડીમાં રડવા અને ઘડીમાં સાવધ થઇ હીમત પ-
કડવા લાગી! પણ તેની હીંમત ટકતી નહોતી શી રીતે ટકે? કઇ
આશા ઉપર ટકે? ભવિષ્યમાંતો અંધારૂ હતું! પોતાને માટે નાશી
જાય એ બુદ્ધિથી અસંભવિત ગણે પણ કરજ માટે નાશી જાય એ
શું અસંભવિત હતું? ન્યુસ આવ્યું તેમાં પણ એજ વાત કે "હ-
ર્ષદ મુંબઇ છોડી નાઠો ને ઘેર જપ્તી થઈ ડોશી પણ નાઠી ને બૈરી
કકળે છે!!" હરી હરી!! એ નવી વળી પીડા! તે જ્યાં હશે ત્યાં
આ દુ:ખદ વૃતાન્ત જણાશે. પછી તે શું કરશે? જેમ પ્રભુ બુદ્ધિ
દેશે તેમ કરશે તે તો આ વિનાશકાળ છે ત્યારે શું તેની બુદ્ધિ પણ
વિપરીત થઇ જશે? તે વિપરીત કર્મ આત્મઘાત કરશે? કોણ જા-
ણે! કોઈ મુરબ્બી નથી! કોઇનો આધાર નથી સ્ત્રીપર સંપૂર્ણ શ્રદ્ધા
નથી કે તેનું અવલંબન તેનું સ્નેહાકર્ષણ તેના આત્માને ખોળીયામાં
પકડી રાખે? એ મરેતો હું પણ મરૂં અને છુટું મારી બાનું થયું
તેમ મારૂં પણ થાયજ! પણ તે પણ ક્યારે?"

આવીજ મતલબનું વિદ્યાનું જાગૃત અવસ્થામાં વિચારવું.
અને બેભાન અવસ્થામાં બકવું થતું હતું. વિમળાને પુરી વીડંબણા
આવી પડી એક તરફ સાસુ મરણતોલ થઇ પડી! બીજી ગમવિ-
દ્યા મરણતોલ થઇ! સસરાપણ પુને અને વરપણ પુને! એકલીએ
કરવું શું? પણ તેણે હીંમત રાખી! સવારના સાતથી તે અગી-
યાર વાગ્યા–સુધી જે દુખમાં વિમળા તથા વિદ્યાએ બે ચાર કલાક
કહાડયા તે તો પ્રભુ જાણે છે?!

કેમ ચાર કલાક પછી શું થયું? વિદ્યા તો બેભાન પડી હતી.
પણ વિમળાએ જોયું કે તાર આવ્યો!! "હા હવે પોતે સિદ્ધપુર
પહોંચ્યા હશે તેથી જવાબ આવ્યો!! આનંદ થયો!" વિમળાએ
તાર લીધો પણ અફસોસ! એ વળી આફતના ભૂતનું નવુંજ સ્વ-
રૂપ હતું! એકલી વિમળાએ દીઠું. તાર વાંચ્યો ને ધભરાણી! તેની
આંખમાં આંસું આવ્યાં. થોડીવાર પછી પાછી સાવધ થઇ. કુશળ-

તો છે? પ્રભુ જાણે. તેણે તે તે વખત કંઇ કહ્યું નહીં, તે વખત કહેવું તેને સલાહ ભરેલું લાગ્યું નહીં. તાર ફાડી નાંખ્યો. કવર રાખ્યું અને પછી વિદ્યાને સાવધ કરી.

"બેન ઓ બેન! તારા પ્રાણનાથનો તાર આવ્યો"

હે! શું તાર આવ્યો!" તે વ્હેબાકળી થતી બેઠી થઇ. "શું લખ્યું છે? ક્યાં છે?"

વિમળા ફીકી પડી ગઇ તોપણ હીંમત રાખી બોલી "તને બોલાવે છે. કર તૈયારી જગુદન સ્ટેશને છે."

વિદ્યા તેને પગે લાગી બોલી "ઓ મ્હારી મા! તારા વીના મને એ વધામણી કોણ આપે?" વિમળાને આ બોલ ઘા જેવા લાગ્યા! તેની આંખમાં આંસું આવ્યાં પણ તેને તે આડું જોઇ ખાળ્યાં! વિદ્યાએ તે જોયાં નહીં. તે બરાબર હવે તે સાવધ થઇ. અને બોલી.

"ક્યાં છે તાર! જોઉં? બસમહીં એટલુંજ લખ્યું છે!" વિદ્યાએ લાંબો હાથ કરી તાર માગ્યો.

વિમળા ફીકી પડતી ગઇ તેણે માત્ર જવાબજ દીધો કે "તારમાં તે બીજું શું હોય?"

"પણ મને તારતો બતાવ્ય, જોઉ મારા પ્રીયતમનો સંદેસો? હા તે મારી સાથે બોલ્યા!! મને કહ્યું કે પ્રિયાએ મુંબઇમાં દુખનું પાદળ વરસે છે તેની નિચેથી નિકળી અહીં એકાંત સ્થળમાં આવ્ય હા મને એમજ કહ્યું. પણ તેમને બતાવતો ખરી! કે જુઠું બોલે છે? વિદ્યાએ માગણી જારી રાખી "લેને ત્યારે બતાવવું" એમ ઢોંગ કરીને વિમળા ઉઠી. લીફાફો હાથમાં લીધો. માહે કંઈ ન મળે. "અરે મેં ક્યાં મૂક્યો? સાસુને હાજત લાગીને દોડી ગઇ તેમાં ભૂલી જવાયું," ઘણાં ફાંફાં માર્યા બધું ઘર શોધ્યું. તે તો શોધેજ ગઇ! ન હોય તે ક્યાંથી જડે? આખર વિદ્યા થાકી ખેર! મને તારાપર વિશ્વાસ છે! એતો મારાથી રીસાએલા છે ખરા ના તેથી હજી પડદામાં રહીને બોલે છે! કંઈ ફીકર નહીં. હું આ મનાવતા ચાલી! ભાડાના જેટલા પૈસા તો મારા હાથ પાકીટમાં છે!!" તે ઉભી થઈ! હજી તેનું દીલ સાફ હતું.

"વિમળા વધારે કચવાતી બોલી" અરે ક્યાં જાય છે? કંઈ સામાન ભાતુ બાંધ પાકીટ લેતીજા કાલનું ખાધું નથી તે ખાઈશે!!

"નહી નહી, મારાસ્વામીનુ મુખ જોયા પહેલા હવે મને ખાવું ભાવવાનું નથી એટલે ભાતાનો બોજો નાહકશું કામ સાથે ઉપાડું" વિદ્યાએ ઊભે ઊભે જવાબ દીધો.

વિમળાએ કહ્યું "તારે સારૂ નહી પણ તેને ગામડામાં ભેટ ધરવા તો લેતીજા."

"મારી પાસે અમુલ્ય ભેટ થઇ છે. મારા પ્રેમની પવિત્રતા સિદ્ધ કરવા એ બધા કગળો મેં મારા ખીસાંમાંજ રાખ્યા છે." વિદ્યાએ કબજાના ખીસાપર હાથ મુકી કહ્યું. "હવે તો બેન જવા દે!"

વિમળાએ બોલાવીને કહ્યું "અલી છેક ઘેલી ન થા. ગાડી તો પાંચ વાગે જશે. હજી તો બારે હવે વાગશે. પાંચ કલ્લાકની વાર છે માટે હું રાંધું છું તે તું નીરાંતે જમી લે. સાથે થોડી મીઠાઇ, ફળ, એક દવાની પેટી, જોઇતા લુગડાં, બધું લે. ત્યાં કંઈ આપણું ઘર છે? બહાર નિકળીએ ત્યારે તો જરૂરની વસ્તુ બધી સાથે રાખીએ. દવાની પેટી તો જરૂર લે. જો હજી તારા શરીરમાં તાવ છે! તારી આંખમાં ઘેન છે! તારા બોલવામાં ઘેલછા છે!!"

વિદ્યાએ કબુલ કર્યું કે "હા તે છે. પણ મારા પ્રાણનાથ પાસે પહોંચી એટલે કંઇ રહેવાનું નથી."

"આ તે શી બાળક મતિ?" વિમળા જરા તપી. "રસ્તામાં તબીયત વધારે બગડી તો પતી પતીને ઠેકાણે રહેશે ને ઉલટું બે કલાક વહેલું કરતાં મોડું થશે."

વિદ્યાને ગળે વાત ઉતરી. પાંચ કલાક તો કહાડવાજ! તે તૈયારી કરવા લાગી. ઘડીયાળ ઉઘાડીને જોયું "હજી તો પાંચ મિનિટ ગઇ છે."

વિમળા બોલી "ઘેલી થઇ જઈશ. એમ વારંવાર ઘડીયાળ જોયે તે કંઈ ઉતાવળી ચાલે? તેને ઉતાવળી ચલાવે પણ કંઇ સૂર્ય ઉતાવળો ચાલવાનો હતો?" વિમળા તેનો પ્રેમ તથા આતુરતા જોઇ વધારે દીલગીર થઇ. તેની આંખમાં આંસુ આવ્યાં. વિદ્યાએ તે જોયાં. તેને આશ્ચર્ય લાગ્યું તેથી પૂછ્યું "તું કેમ ફીકી પડતી ને ઉદાસ થતી જાય છે?"

વિમળાએ છુપાવ્યું "વળી એમાં પૂછેછે શું? તું ધણીને મળવા જાય છે તેથી ઊમંગમાં છે પણ મારે તો તારાથી છુટું પડ-

હું છે. હવે પ્રભૂ મેળવશે ત્યારે મળાશે” આ બાહાનાથી તેણે આં-સુને ચાલવા દીધાં. “અરેરે મારાથી તારી સાથે નહી અવાય! આવે વખતે પણ હું કામ નહી આવું?” તે વધારે રોઇ.

વિદ્યાએ હિંમત દીધી “તું કામ ન આવી હોયતો તો હું ક્યેહે-લી મરી ગઇ હોત! અને અવાયતો શી રીતે! આવાં સાસુજી ને છેક એકલાં મૂકીને કંઈ અવાય? મ્હારે એટલી બધી જરૂરત પણ શી છે? શું સાસુની ઉમરભર કરેલ ચાકરી ધુળ મેળવવી છે? બાર માસથી અટકી ગયાં છે! તે દીવસમાં દસ વખત ઉપાડવાને મૂકવાં. બે મહીનાથી ઝાડો થયો છે તે પંદર વખત ધોવાં, લુગડાં બદલવાં ને ઠીબડાં નાંખવાં. તેમાં વળી મીજાજ એવો કે જરા વાર થઇ કે, વાંકું પડયું તો માબાપ સામી ગાળો ને રાંડવીના વાત નહીં. તોપ-ણ ધૈર્યથી સાંખવું ને એક નિષ્ટાથી ચાકરી કરવી, એતો તારાથીજ બને! તને ધન્ય છે બેન! બાર મહીનાથી દેવ દર્શન રમત ગમત જે ગણોતે સાસુનો ખાટલો છે! તોપણ કાયર થઇ છે? આ સેવાના પુન્યનું ફળ પ્રભૂ આપશે! આપ્યુંજ છે સ્વામીનો અતુલ્ય પ્રેમ છે તે આથી કેટલો સુદ્રઢ થએ જાય છે! પછી શું જોઈએ! પડોસ-માં પણ બધાંનું જે હોય તે કરી છુટે છે તેથી કેટલી સુવાસ છે? લક્ષાધીપતીને માન ન મળે એટલું માન આ માળામાં તારૂં છે “વિ-મળા બેન” શીવાય વાતજ નથી. વિદ્યા તો ચાલી “વિમળાએ તેને અટકાવી “:અરે! તારી સાથે માણસ કોણ? જોની કોઇ ગુમાસ્તા કે નોકર ચાકર પણ છે? હા. એજ શામલો નવરો થયો છે ને પરદેશી છે. તેથી ઠીક પડશે એને બોલાવું.” વિદ્યાએ પણ પુષ્ટી આપી “હા ખાસો” વળી મારે તે શાહેદીમાં પણ કામ આવશે. એને મોહોજ બધું કહાવીશ.

વિદ્યા બધાં દુઃખ ભૂલી ગઈ આટલીવાર તેની બુદ્ધિ તંન બધું નકામું હતું માટે તે ઊદાસ હતી હવે તે પતી સેવામાં કામ લાગશે એવી આશા બંધાઇ. તે કેવી રીતે કામે લગાડવું તેના ઉમંગ ઉ-ઠ્યા એટલે તે પ્રસંન થઇ. ખીલતી ગઇ. વિમળા ઉદાસ થતી કુમ-ળાતી ગઇ. આખર વખત આવી પહોંચ્યો. વિદ્યા તૈયાર થઈ. વિ-મળા સાસુને પડોસણને સોંપી સ્ટેશન સુધી મુકવા ગઇ!! બંને તન છૂટાં પડતાં ખુબ રોયાં ભેટયાં ને જુદાં પડયાં.



## પ્રકરણ ૮ મું.

### શીખરણી.

દીધી ટેકી હાથે–ગરદંન કરી લાંકી લમણે.
કીધી નીચી દ્રષ્ટી પિયુ ભણી ભરી આંસુ નયને;
ન ચીંતા પોતાની અતિશય બળે સ્વામી દુ:ખથી.
દુખી શીકી ગાંડી થઈ ગઇ અરે રે સુખી રથી. ! !

આજુબાજુ કાંટાની વાડવાળા એક ગાંમડાના ઘરમાં તેના ઝાંપામાં થઇને વાંચનારને સવારના દસ વાગે જવુ પડશે. આંગણા તથા ઓશરીની સફાઈ,–ઘરની આજુબાજુ તથા અંદરનું લીપણુ,–અને પછવાડેના વાડામાં શાકભાજીના છોડ તથા વેલાની ગોઠવણ ઉપરથી સમજાતું હતું, કે તે કોઇ મહેનતુ અને હોંશીયાર માણસનું કામ છે. ઓરારીમાં એક મરદ પીસતાલીશેક વર્ષની વયનો ઊઘાડે દીલે જાણે કોઇ સુકો પહાડ પડયો હોય તેમ જમીન ઉપરે પડયો હતો. પગથી તે માથા સુધી એ પહાડપર સુકું ધોળું ઘાસ–વાળનું–ઊગ્યું હતું. ને તેમાં પેટ, લમણા, ગાલ, આંખોના ખાડાઓ ઉપર, નાક કાંનની ગુફાઓમાં તથા બગલની ખીણોમાં પણ એજ હાડ હતો. નાની મેલી પોતડી જાણે તેમાં માટીની ખુલ્લી જમીન. અને તેમાં ધોળાં થીગડાં જાણે પથ્થરની પાટો હોય. તેવાં દેખાતાં હતાં. ધોળી જનોઈ અથવા સુકી રેતીવાળી નદી, તેના જમણા ખભાપરથી નિકલીને છાતીના તથા પેટના ખાડાપર થઇને નીચે જમીનપર પડતી તેની નીચેજ અદ્રસ્ય થતી હતી. અને તેની મૂળ ઊતપત્તિ માથાના નમવાથી ખભાને જમણો કાન અડતો હતો તે ગુફામાંથી હશે એમ કલ્પના થતી હતી. આવા સુકા નિસ્તેજ પહાડપર બીજું તો કોણ હોય–માત્ર મક્ષીકા–નામે પક્ષી ઠામ ઠામ ઊડતાં બેસતાં દીસતાં હતાં. તેની આસપાસ જાણે વાદળ વીટાયું હોય તેવું એક ધોળું ધોતીયું કંઇ તેના દીલપર અને કંઇ ભોયપર પડેલું–તેના મનથી તેણે

ઓઢેલું હતું. અને તેથી તેનું શરીર જેટલું તે નીચે આવ્યું તેટલું ભીનું--પરશેવાથી--થયું હતું. આપણે તેને પહાડનું રૂપ આપ્યું તે-માં વિઘ્ન ન આવે માટે જો કે તેના મોંપર--નાકપર અને બીજે દીલપર માંખો બણબણતી હતી--તો પણ તેમને તે ઊડાવવા હાથ પણ હલાવતો નહોતો. એવો તે--પહાડની પેઠેજ સ્થિર પડ્યો હતો.

આવો સુસ્ત માણસતો ઘરમાં આવી સફાઈ ક્યાંથી રાખે ! ત્યારે કોણે રાખી ? પ્રશ્નનો ઊતર દેવાજ અંદરના ઓરડામાંથી તેની સ્ત્રી ઘરૂણી--નીકળી ઓસરીમાં આવી. આ ત્રીશ વર્ષની બાઈએ જુ-નો થીગડા વાળો પણ સ્વચ્છ સાડલો પહેર્યો હતો એજ તેના તન-પર લુગડું હતું. હાથમાં બે લાકડાનાં કાળાં કાચલાં--એજ માત્ર તેના તનપર ઘરેણું હતું. તો પણ તેના મુખપર તેજ તેની આંખમાં નમ્રતા અને શરમ--તેના શરીરમાં સુકુમારતા અને તેના વર્ણમાં ગૌરતા એ બધું રમણીય કુદરતીજ હતું.

પોતાના પતિ પાસે તે આવી અને બોલી "માહારાજ આપ હવે કંઇ બહાર જઇને લઈ આવો તો છોકરાંના પેટના ખાડા પુરે. મારી ભૂખમાં એમની બૂમ મારાથી નથી ખમાતી. મારો ઘણો વ-ખત પટેલ ઘરમાં મફત રહેવા દે છે તેથી તેના પોયરામાં અને બહારથી બળતણ લાવવામાં જાય છે. તો પણ બાકીના વખતમાં બંટી બાવટો લાવું છું, પણ તેમાં એકેનું પુરૂં નથી થતું, આપણ દુર્ભાગીઓને પાશેરના સાંસા ત્યાં ડોઢશેર પુરૂં ન થાય."

માહારાજે જવાબ દીધો "માહારો હવે એકે ઉપાય નથી. ઢોં-ગધુત આવડતાં નથી નહીં તો ગરોડા ટીંપણાં ધાલીને લોકોને ફો-સલાવી ખાય છે તો હું તો નાગર બ્રામણ (વીસનગરો)છું. ગઇ વ-ખતે તેં મને બહુજ કહ્યું ને છોકરાંએ પણ રંજાડ્યો ત્યારે બાહાર ગયો. રાત પડી ગઈ ત્યાં સુધી બીજું કંઇ ન સુઝયું ત્યારે મોડું થવા દઈને પેલી ડોશીના ઘરમાં ચોરી કરવા પેઠો. કેમકે બીજાના ઘરમાં પેસું તો હાડકાં ખોખરાં થાય ! ડોશી તો ડેહની નીકળી. રાંડ આખી રાત જાગે. તેથી જેવો હું ઘરમાં પેઠો કે રડારોળ કરી મૂંકી. લોકો આવી પહોંચ્યાં, મને પકડ્યો, માર્યો, બાંધ્યો, ને છેલ્લે ઓળખ્યો ત્યારે દયા આણીને છોડ્યો; પણ હવે તો કહે છે કે આ ગામમાં આપણને રહેવા પણ નહીં દે."

બાઇએ દીલગીરી બતાવી "દુર્ભાગે ન જોઇતું ડોઢે વર્ષે છોકરૂં આવે છે. સાત મહીના થયા છે ને હવે ગામમાંથી કહાડશે તો શા હાલ થશે? આ વર્ષ તો લુગડાં પણ નથી મળ્યાં. પટલાણીએ માત્ર આ લૂગડું આપ્યું છે તે બહાર જતી વખત પહેરૂંછું. છોકરી સાત વર્ષની થઇ પણ શું કરૂં? ક્યાંથી લાવું? આ શીયાળામાં આખી રાત તાપણી રાખી આજુ બાજુ સુવાડું છું ત્યારે જંપે છે ને ઘણો વખત તો તેથી મ્હારો તે લાવવામાંજ જાય છે. ખેર તે તો ચાલ્યું! પણ હવે દહાડે દહાડે મોટાં થાય છે તે નવસ્ત્રાં પણ કંઇ રખાશે? માટે કંઇ ઉદ્યમ કરો તો ઠીક."

વાત ચાલે છે તેવામાં એક છોકરો તથા છોકરી બાહારથી આવ્યાં છોકરો પાંચ વર્ષનો દુબળો નાગો હતો છોકરી સાત વર્ષની ઉઘાડી કમરે એક ચીથરાંનો ઝાલર જેવો ચણીયો હતો. છોકરીના હાથમાં એક કાંચુ કરડેલું જામફળ હતું. આગળ તે દોડતી આવતી હતી ને વાંસે છોકરો ઢસડાતો હતો. બન્ને મા પાસે આવ્યાં છોકરી બોલી

"મા, પેલી પટેલની છોકરીએ આ થોડું ખાઇને નાંખી દીધું છે તે હુ લઇ આવીછું માટે ખાઉ?" હવે તો છોકરો પણ આવી પહોંચ્યો તેના હાથમાંથી તે ઝુંટાવવા લાગ્યો ને બોલ્યો "ના માંહેથી અડધું મને દે." બન્નેને ખેચા તાંણ થઇ માએ બન્નેને જુદાં કર્યાં. છોકરીના હાથમાંથી જામફળ લઇ લીધું અને બોલી.

"અરરર! એનું ખાધેલું તે આપણાથી કેમ ખવાય?" છોકરાં તેના મોં સામું જોતાંજ રહ્યાં ને તેણે તે જામફળ છાપરા ઉપર ફેંકી દીધું. ઘરમાંથી પાણીની લોટી ભરી લાવી અને બોલી "આવો હાથ ધોઇ નાંખો. જો આજ પછી ખાતાં." બંનેના હાથ પકડી પકડીને ધોવરાવ્યા."

છોકરી તો જોઇજ રહી પણ છોકરો બોલ્યો "તે બહુ ભૂખ લાગે ત્યારે શું કરીએ? તું કંઈ આપતી પણ નથી અને અમે લાવીએ તે ખાવા દેતી પણ નથી ત્યારે શું ખાઈએ? તેતો ગુસ્સે થઇ ગયો ને પોતાની બેનપર હાથ ઉગામી બોલ્યો "લે રાંડ! તું મા પાસે લાવી તેથી ઉલટું ખોયું"

છોકરી આઘી ખસતી ને ઉદાશ થતી બોલી "જો મા ભાઇ મારે છે! તેં નોહોતું કહ્યું કે કોઇ કાંઈ આપે તે મને પૂછ્યા વિ-

ના ખાશો તો પેટમાં દુખશે."

છોકરે ઝાંપા સામું જોયું અને સહુનું ધ્યાન તે તરફ ખેંચ્યું "બા કોક આવ્યું! પટેલ આવ્યા!! સાથે માસ્તર સાહેબ ને બીજું કોક માંદુ છે."

સહુએ જોયું તો આગળ એક માણસ માથે ધોળું ધોતીયું લપેટી બે કાંન ઢાંકી બાંધેલું—તાવમાં હાફતો તથા બેભાનપણામાં અવ્યવસ્થીત ડગલાં ભરતો—તેની આંક બાંહે માસ્તરે તથા બીજી પટેલે ઝાલી હતી ને ચાલ્યો આવતો હતો. પછવાડે પોરટરે તેનો સામાન ઉપાડ્યો હતો માહારાજ તો મીજમાંન આવતા જોતાંજ ઉઠ્યા અને નાઠા. પછવાડે વાડામાં પડેલી તુટમુટ ખાટલી ઉપર "એ વળી ક્યાં પીડા આવી" એમ કહેતા કીસમતપર કોપ કરી કોઈ જગાડે તો બોલવુંજ નહીં એવા નિશ્ચયથી સુતા. બોલે તો ઘણા પણ પછી કરવું શું? ખવરાવવું શું?

ઓસરી પાસે સહુ આવ્યા એટલે પટેલ બોલ્યા. "ગોરાણી આ મીજમાનને તમારા હાથનુંજ ખપે એમ છે માટે તમારે ત્યાં રાખજો ને બરદાસ્ત કરજો. બીચારા પરદેશી પણ સારા માણસ છે."

ગોરાણીના ઘરમાં એકજ સારો ખાટલો હતો. તેમાં ઝાઝી કારીગરી તો નહોતી પણ મજબુતી હતી. તેને જે મુંઝ ભરી હતી તે પોતાને હાથેજ વાઢેલી વણેલી અને ભરેલી હતી તે ઓશરીમાં બીછાવ્યો, પણ ગોદડું ઘરમાં પાથરવા લાયક નહોતું. પટેલે તે પોતાને ઘેરથી મંગાવી આપ્યું. માંદો માણસ તેપર બેઠો. માસ્તર તથા પટેલ તેની બરદાસ્ત કરવા તથા જોઈતું કરતું પોતાને ઘેરથી લઇ જવા કહી થોડીવાર પછી ગયા.

ગોરાણી—પારવતી—મનમાં બડબડી "અરે પ્રભૂ! નાતવરો તો પછી પણ એક પરોણાની ચાકરી કરૂં એટલી પણ મારી શક્તિ ન રાખી? તન મનથી તો ચાકરી કરીશ. પણ સાધનનું શું કરવું?; માગી તુગીને આણીશ." તેણે હવે પરોણા ભણી ધ્યાંન પહોંચાડયું" બાઈ આપને તાવ આવ્યો છે?

"હા બેન તાવ આવ્યો છે ને ભૂખ્યો પણ બહુ થયો છું જરા દશમી કરી આપો તો ગળે ઉતરે."

આપ જરા લોટો હું દુધની તજવીજ કરૂં "જીભે તો કહ્યું પણ મનમાં વિચાર થયો "હે! પ્રભુ શું કરૂં! એજ પટેલ" છોકરી બોલી. "મા હું સવારની ભૂખી છું તોપણ નથી બોલતી તે દશમી બાઇને દેજે પણ થોડું દુધ તો મને પાજે. ચાલ હું સાથે આવું. મને બહુ ભૂખ લાગી છે" કરગરતું મોં કરી માનો છેડો ઝાલી તેના મોં સામું જોઈ તેને પટાવવા લાગી "જો તેમને પેલું જામફળ પણ નથી ખાવા દીધું ખરૂં?"

હવે પાર્વતીની આંખમાં આંસુ આવ્યાં. તેણે તો તે ખાળ્યાં પણ દુ:ખીની ગત દુખીએ જાણી તેણે પોતાના ખીસામાંથી પાકીટ કાઢયું તેમાંથી બે રૂપીયા બાહાર કાઢયા ને પાર્વતી ભણી ફેંકી કહ્યું.

"લ્યો બેન હું તમારી સ્થિતિ સમજયો. મને તમારી બહુ દયા આવે છે. આજતો એમાંથી સામાન લાવો. ને થોડી રોટલી તથા બાકી શીરો કરો. તમે સહુ જમજો ને મારાથી ખવાશે તે હું પણ આઈશ. મારે માટે થોડું થોડું દુધનું જૂદું કરજો."

છોકરાએ રૂપીયા ઉપાડી લઈ માને પૂછયું 'મા, આ પૈસા ધોળા કેમ છે? અમને તો કોઇ પાઇ આપે છે તો તે રાતી હોય છે અહાહા!! કેવા ઝગઝગે છે. જાણે ઘરેણું !!

છોકરી પ્રસન થતી બોલી "નહી નહી! એનો તો મા શીરો કરશે શીરો! તે દી મા માંદી થઇ ત્યારે પટેલે નહોતો કરાવ્યો! તે શીરો!! અહાહા! મા ઘી લેવા માટલું લઉં કે? હા મને પહેલાજ થોડો ગોળ આપજે એટલે મારૂં તો પેટ ભરાઇ જશે."

"તમે કચકચ કરોમાં જાઓ. વચમાંથી ભાઇ કેમ આંસું આવ્યાં! માથે દરદ બહુ થાય છે?" પાર્વતીએ મીજમાનને પૂછયું.

"ના બેન મને આ સુદામાજીનું ઘર જોઇ દુ:ખ થયું. તમે સુખેથી જાઓ હું છોકરાંને ભાતું આપુંછું. ભાઇ લાવ્ય પેલો મારો કાગળ લપેટેલો કંડીયો" છોકરાને કહ્યું. બન્ને ભાઇ બેન મળી કંડીયો ઉપાડી તેની પાસે લાવ્યાં પરોણાએ તે ઉઘાડયો. કોપરાં પાક પેંડા અને બરફીથી તે પુરો ભરેલો હતો તે છોકરાંને આપતાં તે બોલ્યો "આ તમે લઇ લ્યો. ખાઓ સુખેથી ચોખ્ખું છે." છોકરાં તો પહોંચ્યાં માંહે હાથ નાંખ્યા.

પાર્વતીએ તેમને અટકાવ્યાં છોકરી બોલી "મા ભાઇ એકલો

ખાઇ જશે માટે તું ભાગ પાડી આપ બાપાને પણ આપીશ કે ? એ બિચારા ભુખ્યા આ-બાઇ આવ્યા ત્યારના વાડામાં જઇ સૂતા છે."

પાર્વતી બોલી "વીરા ! આપને એ મુસાફરીમાં કામે લાગશે આ રાંક ગામમાં પછી નહીં મળે. માટે આપની ઈચ્છા છે તો બે કટકા છોકરાને આપું છું." એકેકો કટકો છોકરાંના હાથમાં દઇ તેણે કંડીયો બંધ કરવા માંડયો. છોકરાં તો ખાવા મંડી ગયાં ને બોલ્યાં "આહાહાહા ! મા ! ગળ્યું ગળ્યું !! જાણે લાડુ !! અહાહાહા ! મજા પડી રે મજા પડી" !! તેઓ કુદવા લાગ્યાં.

માંદો માણુસ બોલ્યો તે ગદગદ કંઠ થઈ ગયો "ના માજી. આ રાંક ભેટ મારા ભાંડુને આપું છું. તેમાં ના ન પાડો. હું ઘર સમજીને ઉતર્યોતેમ તમે પણ મને ઘરનોજ પોતાનોનાંનોભાઇજસમજો."

પાર્વતીએ તે સ્વીકાર્યું. ભલી સ્ત્રીને સ્વામીનો વિચાર આવ્યો તે બીચારો પ્રસંન્ન થશે જાણી તેણે તેમાંથી ચાર કટકા બીજા મોટા બરફીના લીધા ને ખોળામાં મુકી સ્વામીને ઉઠાડવા ગઇ. છોકરાં આ-ગળથીજ પહોંચ્યાં; શોર બકોર કરી મૂક્યો "બાપા ! ઓ બાપા ! લાડુ જેવું ખાવાતું બાપા" !!

માહાશંકર માહારાજે માથે કદી ન ઉઘાડવું એવા નિશ્ચયથી ઓઢયું હતું અને વાડામાં દૂર થઈને સૂતા હતા તેથી આ વાત તે-ઓ જાણુતા નહોતા. તેમણે જાણ્યું કે વળી છોકરાં શેકવા આવ્યાં તેથી પાસું મરડતા બબડયા "મુવો હું ફરી ફરીને થાકી ગયો હતો માંડ ઊંઘ આવી હતી ત્યાં વળી જગાડયો ! લાડુની વતી આ મારાં સુકાં હાડકાં છે તે ચુસો ! રાંડનાં અકરમી ! ઢેબરાંનું ઠેકાણું નથી ત્યાં લાડવાનું મન થાય છે" તે તો પાછા પોતાના ધોતીયામાં નખ-સીખ લપેટાયા. પાર્વતી પાસે ગઇ.

"માહારાજ આપ ઊઠો આ કોઇ ભલા મીજમાન આવ્યા છે." તેનું વધારે કોણુ સાંભળે ? સાંભળીને શું કરે ? તે બોલ્યો. "ભોગ લાગ્યા ! તેને વળી શું ખવાડશું ! હાય હાય ! પ્રભુ મારી ફજેતી શું કામ લૂટાવે છે? તેં શુ કામ એને ઘરમાં ઘાલ્યો. હું તો ક્યાંહી નહી જાણું હવે ખવરાવ્ય તું. શું ખવરાવીશ તારાં કાળજાં ?"

પાર્વતી ખસીયાણી પડી ગઇ. કારણુ તેનું શોર બકોરથી બો-લવું ઓશરીમાં સંભાળય એવું હતું. પરોણાએ તે સાંભળ્યું હશે

અને તેથી તને દુઃખ થયું હશે એમ તેણે માન્યું. તેથી તેને વધારે બોલતો અટકાવ્યો. કાળનો માર્યો ભુખ્યો તરસ્યો–રખે સારા માણસને ગાળ દઇ બેસે! અરે તેથી વધારે ચીડાય તો લઢીને બાહાર કાઢે એવો ક્રોધી હતો તેને ઠંડો પાડવા કહ્યું. તે વધારે પાસે ગઇ અને બોલી "બસ માહારાજ બસ કરો. મારૂં પુરૂં સાંભળો."

ગુસ્સો ઊછળ્યો. તેના માથામાંથી છેક પગમાં ગયો ને પગ ઊછળ્યો તેથી પાર્વતીના પેટપર છરતી લાત વાગી. "શીવ! શીવ! શીવ!" કહેતી તે ભોંય પડી ગઇ. છોકરાં "ઓમા! ઓ બાપા!" કરતાં રોવા લાગ્યાં. "રંગમાં ભંગ થયો" માંદા માણસે પણ તેના પડવાનો ધબકારો સાંભળ્યો પણ પોતે ત્યાં જશે તો ભલી સ્ત્રીને વધુ દુઃખ થશે. તેનો ફજેતો ન જોવો–ક્રોધીને ન છેડવો. એ વિચારેથી તેણે ત્યાંજ આંખમાં આસુ લાવી તેની દયા ખાધી. થોડીવારે કળ ઊતરવાથી પાર્વતી ઊઠી. મીઠાઇના વેરાએલા કટકા વીણી લીધા, થોડા ભાગી ભૂકો થયા ને બાકી રહ્યા હાથ આવ્યા તે ધૂળ વાળા!! "અકરમીના પડીયા કાંણા" પણ તેને બૈરી એવી મળી હતી કે તેના જેવા સકરમી શ્રીમંત અને નૃપતિ–પણ થોડાજ હશે. તેનો વાંક પોતે માફ કર્યો છે એમ બતાવતી થકી તે બોલી.

" આ મીઠાઈ આપને ખાવા સારૂ એ ભલા મીજમાંને આપી છે તે લ્યો. હું જાણું છુ કે આપ દરીદ્રતાથી કાયર થયા છો તો હું હવે આપને શ્રમ નહીં દઉ. મારાથી બનશે તેવું કરી ચલાવીશ. હાલતો પ્રભુએ રાડ સાંભળી આ મીજમાનને મોકલ્યા. તમણે બે રૂપીયા દીધા છે ને શીરો કરવા કહ્યું છે પ્રભુ કેવો કૃપાળ છે. જ્યારે છેક ભાખરીના સાંસા થયાં ત્યારે શીરો મોં આગળ મૂક્યો!! કોઇ દહાડો તેણે ભૂખ્યાં સુવાડ્યા પણ નથી ને સુવાડશે પણ નહીં નિશ્ચય રાખો. દાંત આપ્યા છે તે ચાવણ આપશેજ.

માહાશંકર તો મીઠાઇ લાવી સાંભળ્યું ત્યારના બેઠા થઇ ગયા હતા. તેનું પુરૂ સાંભળી મીઠાઇ લીધીને ત્યાં ત્રણ કોલીયામાંજ સ્વાહા કરી ગયા પછી બોલ્યા " તને વાગ્યું તો નથી ના?" શેનું વાગે? નબળા શરીરની નબળી લાત ને તે વળી માંદાનાજ ભાગ્યે છરતી વાગી, નહી તો ભારેવાયા પેટપર બરાબર વાગી હોત તો બાઈ અને પેટમાંનુ છોકરૂં બેઉ ત્યાંજ પુરાં થાત. પારવતી પાછી વળતાં બોલી

"હ્યો હવે તમે એમની આસના વાસના કરજો એમનું માથું દુખતું હોય તો ચાંપો. છોકરાં તમે પગ ચાંપજો. હું હમણાં આવું છું."

બાપ છોકરાએ નાસ્તો કર્યો હતો માહારાજની બ્રહ્મ ખાડતો ન ભરાઈ. પણ તેમાં શીરો પડવાનો હતો એમ જાણી તેમણે આ ખાંડના લુખા સુકા ભુકાથી ભરવી દુરસ્ત પણ ન ધારી. પાર્વતી સીધું લેવા ગઇ. માહારાજ મીજમાંન—યજમાન-પાસે આવ્યા, તેનાં વખાણ કર્યાં, તેને આશીરવાદ દીધો, ને પોતે માથું ચાંપવા બેઠા. છોકરાં પગે વળગ્યાં ને માહારાજે પોતાનુ પુરાણજ ચલાવ્યું. તેમ હું હવે હર્ષદનુ પુરાણ ચલાવું.

તમે જાણ્યુંજ હશે કે આ માંદો માણસ હર્ષદ હતો. રસ્તામાં વસઇને સ્ટેશનેજ અપશુકન થયા. સાથેનો માણસ થર્ડ ક્લાસમાં હતો. તેને દીશાની હાજત થઈ; ઉતર્યો, ને ગાડી ચાલી ગઈ, શેઠને તો સુરત આવ્યું. પોતે તેની ખબર લેવા ગયા, ત્યારે મુંબઇથી તે ગાડીમાં આવતા બીજા પાસેનજરોએ કહ્યું તેથી ખબર પડી, પોતે તેનું પોટલુ લઇ આવ્યા. ત્યાંના સ્ટેશન માસ્તર મારફત તેને પાછો મુંબઇ જવા તારથી ખબર આપી તથા ખરચી મોકલી. બીજે દીવસતો પોતે બહુ કરીને પાછો ફરવાનો હતો પછી તેને શું કામ ફેરો ખવરાવે? પોતાને તે કામ ન આવ્યો. તેની બહુ જરૂરત પણ નહોતી એમ તેણે ધાર્યું. પણ તે ધારવું આખર ખોટું પડયું. સવારે અમદાવાદ આવ્યો ને ત્યાંથી સ્ટેટ રેલવેમાં સવાર થયો. ગાડી ચાલીનેંજ તબીયત બગડી. પૂર જોશમાં તાવ આવ્યો ઊલટી ને ઝાડો પણ શરૂ થયાં. તે ધભરાયો તો પણ કેટલેક સુધી ઘસરડયું, જાગુદનનું સ્ટેશન આવતાં તે હીંમત હારી ગયો; હવે તો ઊતરવુંજ જોઈએ. ટ્રેનમાં-એકલાં ઠીક ન પડયું. તે ઊતર્યો. સ્ટેશન માસ્તર મુસલમાંન, તેના તાબાના માણસો બધા પરદેશી હીંદુસ્તાની, સહુએ સેકન્ડ ક્લાસનો પાસેંજર જાણી બરદાસી કરી. ગામમાં એક વીસનગરા નાગરનું ઘર છે; તેની સ્ત્રી પણ ભલી છે, તે ચાકરી કરશે, ને ખાવા પીવાનું પણ ઠીક પડશે, એમ જાણી ત્યાં ઊતરવા કરાવ્યું, ને આપણે જોયુ તે રીતે તે આવ્યો, ઊતર્યો, ને તુરતજ પ્રભુએ તેની સેવામાં ચાર ચાકર સોંપી દીધા.

માહારાજની વાત પૂરી સાંભળી તેણે પ્રભુનો પાડ માંન્યો.

"અહો! મને પ્રભુએ દીલાસો દેવાનેંજ અહીં ઊતાર્યો.! હું જાણતો હતો કે મ્હારાપર દુ:ખનો પ્હાડ આવી પડયો પણ પ્રભુએ બતાવ્યું કે દુ:ખના પર્વતો ઉપાડીનેજ ફરનારા–માણસો પણ દુનીયાંમાંજ વસે છે. અહા! તેના કરતાં મારી સ્થિતી કેટલી ચઢતી છે? પણ એક વાતમાં તે મારાથી પણ ચઢે તેમ છે. ભલી બેન પાર્વતી! તે મોટાની છોકરી નથી છતાં ખરી મોટાઇ એનામાં છે. તે ભણી નથી છતાં એનામાં ઊત્તમ જ્ઞાન છે." તે વધારે વિચાર કરવા જતો હતો તેવામાં તેને દસ્તની હાજત થઇ. માહારાજે તેની ગોઠવણ વાડામાં કરી આપી ને પાર્વતી પણ આવી પહોચી.

એક, બે, ત્રણ, ને ચાર દસ્ત થતાં તો તેની ખાટલામાંથી ઉઠવાની શકતી ગઇ; ઉલટીનું જોર પણ વધ્યું; તેણે માન્યું કે મને કોલેરા થયો. પાર્વતી ખાવાપીવાનું પડતું મૂકી તેની ચાકરીમાં લાગી ગઇ હતી; એટલુંજ નહીં, પણ ઘરના બધાં માણસોને તેમાં વળગાડી દીધાં હતાં; તેની ઉલટીની સવડ દીશા જવાની સવડ બધી તે ખંડમાંજ કરી. મંદવાડ વધ્યો જોઇ તેણે પટેલને બોલાવ્યા, સ્ટેશન માસ્તરને બોલાવ્યા, ને હર્ષદનું કોઇ સગું વહાલું હોય તેને બોલાવવા કહ્યું. હર્ષદને પૂછ્યું "હા! તેનું કોઇ નથી. તેની પ્રિયા શિવાય ખરે વખતે સહાય કરે એવું દુનીયામાં કોઇ નથી." ત્યારે તેનેજ ખબર આપવા. "તે બિચારી" રસ્તામાંજ પુરી થઇ જશે માટે વિમળાના નામથી તાર કરવો તે તેને યુક્તિસર ખબર આપશે." એમજ ઠર્યું. તાર કર્યો વહુને તેડાવી. બસ એટલા વખત સુધીજ તેને ભાન હતું. એજ વાત સારૂ તેને ભાન રહ્યું હતું હવે તે ગયું.

પાર્વતી પ્રથમ જરા ધભરાણી. છોકરાં પાછાં ભૂખ્યાં થયાં, માહારાજતો ભૂખ્યા હતાજ, તેમને દાળભાતની ખીચડી કરવા કહ્યું. માહારાજને પરવડયું તો નહી, પણ પારકા પૈસામાંથી એટલું પણ વાપરવા મળ્યુ જાણી. પોતે ખીચડી રાંધી; માંદા આગળ ધરી, પણ કોણ ખાય! તે તો બેશુદ્ધ પડયો હતો. પાર્વતી તેની પાસે અડગ બેશી રહી. કદી તેનું માંથું ચાંપે, કદી પગ ચાંપે, કદી કમર ચાંપે, તે માગે ત્યારે પાણી પાય, હાજત થાય ત્યારે ત્યાંજ દીશાએ બેસાડે, ને તે પોતે પાછું ઉપાડી તુરત સાફ કરી નાંખે, તેને ગંદવાડની એટલી છાટ હતી કે તે વારંવાર કલાકે કલાકે ને વખતે

અડધી કલાકે આ માથાફોડ કરતી, તોપણ તેથી કાયર ન થતાં ખાટલા પાસે સાફ સુફ રાખતી; ને તેમ કરવાની અગત્ય તે સમજતી હતી, આખી રાત એમને એમ બેશી રહી, ભજન કર્યા કર્યું, ને માંદાને જાળવ્યા કીધો.

સવાર પડયું, પટેલ તથા સ્ટેશન માસ્તર ખબર લેવા આવ્યા ત્યારે પણ બાઇ તો બેઠીજ હતી. તેઓ ખબર કોની લે ? તેને તો દેહ દીશાનું ભાનજ નહોતું. તે બીચારા બે ઘડી બેશી માંદાની દયા ખાઇ "આજતો તેની વહુ આવશે" એવો ગોરાણીને પણ દીલાસો દઈ ઉઠયા. પાર્વતી થોડીવાર પોતાના ધણીને માંદો માણુસ સોંપી દાતણ પાણી કરી આવી. પણ એટલામાં તો તે કાયર કાયર થઇ ગયો. "આ પાપ ક્યાં ઘરમાં ઘાલ્યું. પારકી પીડા માથે વ્હોરી." એમ બબડયો. પાર્વતીએ તેને સમજાવીને ચૂપ રાખ્યો ને પાછી પલંગપર બેઠી, સવારમાં પટેલે આવી દસ્તબંધ થવા અફીણ ગળાવ્યું હતું તેનો નિશો ચઢયો, તે ઘેરણને લીધે વધારે ઉંડો ઉત્તરી ગયો. દીવસ ચઢવા સાથે તેને બકવા શરૂ થયો, પાર્વતીએ ધાર્યું કે સનેપાત ઉઠયો, "હવે ત્રણ ઘડી, ત્રણ પહોર, કે ત્રણ દિવસ ! હરી હરી ! કોનો પુત્ર હશે ! કયાં મરશે ! મેં તો એ વિશે તેને વધારે પુછયું પણ નથી. કોઇ ગર્ભ શ્રીમંત છે એમ તો તેની કૃતિમુખા થીજ સમજાય છે. શીવ શીવ ! આ તેની શું સ્થીતી ! ક્યાં તેનું ઘરબાર વૈભવ ! ને કયાં આ ઝુંપડી. અને તેનો અંતકાળ ! હા ! તેની પ્રિયા આજે આવશે ! તે બીચારીએ તેને વિદાય થતી વખતે કેવો ખીલેલો જોયો હશે ! તેને એકદમ સુકાઇ—કુમળાઇ ગએલો. કાળનાં પંજામાં ફસાઇ ગએલો, જોઇ તેને કેવું થશે ?" આટલું વીચારતાં પાર્વતીની આંખમાંથી આંસું ચાલ્યાં. હર્ષદ બકવા માંડયો.

"વિદ્યા ! વિદ્યા ! તેં મને દગો દીધો ! વ્હાલી પ્રિયા !" પાર્વતી સમજી કે વિદ્યા તેની સ્ત્રી છે. તે બોલી "ભાઇ ! વિદ્યા તને શું દગો દે તું વિદ્યાને દગો દેવા બેઠો છે." પાછો બકવા સંભળાયો— "રીસાય છે શુ કામ ! તારો વાંક નહીં હોય ! ઉલટી રડીને ઓશીયાળો શું કામ કરે છે આમ આવ. પછી મારે જવું છે !" પાર્વતીને વિચાર થયો "હા ભાઈ તારે સદાને માટે જવું છે ! પણ અરેરે ! હવે તો તેની પ્રીયાને આવવાનો વખત પણ થયો, તે આ સાંભળશે

તો એનું કાળજું કેમ સાબીત રહેશે ! એ ફરી એના રૂબરૂ એવું ન બોલે તો ઠીક. તેને જાગૃત કરૂં. "ભાઇ! ઓભાઇ! તમને શું થાય છે? ભાઇ વ્હાલાભાઇ!" પાર્વતીથી વધારે ન બોલાયું તેનું ગળું ભરાઈ આવ્યું. પણ હર્ષદ તેથી જરા શુદ્ધીમાં આવ્યો અને પૂછ્યું "મારી પ્રિયા આવી?" પાર્વતીએ જવાપ દીધો હમણાં આવશે હવે વખત થયો છે. તમને શું થાય છે? માથું દુખે છે? ચાંપુ?"

સવારથી દસ્ત નહોતો આવ્યો. પાછી હાજત થઈ. પાર્વતીએ ગોઠવણ કરી આપી, તે દીશાએ જવા ઉઠયો, ને ગાડીનો સીસુડો સંભળાયો. "ગાડી આવી. તેઓ હમણા આવશે" એમ બોલી પાર્વતી ખુશી થઇ. કારણ હર્ષદ પણ જાગૃત થયો ને ગાડી પણ આવી પણ તેની એ ખુશી પાંચ મીનીટ ટકી. હર્ષદ દીશાએ જઇને ઉઠયો ને તેને ચક્કર આવ્યું તે ધબ લઇને ધરણી પર ઢળવા જતાં પાર્વતીએ બાથમાં લઇ લીધો. બેભાન હાલતમાં તેને ખાટલા પર સુવાડતી હતી ને ઝાંપાનું બારણું ઉઘડયું. સાસભેર દોડતી, હોશ કોશ ઉડી ગએલા; આખીરાતના ઉજાગરાથી થએલ રાતી ચોળ આંખોવાળી, પતી મુખ જોવાને આતુર વિદ્યા આવી. પાર્વતીને તેનું સ્વરૂપ, તેનું નિર્મળ પણ ધ્રભરાએલું, આપતિથી ઘેરાએલુ, મુખ, જોઇ ચોધાર આંસું આવ્યાં.

"ઓ વ્હાલા" કરતી તે આંગણામાં પેસતાંજ દોડી તે ઓ-શરીમાં આવી પલંગપર ચત્તાપાટ ઉઘાડે દીલે ફીકો—સુકો—શ્વાસહીન જેવો બે ભાન પડી જોઇ ધરણીપર ઢળી પડી !! પાર્વતીના પુરા ભોગ એક લોથ હતી ને બીજી થઇ. વિદ્યા સાથે તેનો સામાન ઉપાડી પો-રટર આવ્યો હતો તેણે હર્ષદને લીધો ને પાર્વતીએ વિદ્યાને લીધી થોડીવાર થઇ ત્યારે વિદ્યા જાગૃત થઇને બોલી "બેન! માડી! મારી પૂર્વ જન્મની દેણીયાત! મને હવે ભાન આવ્યું. મારા સ્વામીને સં-ભાળો?" આમ બોલતી તે બેઠી થઇ. પોરટરને ઉઠાડી પતીનું માથું પોતાના ખોળામાં લીધું. તેના મુખ ભણી જોયું તેના વેરાએલા વાળ સમા કર્યા તેના મુખપરનો પરસેવો પોતાના સાળુના છેડાથી લોહ્યો તેની આંખમાંથી ધીમેથી પીયા કાઢ્યા. તેની મુછના વાળ મોંમાં પેશી ગયા હતા તે સમા કર્યા, તેનું શરીર ઢાંકયું અને તેણે ફરીથી તેના મુખ ભણી જોયું. આંખો બંધ થઇ ઉડી પેશી ગઈ હતી. લ-મણાંમાં ખાડા પડયા હતા. હોઠ સુકાયા હતા. ચહેરો ફીકો થઇ ગયો હતો

ને શ્વાસ ઘણોજ મંદમંદ ચાલતો હતો. આ બધુંજોઈ તે બોલી ઉઠી.

"હરી હરી! આશી દશા! આ વખત મારૂં કોણુ! બેન દુ-નીયાંમાં એને હું અને મારે એ છે. નથી માબાપ, ભાઇ, બેન, કાકા, માંમા, કે કોઇ સાચું મુરબ્બી! નથી ઘર દોલત કે મીલક્ત! જે બે સ્નેહી છે તે પણુ દુઃખમાં છે. એક પ્રાણુથી અધિક બેન-સખી છે તેની સાસુ મરણુ પથારી પર છે બીજો વિશ્વાસુ ભાઈ જેવો નોકર છે તે પણુ માંદો છો હા! તે ભલો નટવર આ વખત હોત તો પણુ મને તેની કેટલી હુંફ રહત. સાથે ચાકર લાવી હતી તે વળી અમ-દાવાદમાંજ છાંનો માંનો ઉતરીને જતો રહ્યો પણુ કંઇ નહીં મારે તમે છો. આપનું નામ શું?"-"બેન મારૂં નામ પાર્વતી." "હા પાર્વતી બેન મારી માબેન જે ગણું તે તમે છો તો મારે સર્વ છે. તમે ઘભરાશોમાં ને હું પણુ નહીં ઘભરાઉં કંઇ ફીકર નહીં. મરવાથી ડરવું શું? જો એમને કંઈ થશે તો મને થએલુંજ છે! મારૂં દુઃખ તમારે જોવું નહી પડે મારી બાએ આઠ દહાડા કહાડયા પણુ હું આઠ ઘ-ડી પણુ કહાડવાની નથી" પાર્વતીની આંખમાંથી આંસુના ફુવારા છુટયા. તેથી તે હવે બોલતી ચુપ રહી. ધણી ભણી ફરી જોયું. તે જરા શાંત થએલ જણાયો તેથી તેને બોલાવવા માંડી. "વ્હાલા! ઓ વ્હાલા!! હું આવી તમારી રાંક દાસી આવી!" તે ન બોલ્યો. વિદ્યાને સાંભર્યું "અરેહા! લાવો બેન મ્હારી દવાની પેટી! હું એમને બાહ્યોપચાર તો કરૂં" પાર્વતીએ તે ઉઘાડી આપી. ધગતા માથાપર કોલન વાટર મુંક્યું. અને શીશી જરા સુઘાડી એટલે તે સળસળ્યો. હા હવે શુદ્ધિમાં આવશે. શી ખબર દવાએ અસર કરી કે શી ખ-બર વિદ્યાના સુખમય સ્પર્શે અસર કરી પણુ તે જાગૃત થતો જ-ણાયો! આંખ જરા ઉઘડી પણુ તેણે તે ઉચી કરી નહી; અને ધી-મેથી બોલ્યો "ન આવી ખરૂં કે?" ગળગળિત વિદ્યા બોલી "વ્હા-લા! તમારી રાંક દાશી હાજર છે" જવાબ મળ્યો. "જુઠું! પાર્વતી બેન મને ખોટું ન સમજાવો! તે નહી આવે હવે શું કામ આવે? ભલે ન આવે?" વિદ્યાને આ વાકય બાણુ છાતી સુસરાં નીકળી ગયાં તે ડસકાં ખાવા લાગી ગઈ કંઇજ ન બોલી શકી.

પાર્વતીએ જવાબ દીધો "ભાઇ આવ્યાં છે. જરા આંખ ઉચી કરી જુઓ આ બેઠાં તમારૂં માથું એમનાજ ખોળામાં છે. જુવો હું

તો રહામી બેઠીછું."

સામો જવાબ ન મળ્યો. આંખબંધ થઈ પાછો બેભાન થયો. વળી થોડી વાર પછી બકવા માંડ્યું.

" રડીને શું કામ ઉલટો ઓશીયાળો કરે છે. તું ચોખીછું. દગો નથી દીધો" પાર્વતીએ તો તેવું ઘણી વાર સાંભળ્યું હતું, અને વળી તે તેનો ખરો ભેદ જાણતી પણ નહોતી, પરંતુ વિદ્યા પોતાનો વગર અપરાધનો વાંક જુઠો આરોપ તેના મનમાંજ રમી રહ્યો છે એ જાણી તેને કારી ઘાવાગ્યો. તે મનમાં બોલી.

"ખરેખાત મેં દગો નથીજ દીધો પણ હવે તમે દેવા બેઠા છો. હું ચોખ્ખીજ છું! મારી પાસે પુષ્કળ પુરાવા છે. પણ તે કોને બતાવું? શી રીતે બતાવું! હાયરે! તે મળ્યા પણ ન મળ્યા જેવા! એ પુરાવા નિરર્થક થવાના! એમનાં દીલમાં દાગ મારૂ અપરાધીપણું તો રહીજ જશે!!" હર્ષદ બકગો.

"ગંગાબેન મ્હાલીનાં તર્કટ હશે! તમે ભૂલતાં હશો!! મ્હારી વ્હાલી એવી કદી ન હોય હો !!"

" હાયરેબા!!" વિદ્યાથી જોરથી બોલાઇ જવાયું અને રડી પડાયું. પાર્વતીએ તે ડસકાં ખાતી તો આંસુ લોહ્યાં અને હીંમત દીધી બેન ના ધભરાઓ તમને જોઇને મારૂ હૈયું હાથ નથી રહેતુ માટે સબુર પકડો! બેન શાંત થાઓ! પ્રભુનો વિશ્વાસ રાખો તે સારૂજ કરશે વિદ્યાએ પ્રભુ પાર્થનામાં મન ઘાલ્યું, પણ હર્ષદે સાંઝ સુધી તો બબ-ડ્યા કીધું ને વિદ્યાનું કાળજુ વિંધા કર્યું. વિદ્યાએ કેટલાક જાણીતા સરલ ઉપચાર કર્યા તેની અસરથી તે સાંઝ પૂડે જંપ્યો રાત્રે તેનો અજંપો વધવાને બદલે ઘટયો, તેનુ બક્વું બંધ થયું, તે હવે ઘસ-ઘસાટ ઘોરવા લાગ્યો. ઝાડો ઉલટીનો વિદ્યાના આવ્યા પછી થયાંજ નહોતાં એટલે બંને જણે તેને કાંક ફરક પડ્યો, ધાંટીતો ગઇ, એમ માંન્યુ પાર્વતીએ વિદ્યાને ન્હાવા ખાવાનું કહ્યું. આખર દીશાની હાજ તે તેને હવે આવ્યા પછી આઠ કલાકે હર્ષદની પથારીપરથો ઉઠવાની ફરજ પાડી. પાર્વતીને પોતાનો પ્રાણ જીવ જીવન આખો સંસાર સોંપીને તે ઉઠી છોકરીએ સોઇ કરી આપી અને તેના કહેવાથીજ તણે જાણ્યું કે પાર્વતી બે દિવસથી દાંતણો દાતણ છે, વિદ્યાએ પાર્વતીને જમવા બહુજ આગ્રહ કર્યો પાર્વતીએ વિદ્યા જમેતો જમવું એમ હઠ

લીધી. તેથી લાચારીએ વિદ્યાએ ખીચડી રાંધી માંદા દેવને તો માત્ર થાળ ધર્યોજ! તેણે તે જોયો પણ નહીં પાર્વતીજ માટે જમવાનું વિદ્યાએ જુદું ડોળ ઘાલ્યું પણ ખરૂં જોતા બંનેનું જમવું જુદું હતું. બંને ભૂખ્યાંજ ઉઠયાં ને આખીરાત જાગવા માંદાની ખાટલી ઉપર વિદ્યા આસીસે અને પાર્વતી પાંગતે બેઠાં.

## પ્રકરણ ૯ મું.

વાવે તેવું લણુશે, કરશે તેવું જરૂર ફળ મળશે
તુરત કદી નવ દેખો, ધીરજ રાખો અંતે સિદ્ધ થશે

વિદ્યા હર્ષદતું દુઃખ જોઇ ધભરાયા હશો માટે તમે એ જગુદનના ઝુંપડા જેવા ઘરમાંથી નિકળી જાઓ. છ મહીના જવા દો, ને આવો મારી સાથે સરયુતીરે મોક્ષ ઘાટપર શ્રી અયોધ્યાપુરીમાં આ મહા પવિત્ર અને આનંદ દાયક જગ્યાનુ ધ્યાન એજ મનને મોટો વિશ્રામ છે. ગંગાને મળનારી સરયુ કંઇ ગંગાથી ઊતરે તેમ નથી; અને તેમાં ખસુસ કરીને ગંગાના કાશી પાસેના ઊચા નીચા સાંકડા મણીકર્ણીકા ઘાટ કરતાં, અયોધ્યાના સરયુ તીરપર સીધો ચાલ્યો ગએલો-શ્વેત પથ્થરથી બાંધેલો—અને તેની બીજી બાજુ સોનેરી કળશો વાળાં ભવ્ય મંદીરોથી શોભાયમાન—મોક્ષ ઘાટ બેશક ચઢીયાતો છે. આ ઘાટપર નદીના તટપર આવેલા એક પથ્થરના ચોતરા ઉપર બે મનુષ્ય ઉભાં ઉભાં ધીમે ધીમે વાતો કરતાં હતાં. તેમની છાની વાત કોઇ ન સાંભળી જાય માટે તો નહીં, પણ આવા પ્રવિત્ર ધામમાં એવી દુષ્ટ વાત કાંને ન ધરવી એમ ધારી, મંદીરોમાં શંખ, ઘંટ, ઝાલર, ભુંગળ, ભેર, અને નગારાંઓ, તથા બીજાં વાજીંત્રોએ, અને આકાશમાં દોડયાં જતાં પક્ષીઓએ શોર બકોર કરી મૂકયો હતો. તેમજ આવી ભ્રષ્ટ વાત કોણ સાંભળે એમ ધારી ત્યાં કોઇ મનુષ્ય આવતુંજ નહોતું; અને કદાચ કોઇ આવતું જણાતું તો તે રખે એ વાતનો નિંદ્ય શબ્દ પોતાના કાનમાં પેશી જશે, એવા ડરથી મંદીરમાં જયાં ઘણો ઘોંઘાટ થતો હતો ત્યાં દોડી જતું હતું. સૂર્ય પણ જતો રહો હતો, ને ચંદ્ર પણ નહોતો ઉગ્યો. અંધકાર વિના બીજાને એવી વાત સાંભળવી કેમ ગમે? પવિત્ર સરયુ એ વાત સાંભળતી હતી, તેથી તે વારં-

વાર એ દુષ્ટ વાત કરનારાંને હુબાવી દેવા પગથીયાપર પગ મૂકતી, અને વળી મારે કોણ બ્રહ્મ હત્યા અને સ્ત્રી હત્યા કરે-એમ વિચારી પાછી હઠતી; અને એમ સંકલ્પ વિકલ્પ કરમાંજ જતી હતી. એવી દુષ્ટ વાત તે શું હતી?

બે ખુન કરવાની તે વાત હતી. એક કાચા કુમળા બાળનું, અને બીજું બુઢી ખખ ડોશીનું. ડોશીના મરણથી બાળકનું ખુન થાય એમ હતું માટે હાલતો પંચાત ડોશીના ખુનનીજ ચાલતી હતી. બાળકનુ ખુન કરવાની વાત તો જે પેટમાં બાળક હતું તે પેટમાંજ હતી. તો પણ જેમ તે પેટમાં બાળક છે એમ બહારથી વરતાતું હતું તેમજ તેને મારવાની વાત પણ તેમાં છે એમ જોવાથી સમજાતું હતું. અને તેમ છતાં તે મારનારના મનથી છાનું હતું.! એ છાંની વાતને હાલ છાંનીજ રહેવા દો. ડોશીની વાત કરો. તે આ વાત ન જાણે માટેજ આ એકાંત સ્થળ અને આવો સંધ્યાનો સમય પસંદ કરવામાં આવ્યો હતો. સ્ત્રીએ ડોશીનું મોત શોધી કહાડવા તેનાથી વાત કરનાર બ્રાહ્મણને ફરમાવ્યું હતું. ને તે બ્રાહ્મણ તેનું મોત શોધી લાવ્યો હતો. સ્ત્રી હજી તે નોહોતી જાણતી. હવે તો મોં પણ ન વરતાય એવું અંધારૂં થયું ત્યારે આપણે તેમની વાત સાંભળવા માંડી. સ્ત્રી બોલી "હા પણ હવે દિવસ સંકડાતા જાય છે. મેં તને મારૂં હૃદય આપ્યું ને તું કંઈ કરતો નથી તેથી મને તારા પેટમાં કપટ ભાસે છે."

બ્રાહ્મણે જવાબ દીધો "કપટ તો છે. જો કપટ ન રાખું તો આ વાત થાયજ શી રીતે? તમે ના પાડતાં હો તો કપટ ન રાખું. ડોશીને કહી દઊં?

"બળી તારી તો હસવાની ટેવજ ન ગઇ. કંઇ કર્યું? કોઈને શોધ્યું.?"

"હા જુવો, પેલું જમણે હાથ ઉભું છે તેજ મોત" પુરૂષે બતાવ્યું ને સ્ત્રીએ જોયું તો કાળો ઝભ્ભો પગ સુધી પેહેરેલ અને માથે પણ કાળો મોટો ફેંટો બાંધેલ એવો એક માણસ અંધારામાં ઉભો હતો. તેનો પોશાક પઠાણ જેવો હતો. "ચાલો જરા પાસે" પુરૂષે કહ્યું બંને તેના ભણી ગયાં પુરૂષે પઠાણને પૂછ્યું."

"ક્યું હજરત! આપકું મેને વાકીફ કીયે ઉસ મુજબ આપ

ગર હૈં યા નહી?"

પઠાણે જવાબ દીધો. "હાંહાંજી બેશક હમ હાજર હૈં. એક મક્કાર નાપાક ઔરતકુ કાટના ક્યા બડી બાત હૈ। હમ સરેબાજાર કાટકર ચલે જાવે."

"ઔષધ તો બરાબર શોધ્યું છે" સ્ત્રીએ પ્રસંન થઇ કહ્યું.

"એતો અનુભવશો ત્યારે જાણશો. ઘણી મહેનતે આજ ચો-કઠું બેઠું છે. તે પ્રભુ જરૂરપાર પાડશે" બ્રાહ્મણે જવાબ દીધો.

"અજી ભઇયા, હમ તુમ્હારી જબાન મેં નહીં સમજ તેં હૈં. આપ જરા ઉનકું હમારી દરખાસ્તભી સમજા દીજીયે. હમારા દીલ ઇનકે પીછે બેતાબ હે ગોયા ઇન્હુને હમારા જાનતો લે લીયા હૈ અબ યેતો નીકમા પુતલાહી ખડા હૈ. અગર વો બાત મનજુર ન-હોતો ફીર હમ એસા બુરા કામ કીસ લીયે કરેંગેં" પઠાણે કહ્યું. બ્રાહ્મણે જવાબ દીધો.

"હાંહાં વોતો યે ભી સમજે તે હે કે બે સબબ કોઈ એસી તકલીફ કાહેકું ઉઠાવે."

"હમ ઓર જ્યાદા નહી માગતેહે વો હમારી ખાસબાત-હ-મારે દીલકી મુરાદા પુરી કરે ઓર યે કંઠી હમકું દેવે બસ દુસરા હમકું ન ચાહીયેં," પઠાણે માગણી દોહોરાવી. રૂબરૂ કબુલત લેવા ચાહ્યું.

સ્ત્રી પણ મનમાં સમજી અને બબડી. "ગરજે ગધેડાને પણ બાપ કહેવા પડે, હુંતો જાણતી હતી કે શું એ માગશે! કંઠી તો બસેંહની છે મીયાં ભાઈજ ખરાના. આખર માગી માગીને એજ વાત માગી. ત્યારે નવ્વાણું ત્યાં ભર્યાસો. એકવાર વટલ્યાં તોએ એ, ને દસવાર વટલ્યાં તોપણ એ, "હવે તે જાહેર બોલી" કંઈ ફીકર નહી! એતો હું સમજી છું. પણ તે હવે ક્યારે?"

બ્રાહ્મણે જવાબ દીધો, "આજ રાતેજ! ધર્મના કામમાં ઢીલ શી" વાહ! બહુ ધમનું કામ! ચાર વાગે ગાડી આવે છે તે બાર વાગે ડોશી બરાબર ઉંઘી જાય એટલે એ કહે છે કે હું આવીશ. ને પહેલું મ્હારૂં કામ પાર પડે એટલે તમે તમારે ચાલ્યાં જજો. હું એને પૂરી કરીશ. મે એમ ઠરાવ્યું છે કે હું દીવા ઓલવીને ઓસરીમાં બ્હાર સુઇ રહીશ, એ આવશે એટલે તમને જગાડીશ, ને એ એનું કાળું કરી રહેશે પછી હું મોહ્ડે ડુચો દઇશ ને એ ગળુ

કાપશે; કામ થઇ રહેશે, એટલે હું આટાંણે નાકાપર ગાડી કરી રાખું છું તે સામાન લઈને વિદાય થશું; ને એ એનો ગાંઠડો બાંધીને નદીમાં નાંખી આવશે. પછી તો એ ગમે તેમ કરે."

"હાતો તું એમને સમજાવી રાખજે, હુતો હવે જાઉંછું. આરતી થઇ રહી નેં મને વાર પણ થઇ માટે રાંડ વહેમાશે" આટલું બોલીને તે તો ચાલી ગઈ. આ બંને જણ મીયાં માહાદેવ પણ થોડીવાર ગુપચુપ કરી જૂદા પડ્યા.

આ લોક કોણ? આંહી ગુજરાતી માણસો ક્યાંથી? વાંચનારા નવું કોઇ નથી. તમારાં ઓળખીતાંજછે સ્ત્રી મહાલી અને પુરૂષ નટવર. હવે હું વધારે ભેદ જણાવું.

મહાલી મુંબઇ આવી તેવામાંજ નટવરતો બીમાર થઇ રજા લઇ પોતાને વતન પુરબંદર ગયો હતો. ગરીબ માણસ ઘણા મહીના સુધી પીડાયો. ભલા શેઠે તેને ખરચી મોકલ્યાં કરી પણ એથી જ્યારે તે સાજો થયો ત્યારે તો તેણે જાણ્યું કે શેઠ શેઠાણી હીંદુસ્તાનમાં નાશી ગયાં. માહાલી તથા ચંપક ઘર લૂટીને જુનાધઢ આવ્યાં. મીલ બળી ગઇને મુંબઇની બાકીની તમામ મીલકત લેણદારોએ વહેંચી લીધી, આ બધા સત્તાવાર સમાચાર તેનો મીત્ર મુંબઈથી આવ્યો તણે કહ્યા. શેઠ હીંદુસ્તાનમાં ક્યાં છે તે જાણવા તેણે વિમળાને બે ત્રણ પત્ર લખ્યા પણ તે તો પુને રહેવા ગએલી એટલે કાગળો મુંબઇ અથડાઇને પાછા આવ્યા, પોતાના વ્હાલા શેઠનો નિમકહલાલ નોકર બેશી રહ્યો નહીં, તેમ પાસે એટલા પૈસા નહોતા કે હીંદુસ્તાન જાય. કંઇ પણ પત્તો લાગશે એવી આશાથી તે જુનાધઢ આવ્યો. શેઠાણીને મળ્યો. પત્તો તો ન લાગ્યો પણ બીજું કામ થયું. શેઠાણીને યાત્રા કરવા જવું હતું તે સાથે કોઈ ભરોંસાનું અને તે વળી સોંઘું માણસ મળતું નહોતું. તેમ નટવરને હીંદુસ્તાન જવું હતું ત્યાં કોઈ લેઇ જનાર નહોતું મળતું. બંનેને મનમાન્યો જોગ મળ્યો. નટવર સોંઘા પગારથીજ રહ્યો. અને તેના પ્રમાણીકપણા માટે તો શેઠાણીને ખાત્રી હતી. મ્હાલી મુંબઈ આવી અને તે ગયો તેથી માહાલી તેનાથી સંપૂર્ણ માહીત નહોતી અને તે સારાને માટેજ પક્કા નટુએ તેને વખાણીને ચઢાવી તથા વિવાને નીંદી. તેના જેવા થઈ તેનું મન પણ લીધું. પંદર દિવસ તૈયારીમાં ગયા. ને યાત્રા

જવાનો દિવસ પણ નક્કી ઠર્યો, માહાલુ બેન વિના ઘડપણમાં ડોશી એકલાં પરદેશ શી રીતે જાય? ને વળી બહાર એમ પણ બોલી કાઢી કે તેઓ હર્ષદ તથા વૃજવલ્લભની શોધમાં જાય છે. જવુંજ જોઈએ પ્રેમરાયે તો પોતાના જમાઇની ઘણી શોધ કરાવી હતી પણ તેમાં તે નિષ્ફળ થયો હતો. હવે માસી ભાણેજ જાતે શોધવાં ચાલ્યાં !!

મુંબઈથી આવીને ડોશીએ માહાલીને દીકરી કરી લીધી હતી તેથી તે તેનાજ ઘરમાં રહેતી હતી. ડોશીની ચાકરી કરવા તો ઘણાંએ આવતાં પણ માહાલુ ડોશીની દોલત સામું કોઇને જોવા પણ નહોતી દેતી. તેથી તેના ઉપર તેની બીજી બે બેનો તથા તેની મા સુધાં અદેખાઇની નજરથી જોવા લાગ્યાં. મા કહેતી કે તેની તો માશી ને મ્હારી તો બેન છતાં મને વસ્તારીને મદદ કેમ ન આપે? દીકરીઓ કહેતી કે શું એ ભાણેજ છે ને અમે નથી? પણ માહાલુ ડોશીને એવા મંત્ર ભણાવતી કે તેમનું એકેનું જાદું ચાલતું નહોતું. આથી એક વખત તો ડોશી તથા મહાલુના પેસાપર ચોરી કરવાની કોશીશ પણ થઇ ઘરનો ચાકર પણ ફુટમાં શામીલ થયો પણ પક્કી માહાલુએ તે કોશીશ પકડી. પત્તા ન લાગવા દીધો ને કુટંબમાં નાનીસુની લઢાઇ થઇ અને ત્યારથી બીજું કુટંબ એક તરફ અને માહાલુ તથા ડોશી બીજી તરફ એમ તડ બંધાયાં.

હાલ સુધી ડોશી તથા માહાલુના વચમાં સંપ હતો. પણ તે તુટવાની શરૂવાત આ તડ પડવા સાથેજ થઇ. કારણ ત્યાં સુધી તો ઘરનું કામકાજ ચાકર કરતો, ડોશીની સેવા તેની બ્હેનો તથા મા વધારે આશાથી વધારે કરતાં હતાં, એટલે માહાલુને પાપડ પણ શેકવો નહોતો પડતો; પરંતુ હવે તો ઘરના કામની અને ડોશીની ચાકરીની વેઠ તેના ઉપરજ આવી પડી. અને તે પણ વખત જતાં માત્ર વેઠજ હતી એમ મ્હાલુને લાગી, એટલે તે પણ બેદિલ થઈ. કારણ તેણે ડોશીને જે પક્કાઇ શીખવી હતી કે મરતાં સુધી કોઇને ન આપવું. તે તેના વિરૂદ્ધજ હવે કામ આવ્યું. ડોશી મોહે મીઠું બોલતી પણ તે મહાલુને પણ રાતી પાઇ પણ પરખાવતી નહીં. તેમાં વળી ચોરીની કોશીશ વખત ડોશીના સમજવામાં આવી ગયું કે મહાલુનું ઘરેણું તો તેની પાસે છેજ, પણ વિધાનું પણ તમામ ઘરેણું તે ચોરી લાવી

૧૨

છે, ત્યારથી ડોશી ચોકસ થઇ હતી કે રખે મને પણ એવોજ છળ કરીને રોવરાવે, એટલે તે પણ માહાલુ વિરૂદ્ધ મનમાં હતી. દિવસ વિત્યા તેમ એ વિરૂદ્ધતા વધી ડોશીની ખુશામતમાં કંઇ વળવાનું નથી એમ મહાલુને લાગ્યું ત્યારથી તે તેની ચાકરી—વેઠ—પણ પરાંણે અ-ચાલેજ કરતી. ડોશી વારંવાર માંદી પડતી. ઘરતું કામ પણ તમામ હાથે કરવાનું એટલે પણ વધારે ધુંધવાઈ મુંબાઈમાં ડાહી ડાહી વાતો કરી ચાલી જતી ત્યારે તો દીકરી ઘણી વ્હાલી લાગતી હતી, પણ હવે તો તેની સાથે પાનું પડયું, તે દહાડામાં ચારવાર ડોશીનો મી-જાજ જતો તો બારવાર માહાલુનો જતો. તે કંઈ વિદ્યાની પેઠે ડો-શીનું સહન કરી તેની મરજી વરતી તેના મનમાં આવે તે માગ્યા પ-હેલાં મોં આગળ મૂકતી નહીં; પરંતુ સામા સતર બોલ બોલી એવું કરી આપતી, કે ડોશીને તે ઉલટું દુઃખરૂપ થઇ પડતું. અનુભવે અને સહવાસે ડોશીને કદી ન ભૂલાય એવું સમજાવ્યું હતું, કે વિદ્યા ખરૂં રત્ન હતી ને માહાલી કાચનો કટકો છે. વિદ્યા અમૃત જેવી મીઠી ને માહાલુ ઝેર જેવી કડવી હતી; પણ હવે તો "અવસર ચુક્યા મેહુલા" જેવું હતું. પસ્તાવો ઘણો થતો પણ કામ શું આવે? હાથનાં કર્યાં હૈયે વાગ્યાં હતાં. મહાલુ સાથે જન્મનું લાગ્યું હતું એટલે "જેસેકું તેસા" "લોઢું ને લુહાર" કુટી પીટીને વખત કાઢતાં ડોશી કંઇ આપવું તો પછી પણ હવે તો ઉલટું કહેતી કે "મારા દીકરાની વહુનું તું હજા-રોનું દાબીને બેઠીછું તેતો મ્હારૂં કહેવાય, પણ હુંજ ભલી થાઊંછું તે તારી પાસે રહેવા દઉછું" માહાલુથી પણ એ બાબત તો "ચોરની મા કોઠીમાં મો ઘાલીને રૂવે" તેમ કંઇ જવાબ દેવાય તેમ નહોતું. શારાંશ લોકોના જોવામાં તે ભેગાં હતાં પણ હકીકતમાં તે ઘણાંજ જૂદાં હ-તાં. અને જો સામટો વખત વિત્યો હોત તો એ જૂદાપણું ચોખું થાત પણ તેવામાં યાત્રાની વાત નિકળી એટલે ત બંનેને પસંદ પડી બંનેના મનમાં તેમાં જૂદા જૂદા સબબ હતા.

ડોશીનીતો બંને ધારણાઓ સમજાય એવી હતી. યાત્રાની વા-તતો પ્રત્યક્ષ હતી ને બીજી વાત એ હતી કે કયાંહી પણ હર્બદ વિ-દ્યા મળે તો માહાલુનું દુઃખ ટળે, અને એ વાત માહાલુથી છાંની હતી. તેમ વળી માહાલુની ધારણાઓ ડોશી પણ નહોતી જાણુતી. નઠારી વાતની વિગત લખતાં અમને શરમ આવે છે પણ ટુંકામાં

એટલું કહ્યા વિના ચાલે તેમ નથી કે માહાલુના લોભે તેની પાસે એક મહા નીચ કર્મ કરાવ્યું હતું. એક હજાર રૂપીયામાં તેનું અમુલ્ય શીયળવ્રત એક મુસલમાન અમીરને હાથે ભંગ થયું હતું, અને એ તેના વિનાશનું બીજ હતું. આજ સુધી તે આટલાંબધાં પાપ કર્યાં છતાં નહોતી ડૂબતી તે એ એકજ આધારથી—તેપણ જ્યારે તુટયો એટલે હવે તેને ડૂબી જતાં વાર નહોતી. શિયળનો મહિમા એટલોબધો હતો કે તેણે સર્વ દોષને અટકાવી રાખ્યા હતા પણ તે જ્યારે તુટયો એટલે પાપનો ઘડો પુરો ભરાઇ રહ્યો ને તે ફુટવાને તૈયાર થયો. માહાલુ ખુદ તે સમજી, અવંતર બંધ થયો, અભાવા થયા, ને બેને અઢી મહિના થયા કે તે ઘભરાણી. યાત્રા જવાનું ડોશીને તાંન જગાવતીજ હતી ને નટવર આવ્યો. તેણે તેને પુષ્ટી આપી ગામમાંથી તેણે આ વાતની વિગત સાંભળીને મહાલુને ચેતાવી કે પોતે તેનું પાપ જાણે છે એટલે માહાલુએ તે છીદ્ર ઢાંકવા તેનો વિશ્વાસ કર્યો. ગર્ભ કયાંહી યાત્રામાં ખસતો કરવાની ગોઠવણ કરીને યાત્રા જવા તૈયાર થયાં. મીલકત ઘરમાં મુકી જાયતો ખચીત ચોરી થાય. ઘરનાં ભેદુ બધું ઉપાડીજ જાય તેટલા માટે તેમણે બધું સાથેજ રાખ્યું. રૂપાનું તો કંઈ રાખ્યુંજ નહોતું. સોનું જવાહીર અને નોટો હતી એટલે ભાર બહુ નહોતો. નટવરનો તેમણે કાંક વિશ્વાસ કર્યો ને બીજો બોજો ઉપાડવા તેમણે બીજો ચાકર સાથે લીધો, ચાર માણસનો સંઘ કાશી સુધીતો સહીસલામત આવ્યો. એક નોકર પ્રયાગથી માંદો પડયો ને ત્યાંજ રહ્યો. અયોધ્યામાં ડોશી, મહાલી, નટવર ને બધો ખજાનો આવી પહોચ્યો. હવે માહાલુને પાંચ માસ થયા ડોશી પણ શકની નજરથી જોતી અને બડબડતી હતી તેથી મહાલુને તે વધારે વિઘ્ન કરતા લાગી, તેથી તેણે નટવરને દશ હજાર ની નોટો આપવી કરી એમ દરખાસ્ત કરી હતી કે કોઈ પરદેશીને હાથે તેને પુરી કરાવવી એટલે પોતાને ફોગટ તેની વેઠ કરવી પડે છે તે મટે. ગર્ભનું ઠેકાણું થાય અને પોતે સ્વતંત્ર લાખોની માલીક વગર અંકુશે થઇ પોતાના સુખની ટોચપર પહોંચે!! નટવર એ વિશેની તજવીજમાંજ હતો. કાશીમાં તેણે વાયદો દીધો હતો કે અયોધ્યા ઉજડ જેવું ગામ છે ને પાસે ફૈઝાબાદમાં પઠાણો ઘણા છે તેથી તેમાંથી એક ખોળી કાઢીશ. તે વચન આપણે ઉપર જોયું તે પ્ર-

ગાણે પૂરૂં કર્યું. જે વાતચીત થઇ તે આપણે બરાબર જાણી. હવે આગળ જોઇએ.

નટવરતો બંનેનો માનીતો હતો ત્યારે આખર શું તે પૈસાની લાલચે ડોશીને દગો દેવા તૈયાર થયો? ના કાફલા સાથે જોખમ ઘણું હતું ને માણસ થોડાં હતાં તેથી તેમણે એવો નિયમ રાખ્યો હતો કે ત્રણમાંથી એક જણે તો ઉતારામાં રેહેવુંજ. તેમાં મોટે ભાગે નટવરનેંજ ઉતારામાં રાખતાં ને બે જણ દેવદર્શને જતાં પણ તેમ છતાં તેઓ છેક નટવરનો વિશ્વાસ પણ ન કરતાં. પોતાના ખાસ ઓરડાને તાળું દઇ બાહારથી તેની ચોકી કરવા નટવરને રાખતાં અને વળી તેના ઉપર પાછી ગોરના માણસની ચોકી રાખતાં; ગોરને છાંનું કહેતાં કે ચાકર માણસનો શો વિશ્વાસ માટે તમારા ભરાંસાનું માણસ રાખો ને જાહેરમાં એમ બોલતાં કે અમારા નટવરને એકલાને અણુગમો ન થાય માટે તેની પાસે કોઈ ને બેસાડજો!! નટવરતો બધું સમજતો હતો. પણ તે વળી પોતાના શેઠની મીલકત સમજી ખરા દીલથી જાળવતો હતો. ખેર આ વાત અહીં એટલા માટે કહેવી પડે છે કે આ વખત ગોરનું માણસ અને ડોશી ઉતારામાં હતાં ને માહાલુ તથા નટવર દર્શનનું બાહાંનુ કરી નદી તટપર ગયાં હતાં. મહાલુ ત્યાંથી છટકી ડોશી પાશે આવીને તેને દર્શન કરવા જવા રજા દીધી.

ડોશી ઉતારા બાહાર નિકળી થોડે છેટે ગઇ અને નટવર મળ્યો તેણે ડોશીને ખૂણામાં બોલાવી "માજી આમ આવો કંઇ વાત કહું" અંધારામાં એક ખૂણાપર ડોશી તથા નટવર ઉભાં રહ્યાં. ગોરના માણસને ઘેર ખાવા જવા તથા સવારમાં આવવાનું કહી રજા દીધી ને નટવરે વાત છેડી "માહાલુમાં તમને કંઈ ફેરફાર લાગે છે?"

ડોશીને દુઃખ રોવાનો લાગ આજ ઘણે દહાડે મળ્યો–પાંપણ તળાવડી ભરી વાખ્યાન ચલાવ્યું. "ભાઇ, મારે હાથનાં કર્યાં હૈંગે વાગ્યાં. રતન જેવી વહુને ખોઇને આ પથરાને રાંડને ગળે બાંધી! હવે હું શું કરૂં! રોજ તેના ગુણ સંભારીને છાની છાની રોઊંછું, કુટું છું, અને મન વાળું છું. મારાં પાપ મને નડ્યાં. પરમેશ્વરે મને એમે ભાણેજ નથી આપી પણ માહારાં કર્મની સજા આપી છે. તે રોજ કાળજાં શેકે છે ને મારૂં શેર લોહી બાળે છે! તેમાં વળી

આજકાલ તો છેક અઢારે ગઇ છો મને સામી ડેઢશેરની ચોપડાવે છે, ને પાણીનો કળશિયો પણ ભરતી નથી. કાલે તેં જોયું? મને તાવ આવ્યો હતો, તો પણ મેં ઉઠીને ખીચડી કરી ત્યારે!! ને તોપણ વળી રાંડ ખાતાં ખાતાં–"કાચી રહી છે!" અરે! તારા પેટમાં પથરા પડે ને તારી જીભે ડાંમ દેવાય રાંડ ! તારી પીટણી પાડું!" ડોશી તો ઊખળ્યાં. નટવરને તે કુથલી સાંભળવામાં વખત કહાડવાનો નોહોતો. તેણે ટુકું કર્યું.

"એની પીટણી પાડતાં પહેલાં મારૂં સાંભળો નહીં તો તમારી પીટણી આજ રાતમાં પડશે."

ડોશીએ ધભરાઇને પ્રશ્ન કર્યો. "કેમા શું છે?"

"તમને એના પેટ ઉપરથી કંઇ સમજણ પડેછે?" નટવરે વાત છેડી.

"હા રાંડ ચંડાળ! મને તો રોજ વ્હેમ પડે છે! એક વખત પૂછ્યું તો કહે મારા પેટમાં ગાંઠ થઈ છે. ત્યારે એ ગાંઠ નથી કેમ? મારો વ્હેમ ખરો છે!" ડોશીએ પ્રશ્ન કર્યો. ઉત્તરે યોગ્ય મળ્યો.

"મારા કરતાં તો તમે વધારે સમજો. ભોળાં તે છેકજ ભોળાં." હવે ડોશી ચમક્યાં. ખાત્રી થઈ. "હાયરે મા! ત્યારે હવે શું થશે! એતો રાંડ મહા ફંદી છે તે હત્યા કરશે!" "હા–પણ કોની? ગર્ભની નહીં પણ તમારીજ; અને તે આજ રાતમાં!" નટવરે ભેદ ભાગ્યો. ડોશીને તો જબરો આંચકો લાગ્યો, કંપ છૂટ્યો ને પૂછ્યું. "શું કહે છે?"

"કહુંછું એ કે લફંગા પઠાણથી દોસ્તી કરીને બંદોબસ્ત કર્યો છે કે તેની પાસે આજ રાતમાં તમારૂં કાટલું કરાવવું. ને પછી બધી મીલકત લઈને પઠાણ સાથે રહેવું." ડોશીના તો હોશજ ઊડી ગયા. તે થરથરવા લાગી. જાણે તેણે મોતને નજરે દીઠું.

"હાયહાય મા! હવે હું શું કરૂં ? એ તો જરૂર મારો અંત આણશે, નટવર! વીરા નટવર! હું તારે ભરોંસે પરદેશમાં નિકળી છું. તે હવે મને બચાવ. તું જે કહીશ તે આપીશ પણ આ મોતના પંજામાંથી મને છોડાવ." ડોશીએ નટવરને હાથ જોડ્યા. નટવરે ચાબુક માર્યો.

"તમે વિદ્યા હર્ષદને વિના અપરાધે દુઃખી કર્યા તેનું પ્રભુએ

વેર લેવા ધાર્યું છે તે હું શી રીતે અટકાવી શકીશ." ડોશી આ સાંભળીને રોઇ પડી. ડસકાં ખાતી બોલી—

"વીરા! એ છોકરાં માટે મને કેટલો પશ્ચાતાપ થાય છે તે મારો પ્રભુ જાણે છે. તને કહું તો તું નહીં માને–મારૂં કોઇ નહીં માને–પણ હું રાંડના સાલથી છૂટવા ને તેમને શોધવાજ નિકળી છું. પણ તે ક્યાંહી મળ્યાં નહીં. હાયરે! તે હોય તો મારો આ વખત આવે! તેના જેવું મારૂં લાલનપાલન કોણ કરશે? તેના જેટલું મારૂં કોણ સાંખશે! હું મારે હાથે રાખ ચોળતી થઈ! હાયહાય હું એ મુસલમાનને હાથે મરૂં તે કરતાં તો સરયુજીમાંજ જઇને પડું તે ગતે તો જાઊં. ડોશીએ છેલ્લો ઉપાય એ શોધ્યો. નટવરે તેને દીલાસો દીધો.

"તમે ના ધભરાઓ, નટવર તમારોજ છે. એનો થઇને એના બધા પ્રપંચ જાણ્યા તે તમારેજ માટે! તમને ખરા દીલથી પ-સ્તાવો થતો હશે, એટલી તમારી મતી સુધારી હશે, તો જરૂર પ્રભુ તમારાં રત્નો તમને આપશે! લાંબી વાત કરવાનો વખત ન-થી. આજ અડધી રાતે આવશે. એ દીવો હું ઓલવીને બહાર ખબર રાખવા સુઇ રહીશ, એ ઉઠશે તેવી પેલા પઠાણને લઇને એનું કાળું મોં કરવા જશે. તમે તૈયાર થઇ રહેજો તે આપણે આ-પણો સામાન લઈને નાશી જઇશું. હું ગાડીવાળાને સાધી રાખું છું તે બાર વાગે તૈયાર રહેશે. એકદમ સ્ટેશને જઈને ઠેરશું પછી એ જાણેને પઠાણ જાણે. ભોગ એના કરશે તેવું ભોગવશે. પઠાણ જીન વળગ્યો છે તે પ્રાણ લીધા પહેલાં મુકે તેમ નથી. એણે તમારૂં કા-ટલું કાઢવા પોતાની મેળે હેળવ્યો છે તે એ ભોગવશે." ડોશીએ હવે વચ્ચે પ્રશ્ન કર્યો.

"ત્યારે આ ટાંણેજ નાશી જઈએ તો?" નટવરે સામા પ્રશ્નથી એનો ખુલાસો કર્યો.

"સામાન બધો એમને આપી દઇને?"

"ના એમ તો ન થાય. ગોરને કહીએ તો?" ડોશીને બીજો તર્ક થયો. નટવરે તે પણ કબુલ ન રાખ્યો. "તો શું? આજ તો એ કાંઇ નહીં કરે, પણ પછી મારો ભરોંસો નહીં રાખે. ને પઠાણ એવો છે કે ગમે ત્યારે ગમે ત્યાં પ્રાણ લેશે પછી તમારા ભેળો હું

પણુ મરીશ. એનો તો આ દેશ છે. એના બીજા ચાર ભાઇને લાવે ત્યારે આપણું કોણ? રાતને દહાડો આપણાપર કોણ ચોકી બેશી રહેશે?" ને માહાલીને તમે આમ શી રીતે કાઢી શકશો! નહીં કાઢો તો એણે તો પ્રાણુજ લેવો ધાર્યો છે તો હરેક પ્રકારે પ્રાણુ લેશે. ખાવામાં ઝેર દેશે, માટે હવે એ માહાલીની માયા મૂકો, એને તો મોતજ સમજો." નટવર ડોશીનો અભીપ્રાય જાણવા અટક્યો, ડોશીએ તે ચોખ્ખો જણાવ્યો.

"તે તો હું વહેલી સમજી છું મને તો એનાપર હેત ધર સુક્યું તે પેહેલથી નહોતું, રસ્તામાં તેણે વેર વાળ્યું, ને હવે તો તે મને માથાના ઘા જેવી લાગે છે; તેમાં આ ચાર પાંચ દિવસથી તો જરૂર તું કહે છે એમજ વર્તે છે. પણ મને તો એમ ડર રહે છે કે પહાણુ પેહેલો આવતાંજ મ્હારાપર હુમલો કરશે તો?"

નટવરે હિંમત દીધી. "તો હું શું બાયલો છું? તમને મારવાં હોતતો આ વાત કહીને ચેતવતજ શું કામ? એની સાથે મળીને મીલકત વહેંચી લેત. મને કંઇ કડવી લાગતી હતી? પણ એમ નથી. હું એમની બધી વાત જાણું છું, હજી તેઓ મારો ભરોંસો કરે છે ને તેથી હું તમને બચાવી શકીશ. એ રાંડને પેહેલી હુંજ ઉઠાડીને બ્હાર મોકલીશ ને બંનેને વિદાય કરીશ. હવે વાર થશે તો એને વહેમ પડશે, જે મ્હારા કહેવામાં જરા ફેર કરશો તો જરૂર માર્યા જશો. રામજીનો ભરોંસો રાખો ઘરમાં જઇને છાંનાંમાંનાં સુઇ રહેજો. હું તરત દીવો ઓલવીશ એટલે આપણે પુંઠે નાસવું ઠીક પડશે. તમે જાઓ ઘેર હું ગાડી કરી આવું, જોજો કંઇ બોલતાં!"

"મ્હાલી આખર તેં દગો દીધો હેં? ઠીક ભાઇ હવે મારૂં તારે ખોળે છે."

ડોશી ત્યાંથીજ થરથરતી પાછી ફરી પથારીમાં આવીને પડી. થોડીવારે નટવર આવ્યો તેણે દીવો તો ઓલવ્યો; સહુ સુતાં, પણુ તે એક બીજાને ઠગવા, કારણુ નીદ્રાતો તેમનાથી હજારો ગાઉ દુર ગઇ હતી!! નવ વાગ્યા, દસવાગ્યા, અગીયાર બજ્યા, તે સહુએ ગણ્યા. સહુનું ધ્યાંન બાર વાગવા ઉપર હતું. ડોશી પથારીમાં પડી પડી થરથરતી હતી; માહાલી પથારીમાં પડી પડી હર્ષથી ઉછળતી હતી; નટવર બાહાર પથારીમાં પડયો પડયો આમ તેમ ગબડતો

હતો; ને પઠાણ પણ કાળું કર્મ કરવાના કાળા પોશાકમાં આં-ગણામાં આમ તેમ ટેલતો હતો. બધાં વિકળ હતાં, ત્યારે ઘડીયાળ કંઇ જંપીને સુતી નહોતી, દુર ચાવડીપર પહેરાવાળા કંઇ નીરાંતે ઉંઘ નહોતા કહાડતા, એ વાતની સાબીતી દુર સંભળાતી. ઘડીયા-ળમાં બાર ટકોરાએ કરી બાર વાગ્યા! કોના બાર વાગ્યા? ડોશીના કે મહાલીના? હમણાં જણાશે.

ડોશી પઠાણ આવ્યો જાણી રાડ ન પાડે માટે નટવર "હે-રામ" બોલતો ઉઠયો તે માંહે આવવાનું કરતો હતો ત્યાંતો આતુર માહાલી બાહાર આવી. "કેમ ખાંનસાહેબ આવ્યા કે?" આવા પ્રશ્ન-ના જવાબમાં તેણે તેના કાળા પોશાકમાં ખાનનેજ જોયો. થોડાં થોડાં અજવાળીયાં નિકળ્યાં હતાં.

'હયો ચલોજી તુમ્હારા કોલ પૂરા કરો હમસે અબ રહા નહીં જાતા. યે છે કલાકતો હમને છે બરસ જેસે નિકા લેહે" તે આગ-ળ આવ્યો નેં માહાલુનો.હાથ ઝાલવા ગયો. હાથ ઝાલ્યો.

"હા ભલે જાઓ હું બેઠો છું" નટવરે પણ સંમતિ આપી.

"પણ પહેલી આ રાંડને પૂરી કરી હોતતો ઠીક." માહાલુએ ઓરડા સામો હાથ કરી કહ્યું.

માહાલુ ઓરડા બહાર નિકળી તેવીજ ડોશી ઉઠી; પછવાડેથી જોયું, ને કાળા પોશાકમાં પઠાણને જોયો. મોત દીઠું! જમ જોયો!! ને તે સાથે જયારે માહાલુની આ દરખાસ્ત જાણી, ત્યારે તો તેણે મોતને પોતાના માથાપર જોયું "હે શ્રીરામ મારૂં રક્ષણ કરજો" એટલું તેણે કહ્યું ને પઠાણ બોલ્યો. માહાલીને તેણે જવાબ દીધો.

"અરે તુમ દીવાને હો? વોકામ કીયે પીછે તો પણ ઘડી-ભરમી ડેરા જાવે? ફીર લાશકું નદી મેં કોન ડાલ આયગા? તુમ અબી આઓ, ફીર તુમ તુમ્હારે સ્ટેશનપર ચલે જાઇઓ; વો હમારી સકલી તો નહીં નિકાલ ડાલી? ચલોજી ચલો." પઠાણે ગળામાં કંઠી તપાશી તે હતી.

ડોશી તો થરથરતી હતી, વળી તેણે મોતને આઘું જતું જો-યું. દુર ગયું. નજરથી પણ દુર થયું; નદી ભણી ઉતારાની બારી પડતી હતી તેમાંથી બંને નિચે ગયાં. ડોશીને નટુ ચોકસ થયાં. ત-મામ સામાન લીધો. ગાડીવાળો પણ તૈયાર હતો. ગાડીમાં બેઠાં,

વિદાય થયાં, ને સપાટા બંધ સ્ટેશને પહોચ્યાં. ડોશીના મનમાં છે-વટ સુધી ભય રહ્યો. "આ પઠાણ આવ્યો! પેલા બે ચાર આવ્યા!!" સ્ટેશનપર કાળા ડ્રેસવાળા પોલીસના દરેક માણસને તેણે પઠાણ જાણ્યો, તે જરા પાસે આવે કે ડોશી નટવરને બોલાવે; નટવર દીલાસો આપે; એમ કરતાં ચાર વાગ્યા, ગાડી આવી, સવાર થયાં ડોશી જંપ્યાં, ને જેને સારૂ ખાડ ખોદાઇ હતી તેતો ચાલ્યાં. ખાડ ખોદનારનું શું થયું?

માહાલી તથા પઠાણ બારીમાં થઇ નદી તટપર જવાને ચાલ્યાં. પગથીયાં ઊતરતાં પઠાણે વાત ચલાવી "મેને આપકે વાસ્તે પેટકી દવાભી બનવાઇ હે. બ્હોત અચ્છી હે જરા દરદ નહી હોગા ઓર ગરભકા ખુલાસા હો જાયગા મગર હમકું સચતો કહો યે કોનસા યાર મીલાથા!!

માહાલુ પોતાના પ્રપંચ, લોભમાં બોલી, "એ પણ તમારા જેવો ફાંકડો ખાન સાહેબજ હતો. પણ તેણે તો મને હજાર રૂપીયા આપ્યા હતા નેં તમે તો ઊલટી મારી સાંકળી માગો છો એટલી તમને મારી કદર ઓછી"

આટલી વાત થતાં તેઓ છેક નદી તટપરના ચોતરાપર પહોચ્યાં. માહાલુએ બોલવું જારી રાખ્યું "હવે ઊતાવળ કરોનેં!" આ શબ્દો તેના મોમાંથી નીકળતાંજ ઊતાવળ થઈ. વાંચનાર ગભરાશો નહીં. અમે વ્યભીચારની ગંદી વાત નથી કરતા. આહી વ્યભીચારની દુષ્ટ વાત સારૂ તેઓનેં આણ્યાં પણ નથી. અત્યાર સુધીની ગોઠવણ એ નીચ કર્મ માટે નહોતી. ત્યારે શું છે? માહાલીનેં ઊતર મળ્યો ને તેથી ભરમ ફુટ્યો. માહાલીના મોંમાંથી ઊતાવળના શબ્દો નિકળતાંજ પઠાણે તેના બે હાથ પકડ્યા અને તે જોર ભેર એક આંચકો પ્રેમથી નહીં પણ ક્રોધથી આંચકો મારીને બોલ્યો! ગુજરાતી ભાષામાં બોલ્યો!! એશું! શું બોલ્યો તે સાંભળેથી સમજાશે. તેણે માહાલુના બધા બોલના સામટા જવાબ દીધા.

"તારા કરતાં મને વધારે ઊતાવળ છે. અને મને તારી જેટલી કદર થઇ છે, એટલી પૃથ્વી ઉપર કોઇને નથી થઇ. તે કદર બુઝવા પ્રભુએ વખત આપ્યો તો હવે હું વાર પણ કરવાનો નથી."

આટલું સાંભળતાં આવાજ ઓળખીને માહાલુ બોલી ઊઠી।

"હાયરે મા! દગો!!" જવાબ તુરત વાળ્યો "પહેલો તારો ને પછી મ્હારો. ચંડાલણી! વિશ્વાસઘાતી!! નારકી!!! મારા ત્યાગથી નહોતી ધરાઈ તે વિધા હર્ષદને દુઃખ દીધાં!! તેથી પણ ન ધરાઇ ને ડોશી-નો જીવ લેવા તૈયાર થઇ!! પણ પ્રભુ ન્યાયી છે. આ સરયુતીર માહા પવિત્ર છે! ત્યાં પાપ વૃત્તી કરતાંજ સજા થાય છે એમ તું આજ અનુભવીશ. ગર્ભપાત કરતાંજ તારો પાત થશે! ડોશીને નદી-માં ડુબાવતાં તુંજ ડુબીશ!! અરે ફાંકડા મુસલમાંને તને હજાર રૂ-પીયા આપ્યા તો હું કંઈ નહી માગું. હું તને ઉલટી આ કટારની કડી પહેરાવું" એમ બોલતાં તેણે તેણીના બે હાથ પોતાના બેઉ હાથે પકડ્યા હતા તે એક હાથે પકડી રાખી બીજા હાથે પોતાની ભેટમાં ડગલાના અંતર પડમાં જે કટાર ખોશી હતી તે કહાડવા ગયો, તેવામાં મ્હાલીએ આંચકો મારી તેનો હાથ છોડાવ્યો, અને સામી તેને ધક્કો મારી નાઠી! ગાફલ વૃજવલ્લભ નદીના પાણીમાં પ-ડી ગયો ને માહાલી નાઠી!!

વાંચનાર! વૃજવલ્લભ અહીં ક્યાંથી! એનો ખુલાસો અમારે કરવોજ જોઈએ.

મુંબઇથી નાઠા પછી તે હીંદુસ્તાનમાં આવ્યો ને ઇસ્ટ ઇન્ડી-યા રેલવે કંપનીમાં પંચોતેર રૂપીયાના પગારથી નોકર રહ્યો. પગા-રમાંથી બચાવાય તેટલું બચાવી પોતાની ગએલી આબરૂ મેળવવા કોશીશ કરતો હતો, પણ તેમાં તે ઘણીજ લાંબી મુદતે પાર પડશે એમ ધારતો હતો ત્યારે તેની એવી હાલત કરનારના ઉપર કીનો જાગૃત થતો હતો. કાશીને સ્ટેશને તે હતો ને તેણે આ કાપલાને જોયો નટવરને તે છાંનો મળ્યો. ને તેનાથી બધા સમાચાર જાણ્યા. એથી તેનો પિત્તો વધારે ઉછળ્યો! તેના વૈરની ધાર વધારે તેજ થઇ તે ચોખ્ખું બોલ્યો.

"તેણે મારી આબરૂ લીધી, મને રઝળતો કર્યો, તેનો તેને જરી પણ પશ્ચાતાપ તો નથીજ પણ સામો ઉલટો આવો તનમનાટ!! તેણે મને નથી જોયો, પણ મેં તે દુષ્ટને કાલે જોઇ. તે હતી તેથી માતી થઇ છે દીલગીરીની છાંય પણ તેના મોપર નથી. પરંતુ હું તેને એક સામટી દીલગીરી આપીશ. મારૂં વૈર તેના મોતથીજ તૃ-પ્ત થશે. તેને જીવતી જોઇશ ત્યાં સુધી મારા તનને, અને તેને જી-

વતી જાણીશ ત્યાં સુધી મારા મનને, નીરાંત મળવાની નથી માટે હવે એજ વાત! પાછી મ્હારૂં ગમે તે ભલે થાઓ!!!!"

નટવરે તેને ઠંડો પાડયો. એક સ્ત્રી હત્યા કરતી તારા જેવા ભલાને છાજતી નથી. તું લાજની ખાતર દેશ છોડી ગયો છે તો તે રાંડ પાસેથી પૈસા પાછા મેળવી તે લાજ પાછી સંપાદન કરે અને રાંડ નઠારી છે એવું જગતમાં જાહેર કરે એ સારૂં છે કે તેનો ખુની ઠરી દેશ વિદેશ રઝળતો. ઇશ્વરનો માહા અપરાધી અને કલંક યુક્ત રહે અથવા કાળે પાણીએ કે ફાંસીએ જાય તે સારૂં! વેર લેવું પણ તે એટલે દરજે નહીં કે તે ઉલટું આપણને વધારે પીડાકારી થાય. "વૃજવલ્લભે પોતાનો ધુંધવાટ કહાડયો" એવો કોણ મરદ હશે કે જે પોતાની સ્ત્રીનું છીનાળું જાણી સહન કરશે! તેનું શિયળવ્રત તુટયું ને ગર્ભપાત કરવા પણ તૈયાર થઇ તો તેને કોઇને લઇને નાશી જતાં શી વાર! ત્યારે શું એ મારી અપકીર્ત્તિને સજીવન રાખી દેશે દેશ ધુમતી કરૂં! અને શું એ અપકીર્ત્તિથીજ ઓળખાઊં! નહીં નહીં "તનથી વ્હાલી લાજ" માટે તન જતાં પણ એ અપકીર્ત્તિની વેલને મૂળથીજ કાપવી જોઇએ"

ઘણી મહેનતે નટવરે તેને ઠંડો પાડયો. તેને એવી યુક્તી બતાવી કે જેથી તેને તેનું ધન મળે એટલે પાછી આબરૂ સંપાદન થાય ને રાંડને મુવા કરતાં પણ મોટી શીક્ષા–ફરી વ્યભીચાર કરેજ નહીં એવી શિક્ષા થાય. અને તેમ કરતાં તેને પોતાને કંઈ નુકસાન પણ ન થાય. ડોશીને મારવા જે માણુસ માહાલુએ શોધાવ્યો છે તે તેનેજ થવા કહ્યું. અને એવો સંકેત રાખ્યો કે એકાંતમાં પોતે પઠાણનાજ વેશે–પ્રસિદ્ધ ન પડતાં તેનું નાક કાપી બસેં રૂપીયાની કંઠી તેને પાછી દેશમાં આવવાને ગુજરાન સારૂ તેની ડોકમાં રહેવા દઇ સરયુને તીરે એકલી મુકવી. પછી તેનું તેને દુરસ્ત લાગે તેમ કરે. કોણે નાક કાપ્યું એ જણાવાનું નથી, તેનાથી કદી કહેવાવાનું નથી, અને ડોશીને તથા જગતને જણાવવાને બરાબર અનુકુળ થશે કે તે 'પઠાણ સાથે ગઇ'! અને પાછી આવશે તો પણ એમ કહેવું છેક ખોટું નહીં પડે કે પઠાણેજ તેનું નાક કાપ્યું. અમે ધન લઈને મથુરાં જશું માટે તેણે પણ ત્યાં અચાનક મળવું અને ડોશી પાસેથી પોતાના દાગીના માગી લેવા.

આ સંકેત વૃજવલ્લભને ગમ્યો. તેણે એક માસની રજા લીધી ને પઠાણને વેશે તેમને અયોધ્યામાં મળ્યો. માહાલુએ તેને પઠાણજ જાણ્યો અને તે એકાંત સ્થળમાં અડધી રાતે આવી કે વૃજવલ્લભને પોતાનું ધાર્યું કરવામાં કશી અડચણ ન આવે નટવરે તો પોતાનો ભાગ બરાબર બજાવ્યો પણ વૃજવલ્લભે જ્યારે તેને મોંહે મો મુસલમાંનથી વ્યભીચાર કરવાની કબુલત સાંભળી, તેને વ્યભીચાર કરવાને તૈયાર નજરે નજર જોઇ; ત્યારે તેનો પિત્તો તેને વશ રહ્યો નહીં. તેણે તો તેનો પ્રાણ લેવોજ ધાર્યો! ભલા માણસે તેમ કરતાં અવલ તે પિચાર માહાલીને જણાવ્યો આખર પણ તે ભોળો માણસ ઠગાયો!! વૃજવલ્લભ જાહેર એવા વિચારથી થયો કે આ ફજેતીથી; આ ચોરીના પકડાવાથી; આવી કબુલતોથી; તે પોતાને સજા થવી વાજબી ગણશે, એટલે કદાચ તે પોતાને હાથેજ આત્મઘાત કરશે! આ વાક્ય બાણોથી તે અધમુઇ થઇ જશે, અને તેને તેના કૃત્યનો ખરો પશ્ચાતાપ આખર અંત સમયે પણ સત્યનોજ જય થાય છે. એમ અનુભવ સિદ્ધ થશે! તેને એમ સુઝયું કે તેનો પ્રાણ તેનાં કૃત્યોને લીધેજ જાય છે એમ તેને કબુલ કરાવીને તેને હણવી!! પણ હજી તેના નઠારાપણાની તેને એટલી ઓછી ખબર હતી અને તેથીજ તે ગાફલ રહ્યો! તેથીજ તે ઠગાયો!!!

માહાલીએ તો તેને સરજુને સોંપ્યો પણ એ પવિત્ર દેવીએ તેનો સ્વીકાર ન કર્યો. ઝડપથી તે ઊઠયો અને જોર ભેર પુઠે નાઠો. માહાલુના અચાનક નાસવાથી તેના લુગડાનો છેડો નીકળી ગએલો તે પુંઠે ઢસડા તો હતો તે વૃજવલ્લભના હાથમાં આવ્યો અને તે બોલ્યો "મોતને કાંઠે આવેલી દુષ્ટા તારાથી પછાડા મરાય તેટલા મારી લે" ખરેખાત તે સમય સૂચક બૈરીએ એક પછાડો માર્યો!! તે નિર્લજ બૈરીએ એજ લુગડું પહેર્યું હતું તે કાઢી નાંખ્યું. વૃજવલ્લભના હાથમાં લુગડુંજ રહ્યું ને તે નાઠી!! નવસ્ત્રી નાઠી!! તેને શું શરમ હતી!! શું ગઇ! છુટી ગઇ!!! જો બારી ચા પેસી તે બંધ કરી દે! માંહેથી સાંકળ વાશીદે તો જીવી! અણીને વખત બચી. મોતની પથારીપરથી ઉઠી ગણાય! માત્ર ત્રણ પગથીયાં બાકી હતાં પણ તેનો પાપનો ધડો ભરાઇ રહ્યો હતો!! તેથી પોતાને હવે કેટલું છેટુ પડી ગયું છે એ જોવા તેણે પાછું જોયું, વૃજવલ્લભને છેક પહેલ

પગથી મેં દીઠો, એટલે તેણે તે તરફજ દ્રષ્ટી હતી ને પગ આગળ ભર્યો; તે છરતો પગથીયાપર પડયો, એક નાના તેપર પડેલા પથ્થરના કટકાપર આવ્યો ને લથડયો તેવીજ તે ઊથલાઇ પડી!! અને પગથીયાંઓ ઉપર ગબડતી ગબડતી વૃજવલ્લભના પગ પાસે આવીને પડી!! તેનાં દુષ્ટ કર્મોએ તેને મોતના મોં આગળ ધરી, વૃજવલ્લભ તેની છાતી ઉપર ચઢવાનું કરતાં તે બેશુદ્ધ જણાઇ!! અને તુરત માથા નીચેથી લોહીની ધાર ચાલી. વૃજવલ્લભે માથું ઊંચું કરી જોયું તો નીચે અણીદાર પથ્થર આવી ગયો હતો ને તે ઉઘાડા માથામાં પેશી ગયો હતો!!! આ લોહીની ધાર જોઈ તે કમકમી ગયો!! કટાર તેના હાથમાંજ રહીને તે એના ભણી જોઇ રહ્યો!! શું જુવે!! તે તો સ્તંભી ગઈ હતી, બેશુદ્ધ થઈ ગઇ હતી!! વૃજવલ્લભે જાણ્યું કે તે મરી ગઇ!! નીરાંત થઇ!! પોતે હત્યા કરવાના પાપથી બચ્યો!! "હા! તેના ગર્ભવાળું પેટ પગથીયાંપર અફળાવાથીજ તે બેભાન થઇ!! તેનું નાગું થવુંજ તેને નડયું. ને તેના વ્યભીચારે તેથી રહેલા ગર્ભેજ તેનો પ્રાણ લીધો!! ન્યાય થયો!! ધન્ય પ્રભુ તે ન્યાય આપ્યો!! આટલું તે બોલ્યો એટલામાં તો લોહીની નીક છેક સરયુના જળ સુધી પહોંચી. તેની ગંધથી મગર અને મચ્છ ઉપર આવવા લાગ્યા એટલે વૃજવલ્લભ ખસ્યો!! ગાડીનો ટાઇમ પણ પાસે આવતો હતો માટે ત્યાંથી કટારને સરયુજીમાંજ પધરાવીને વિદાય થયો! પંદર મીનીટમાં તો માહાલુના શરીરપર મંકોડાની પેઠે મગરો વળગી પડયા, ને તેને નદીમાં ઢસડી જઇ, તેનામાં જે કંઇ શ્વાસ બાકી હતો તે પણ પૂરો કર્યો!!

પ્રિય વાંચનાર! માહાલુ તો મરી ગઇ!! હવે તેને તમે કદી દેખવાના અથવા તેના વિશે કંઇ સાંભળવાના નથી!! ઘરેણાંનો લોભ એ તેના મોતનું ઉપાદાન કારણ થયું. અને વ્યભીચાર તેનું નિમિત્ત કારણ થયું. તેનામાં બુદ્ધિ હતી, આવડ હતી, થોડી ઘણી વિદ્યા પણ હતી, રૂપ હતું; ધન હતું; ભણેલો ગણેલો અને વલી સ્વાધીન ધણી હતો; પિયરમાં સંપૂર્ણ સુખ, ને સાસરામાં કશું પણ દુઃખ નહોતું; છતાં તેના લોભી સ્વભાવને લીધે તેની દુષ્ટ વૃત્તિઓને લીધે તે જન્મ વિફળ રહી! ન સુખે ખાધું પીધું કે ન કશું હાણી માણી!! ધણી પાસે રહી ત્યાં સુધી નિત્ય આ કરાબોને તે અપાવે!!!

તેના કંકાસમાં અને અસંતોષમાં વિદ્યાની અદેખાઈ કરવામાં અને તેના ચડસમાં ધણીને ચૂસી વૈરી કરી દેશમાં અપકીર્તી મેળવી. દુનીયાંની આંખે હીણી ઠરી માસીને વળગી. વિદ્યા હર્ષદને મહા દુઃખી કર્યાં ને તેમનું ધન લીધું. હાયરે! ચાવું થશે! એવી ફિકરમાં ઘેર ગઇ!! તો પણ તૃપ્તિ ન થઇ!! ડોશીના ધનપર ડોળો રખ્યો. હાય હાય! જન્મનું ધારેલું તો હજી ન મળ્યું!! તે માટેજ મા બેન કુટુંબથી લઢીને આખર ચાકરનો પણ વિશ્વાસ ન કરવો એમ જણાયાથી રાત દિવસ ધનની ચોકી કરવા ઘરમાં ગુંથાઇ રહી! ન સુખે નાતમાં ગઈ! ન કોઇથી હશી બોલી શકી!! બહાર જાઊં નેં ચોરી થાય તો! એ ડરમાં ચારે મહિના ઘરમાંજ કેદી જેવી રહી!! એટલા અજંપાથી પણ પોતાની ભૂલો ન સમઝી વ્યભીચારનું મહા પાપ કર્યું. અને ત્યારે તેનો ઘડો ભરાયો!! એજ આખર તેના મોતનુ કારણ પણ થયું. અમૃતસાગરને કાંઠે આવીને પણ તેણે ઝેર પીવાને માગ્યું. તે તેને મળ્યું. એટલે રૂપાળું શરીર ખોયું, સ્વાધીન કમાઉ ધણી ખોયો, સામટું ધન ખોયું; અને બાપની અળખાંમણી–ધણીની શત્રુ–માસીની ખુની– અને મા બેનોની સામા વાળી– ભર જુવાનીમાં આશાઓની ભરી પુરી–મગર ને મચ્છથી માંસ ચૂંટાવતી પૂરી થઇ!! અને તેમ છતાં તેની પુંઠે દયા ખાવી કે જુકી કાંણ માંડવી પણ પછી ઉલટી "પઠાણને લઈને નાશી ગઈ" એવી કાળી લીટી પોતાના નામપર "યાવત્‌ચંદ્ર દિવાકરૌ." વાંસે મુકી ગઇ તેનાં સગાં વહાલાંએ એ વાત સાંભળીનેજ તેનું સ્નાંન કર્યું. ને તેનું નામ પણ લેવું એ મહા નીચ ગણ્યું.!!!!



## પ્રકરણ ૧૦ મું.

### શિખરિણી.

કદી મારી પાસે, જરી નવ ઊદાસી જણુવતી.
હશી બોલી મીઠું, ધીર દઇ ખુબીથી રીઝવતી;
હતી તેથી રૂડી, ગુણી ધીર સુનીતિમય બની.
ખરી ખૂબી ખીલી, વિપતિ સમયે નારી શુભની.

આબુ પર્વત ઉપર "લખનઉવાળા લાલાજીનો બંગલો" પ્રસિદ્ધ

હતો. તેઓ ત્યાં વીશ વર્ષથી રહેતા હતા, છ સાત બંગલા બંધાવ્યા હતા તેનું ભાડું ખાતા હતા, અને આનંદમાં પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. સાઠ વર્ષના ડોસાની લાંબી દાઢી, સુફેત પોશાક, અને બીજા ડોળ ડાળ સાથે તેમના ઘરની રીત ભાત પણ એવી હતી, કે જાણે લખનઉનાજ કોઈ અમીરનું ઘર ઉપાડીને આખુ ઉપર મુક્યું હોય!! બંગલા નીચે મોટું ડેહેલું તથા માંહી કોટડીયો હતી તેમાં લાલાજી અનાથોને આશ્રય આપતા ને તેની એક બાજુ ઉપર નાનું ઘર બહાર બારણું પડે એવું કાઢ્યું હતું. તેનું આપણે ખાસ કામ છે માટે આખા બંગલાનું વર્ણન શું કામ કરીએ? આગળ ઓશરી માંહે પડશાળની અંદર બે કોટડી તથા એક કોટડીની અંદર વાડો તથા તેની પેલીગમ છૂટી જગ્યા હતી. ઓશરીના થડમાંજ ઉપર જવાનો દાદર હતો.

આ નાના ઘરની સફાઈ આખા બંગલાની સફાઇને શરમાવે તેવી હતી. રાતનો વખત હતો. ઓશરીમાં પડતું ઘરનું બારણું તો બંધ હતું પણ તેના થડમાં લોઢાના સળીયાદાર જાળીમાંથી સામે તેના થડમાંજ પડેલો લોઢાનો પલંગ દેખાતો હતો, તેના ઉપર મોં સુધી ઓઢી એક માણસ સુતો પણ જાગતો હતો. તેના પગ પાસે પાંગતે એક વગર હાથાની કુરશી ઉપર એક સ્ત્રી બેઠી હતી; તેનો એક હાથ પતિના પગ ઉપર તે પગ ચાંપતો હતો, ને બીજા હાથમાં એક પુસ્તક પકડ્યું હતું જે તે પાસેનાજ ચાડાપર તેલનો દીવો ઝગમગાટ બળતો હતો તેના આધારે તે વાંચતી હતી, આ બેઉ કામ તે સાથે કરતી હતી. એટલીજ તેનામાં ચતુરાઈ નહોતી. ભોંયપરને ભીંતોપર તેણે એવી સફાઇથી લીપ્યું—અને તે ઉપર પોતાને હાથેજ એવા હલકા પણ ભભકદાર રંગથી રંગ્યું હતું, કે તેની શોભા કીમતના પ્રમાણમાં ઘણીજ ઉત્તમ હતી. એક તરફ ગાદી તકીયો ને નાની જાજમ, બીજી તરફ નાનુ પુસ્તકોનુ કબાટ ને તેના થડમાં લખવાનું ટેબલ, ત્રીજી તરફ એક આર્મ ચેઅર ને તેની જોડે હાથાવાલી એક ખુરશી તથા બે મુડા; અંદર કોટડીમાં વાસણ કુસણ તથા લુગડાંની પેટી, તથા બીજી કોટડીમાં સીધુ સામાન અને લાકડાં, બધું અત્યારે જો કે બધું કાંપ સુઇ રહ્યું હતું તે વખત પણ એવું સ્વચ્છ અને સફાઈથી ગોઠવ્યું હતું કે જાંણે આ

વખત તેમના ઘરમાં કોઇ મોટો માણુસ આવવાનો હોય! પહાડ ઉપર તેઓ હાથે પગે ચઢયાં હતાં ને આ બધું રાચ રચીલુ તેમણે અહીંથીજ–પોતાનીજ મહેનતના ફળ તરીકે–વસાવ્યું હતું; અને તેમાં શીવવા, ગુંથવા, રંગવાનું, જે કામ નજરે પડે તે તેની જાતનું કરેલું હતું. આ વાત ઉપરથી સુજ્ઞ વાંચનાર સમજી ગયા હશે કે એ તો આપણી વિદ્યાજ. ને પુરૂષ તે હર્ષદ. અહીં ક્યાંથી ક્યારે શી રીતે આવ્યાં તેનુ ટુંકમાં વર્ણન કરીએ.

તેમના ઉપર કેટલી આફતો આવી! પ્રથમ તો તેમનાં રક્ષક મુરબ્બી ગુજરી ગયાં. પછી તેમનાં સલાહકાર મિત્રો કેદમાં–વિમળા સાસુ સેવાની બેડીમાં અને નટવર મંદવાડની બેડીમાં રોકાયાં; તેમનો સ્નેહી ભાટીયો યાત્રાની બેડીમાં પકડાયો, ને જ્યારે તેમને કોઈ મદદ કરે એવું પૃથ્વીપર ન રહ્યું, ત્યારે તેમના ઉપર હુમલા થવા માંડયા! પહેલી વાત તેમના ધન ઉપર આવી! મીલ બળીગઇ, માળાપર જપ્તી થઈ! અને ડોશી તથા માહાલી જે હતું તે લઇને ચાલી ગયાં!! તેમની પાસે ધન નામે ત્યારે શું હતું? હર્ષદ તો હાથે પગે જુજ ખર્ચી લઇને કાલે આવીશ ધારીને નિકળ્યો હતો, અને વિદ્યા રસોડામાંથી અબોટીયા ભેરજ નિકળી હતી એ આપણુને યાદ છે!! તથી તેમની આબરૂપર વાત આવી! તેઓની કીર્તિ ગઇ!! લોકોનું લેણું ખોટું કરવા તેઓ ઢોંગ કરે છે એમ ઠર્યું, ઉલટાં તેઓ પ્રપંચી ઠર્યા!! એથી પણ ભારે વાત–તેમના મનથી સૌથી ભારે ઘા–તેમના પતિ પત્ની વચ્ચેના પ્રેમ પ્રત્યે થયો!! ધન ગયું! આબરૂ ગઇ!! ઘર બાર જપ્ત થયાં!! પ્રેમમાં ઘા વાગ્યો!! હવે તો તે દુઃખો સહેવાને તન રહ્યાં!! અરે તેના ઉપર પણ આવી, તે પણ એવી રીતે કે એક જણુની પથારીપર પીડાય, ને બીજું તેને જોઈને પીડાય!! વિદ્યાના મનથી જો તે જાતે એવી માંદી પડી હોત તો ઘણું ઓછું દુઃખ ગણત–તે તો પ્રભુ પાસે બહુવાર માગી ચૂકી–કે "એના બદલામાં મને ભલે રોગ થાય." "પ્રીતમ પીડાયે તે તો જોયું નવ જાય" અને તે આખરનો મંદવાડ પણ ક્યાં? જ્યાં વૈદ્ય નહીં, ડાક્ટર નહીં, કોઇ નાતનું તો શું પણુ ઓળખીતું પણ નહીં ત્યાં!! હવે શું બાકી રહ્યું? હર્ષદનો પ્રાણુ જવો, ને વિદ્યાનું તેના વિયોગમાં પુરૂં થવું! દુખનો છેડો વિપત્તિ સાગરનું તળીયું આવ્યું. !!

આટલું બધું શા સારૂ થયું ? વિદ્યામાં જે જ્ઞાન, ડાહાપણ, વિદ્યા, હુનર, ભક્તિ, અને નીતિ ભર્યાં હતાં, તેની કીમત ઉપજાવવા ! તેની ખરી કદર તેના પ્રિય તમને–થવા ! દુનીયાંને તે ચિરંકાળ જણાવવા. આવા પુસ્તકોમાં તેનુ નામ અમર કરવા ! પ્રભુએ જે અખૂટ ખજાનો તેને આપ્યો હતો–તેના માબાપે તેને જે જે શીખવ્યું હતું તે બધુ અનુભવસિદ્ધ સાર્થક કરવા !! શું તેમ થયું ? આ કપરી પરીક્ષામાં આ ખરી કસોટીમાં તે પાસ થઇ ? ઘણું કઠણ કામ હતું! ઘણો બારીક મામલો હતો ! ત્યારે તે તેણે કેવી રીતે પાર ઉતાર્યો.?

વિદ્યાનો ધભરાટ આપણે જોયો તેટલોજ હતો. અને તે પણ એટલા માટે થયો હતો કે તેના પવિત્ર પ્રેમ ઉપર દુનીયાથી પણ –કુબેરના ખજાના–અરે ! તેના પ્રાણથી પણ પ્રિય તેના શિયળ ઉપર અણધાર્યું કલંક આવ્યું હતું. અને તે કલંક દૂર કરવાને તેને કદી લાગજ નહી મળે એમ લાગ્યું હતું માટે વળી તેના મનમાં પતિસેવા કરવા–આફતમાં વધારે ઉપયોગી થવા ઘણી હોંશ હતી પણ તે મનની મનમાજ રહી જશે શું? એ બીજો બળાપો હતો! ત્યાંજ પ્રભુ આ ધર આગળ આયુષ્યની દોરી આગળ તે લાચાર હતી!! એ લાચારીમાં–શરૂવાતમાંજ તે આટલી ધભરાઇ આપણે તેને મૂંકી છે તે સામેજ તેણે જ્યારે હવે ઉપાય કોઇ કામ લાગે તેમ નથી ત્યારે છેલ્લો ઉપાય–છેલ્લી આશા પ્રભુ પ્રત્યે કરવા તેનો નિયમ હતો તે પ્રમાણે તેણે તેનું અંતઃકરણમાં ધ્યાન કરી એકાગ્ર ચિત્તથી પ્રાર્થના કરી એટલે તેની ધભરાએલી વિહ્વળવૃત્તિ સ્થિર થઇ, તે એક ઠેકાણે લાગી, ને પછી જેવી તે પ્રાર્થના કરી ચૂકી એટલે પ્રાર્થનાના પ્રભાવથી–વૃત્તિ સ્થિર થયેલી હોવાથી–તેને પોતાની ભૂલ સમજાઇ! પોતે ધભરાઇ, પાર્વતીને ધભરાવી, ને તેથી સ્વામી સેવામાં એટલી વિઘ્ન કર્તા–મદદ કરવાને વખતે અડચણ કર્તા–થઇ, એ ખાતે તેને પસ્તાવો થયો. અવસર આવ્યો. તેનો અવળો ઉપયોગ થઈ ગયો એથી તેનો જીવ બળ્યો. પોતે ડાહીડાહી વાતો કરતી હતી છતાં આફતમાં ધભરાઇ તે માટે તેને શરમ આવી. પોતાની એ તેણે મૂર્ખાઈ બુદ્ધિની નબળાઇ કબુલ કરી અને તેણે પોતાના મનમાં હવે કેમ વર્તવું તેનો નિશ્ચય કરવા કહ્યું "પ્રભુ જે કરશે તે સારૂંજ કરશે. શું કામ મારે ધભરાવું? શું મેં ધભરાવા

જેવું કર્મ કર્યું છે? નહી તો અંતે સત્યનોજ જય થશેજ, એમ નહી ને કદાચ જો તેઓ દુનીયાંપર નહીં રહે તો મારો પ્રાણ વાંસે દુઃખી થવા રહેવાનો નથી. અમે પરમ ધામમાં સાથે આનંદથી જઇશું. જો તે જીવે છે–તો વચનથી નહીં–બીજા પુરાવાથી નહીં–પણ મારા કર્મથી અંતઃકરણના સાચા ઉમળકાથી–હું એમને અનુભવ સિદ્ધ ખાત્રી કરી આપીશ ત્યાં સુધી હું એ કાગળ અને પુરાવા બતાવવાનીજ નથી." આ વિચાર ઈશ્વરે હર્ષદના ઉપર વધારે કૃપા કરી ઉપજાવ્યો વિદ્યામાં અધિક ઉમંગ, નવી ઉલટ; આ આરોપે ઉપજાવી; તેનામાં હતી તેથી વધારે હોંશ એથી પતિસેવા કરવાની આવી; અને તેથી તે ફરી બોલી, "ભલે આફત આવી. મેં તેને વધાવી લીધી. હું તેની વાટ જોતી હતી. નટવર મારો શાહેદ છે. હું તેને આફતમા મારી લાયકી સિદ્ધ કરવાજ વરી છું. મારી ખરી કીંમત–મારી ખરી કદર–હવેજ થશે. ધનથી–મારા પલ્લાથી હું એ વાત ન સિદ્ધ કરી શકી તો ચિંતા નથી; પ્રભુએ તે સિદ્ધ એટલા માટેજ ન કરાવી કે તેની આજ્ઞા મારે તન અને મનથી સિદ્ધ કરવી એવી છે. બહુ સારૂં. પ્રભુ આજ્ઞા માથે ચહાવું છું. મેં પ્રભુ પ્રાર્થના કરી તેનો આ વિચાર એ તેની આજ્ઞા તરીકે જવાબજ છે."

તે આટલું બોલી. પોતાના મનમાં બોલી, અને તે મુજબ એથી ઉત્તમ–કરી બતાવ્યું. આપણે હર્ષદને મૂક્યો હતો તે પુંઠે તે બીજા ત્રણ દિવસ એવોજ બિમાર રહ્યો. તે ત્રણે દિવસ તેના ખાટલા પાસે તેની આસનાવાસનામાં તેની કંઈને કંઇ સેવા કરતી અખંડ બેશી રહી, ભૂખ, નીદ્રા, અને થાક, તેની હઠ–સેવા કરવાના આગ્રહ આગળ હડી ગયાં, તેમનું બળ તેના ઉપર કંઈ ન ચાલ્યું. તે તેને જરા પણ ચલાવી ન શક્યાં. હર્ષદે તે જોયું. રાતના બે વાગે તે જાગે તો દીલાસો દેવા. "શું જોઇએ છીએ?" "શું થાય છે?" એ પુછતી તે બેઠીજ છે! પરોઢના ચાર વાગે તેને હાજત થાય તો પાણીનો તૈયાર ભરેલો કળશો તે પગ પાસેજ બતાવે છો મધ્યાહ્નને બે વાગે તેને કંઇ ખાવાની રૂચિ થઇ તો ચૂલા આગળ તમામ સાહિત્ય તૈયારજ હોયો જે કહે તે પંદર મીનીટમાં મોં આગળ આવો પાર્વતી પણ તેની સાથે ન ટકી શકી. તે ઉંઘી જતી થાકી જતી ને પરાંણે તેની પછવાડે ઢસડાતી. શેહેરની–અમીર પુત્રી; સુંવાળી;

જુવાન સ્ત્રીએ, તે ગાંમડાની કસાએલી; ગરીબ ઘરમા ઘડાએલ; પીઢ બૈરીનું અભિમાન ગાળી નાંખ્યું. હર્ષદને આ ત્રણ દીવસમાં સવાર સાંઝનો સારી પેઠે અને વચમા કલાક બે કલાકે ભાનવતું, પણ તે દરેક પ્રસંગે તેને બીજીવાર બોલવું પડયું નથી; તેનો કાંન જાણે તેના મોંમાંજ હતો. તેણીએ ત્રણ દિવસ મનમાં એકે તર્કને પેસવાજ ન દીધો; માત્ર પ્રભુ સ્તવનમાં ધ્યાન લગાવ્યું; અને તે તપસ્યા પુરી થઇ કે પ્રભુએ સ્હામું જોયું; તે ચોથે દિવસ સારો ને પાંચમે છઠે ને સાતમે દિવસ તો તેથી સારો થયો. બીજા પાંચ દિવસ જવા દીધા એટલે તે મુસાફરી કરી શકે તેવો થયો. આ બાર દિવસમાંતો હર્ષદને વિદ્યાનો એટલો અનુભવ થયો જેટલો તેને બે વર્ષમાં નહોતો થયો. આ દુઃખ આફતને મંદવાડે એ રત્નનો ચળકાટ સમજાવ્યો, તેની કીંમત તેની કદર કરાવી, અને તે જાણવા અનુભવ સિદ્ધ માનવાથી. એવું અમૂલ્ય રત્ન. પોતાનુંજ પોતા પાસે હોવાને લીધે–તે દેશપતિથી પણ પોતાની જાતને અધિક ભાગ્યશાલી ગણવા લાગ્યો. એ રત્નથી જાણે તેનું કંઇ ગયુંજ નથી એટલી ખુવારી તેને રહી. ને તેથીજ તે જીવ્યો. એજ આશાએ–એનીજ તનીજે એનાજ દીલાસાએ તેને બચાવ્યો. એની સ્ત્રીના વફાદારી માટે તેને તર્ક–કુતર્ક–થયો હતો એ માટે તેને એટલો પશ્ચાતાપ થયો કે એ વાત તો તેની આગળ તે ઉચ્ચાર વતીક ન કરી શકયો. તેને એ વાતનું મનમાં સ્મરણ થતું કે તેના મોંપર શરમના શેરડા પડતા અને ટુંકામાં કહીએતો વિદ્યાએતો જે કહ્યું હતું તે બાર દિવસમાંજ કરી બતાવ્યું પણ હજી તે ઘણું કરી શકે એવી હતી–કરવાની હતી. આફતમાં પડેલો; ઘભરાએલો હર્ષદ તે અટકળથી સંપૂર્ણ સમજી ન શકયો. તેમજ તે વર્તશે એમ પ્રથમ માની શકયો નહીં. તેણે ધાર્યું કે કહેવા વખતતો વિદ્યા ડાહી હતી પણ હવે કરવા વખત ડાહાપણ રહેવું કઠણ છે. ભલ ભલાને નથી રહેતું તો તેનો બાળકનો શો હીસાબ હતો? તે આફતની ફરીયાદ કરશે, અને પોતાથી દુઃખ સહેવાતું નથી એમ બતાવી રડશે અને તેને રડાવશે. હવે શું થશે એ વિચારથી તેણી ધભરાશે ને તેને ગભરાવશે. "મારાથીતો ખુલું સુંકુ ખવાતું નથી; ફાટું તુટયું પહેરાતું નથી, આવી જગ નાત જાત ગમતવિના રહેવાતું નથી," એવું બતાવી દીલગીર રહેશે;

અને ખરેખાત તેથી પોતે આફતમાં આવ્યો, એક અમીરની સુખી દીકરીને પોતે પરણી દુખમાં નાંખી, એ વિચાર રાત દીવસ પોતાના મનપર રહેવાથી પોતે વધારે દુઃખી થશે; અને સહુથી મોટું દુઃખતો તેણે એ ધાર્યું, કે હવે ખાઈશું શું ?" ખાવાના સાંસા પડશે ત્યારે ખરેખરા બુરા હાલ થશે! પ્રભુ તેનો મંદવાડ ન લંબાવે તો ઠીક!!

તેનો મંદવાડતો લંબાયો ત્યારે શું તેની ધારણા ખરી પડી? તેની તો વિપત્તિમાં, મંદવાડમાં, ઘભરાટમાં, મંદમતિ થઇ હતી તે એમ માને પણ આપણે કેમ એમ માનીએ; ત્યારે થયું શી રીતે?

ધણીની મુસાફરી કરવા જેવી હાલત થઇ એટલે જે ખરચી સારૂ લીધેલા નગદ રૂપીયા હતા તેટલા રાખીને બાકીનો બધો સામાન સારાં લુગડાં ને જે એ ચાંદીના કળશા પ્યાલા સાથે હતા તે તેણે પાર્વતીને આપવાનું કર્યું. ભલી બાઈએ તે લેવાની ચોખી ના પાડી, ત્યારે વિદ્યાએ તેનાથી છાનું તેના ઘરના એક ગોળામાં તે ભર્યું, ને પોતે જુજ ખરચ તથા જુજ સામાનથી તૈયારી કરી. જવું ક્યાં? દેશમાં—ઓળખીના લોકોમાં—તો નહીંજ ત્યાં ગરીબાઇથી રહેતાં, મહેનત મજુરી કરતાં, નકામાં લોકો વાતો કરી પીડે? વખતે વૃત્તિ પણ ફેરવે! કોઇ પાણી ભરી ન આપે પણ એમ કહેવાને સહુ મળે "અરરર! બાઇ! તમે પાણી હાથે ભરોછો? લક્ષાધિપતિની દીકરી થઇને હાથે દળોછો?" એવી વાતો કરી કોઈ તે દુઃખ મટાડે તો નહી પણ ઉલટું વધારે. કરી ન આપે ને કરવા પણ ન દે. માટે પરદેશ જવું "દેશ ચોરીને પરદેશ ભીખ." એવી જગે જવું કે જ્યાંની હવા સારી હોય, ને જ્યાં કંઈ ઉદ્યમ પણ મળે! શીયાળો ઉતરવા આવ્યો હતો, ધણીને ગરમીની બીમારી હતી, વધારે લાંબી સફર કરવા જેટલી ખરચી પણ પાસે નહોતી, તેથી આબુ ઉપર આવ્યાં. પ્રથમતો લાલાજીની કોટડીમાંની એકમાં ઉતર્યા, પણ લાલાજીએ તેમને નજરે જોયાં, ત્યારે દયા આણી કૃપા કરી. પોતાનું નીચેનું ઘર મફત ઉઘાડી આપ્યું. નામઠામ તો તેમણે ફેરવ્યાં હતાં, વિદ્યાનું નામ સરસ્વતિ, ને હર્ષદનું નામ ખુસ્હાલરાય રાખ્યું હતું, પણ ડોસા લાલાજીએ તો જાણે પૂર્વ જન્મની પ્રીત હોય, તેમ સારાં માણસ આફતમાં છે એમ સમજી તેમને જોઇતી મદદ વગર માગે આપવા માંડી. શુકન તો સારા થયા; વિશ્રામ ઠામ ઠીક મળ્યું. "જેનું કોઇ નહી તેનો

પ્રભુ" તેણે જોગ તો ઠીક મેળવ્યો. એટલે વિદ્યાને વધારે હીંમત આવી. વિદ્યા પાસે ઘરેણા નામે માત્ર હાથમાં બે સોનાની બંગડી રહી હતી. તે વેચી જાણશે તો પતિ વધારે દુઃખી થશે એમ કલ્પી તેણે કાચની બંગડીયો વેંચાતી મંગાવી પતીને કહ્યું કે "સોનાની બંગડીથી દાક્તર ભરમ બાંધી વધારે પૈસા માગશે ત્યારે હું આ પહેરૂં છું" હર્ષદે તે માન્યું એટલે તેણે લાલાજીને ત્યાં બંગડી અડાણે મૂંકી. ને તે વાત તેના ધણીને ન કહેવા તેમને આકરા સમ દઈ તે પેટે સો રૂપીયા લીધા. ધણીને કહ્યું કે લાલાજીએ ઉછીના આપ્યા. તેમાંથી ઘર વખરીનો સામાન ખરીદ્યો, સીધું સામાન ભર્યું, ને થોડું ઊન કેનવાસ વગેરે મંગાવી પાંચ સાત છબીયો તૈયાર કરી. લાલાજીની મારફત ત્યાં જે સારા સાહેબોની દીકરીયો ભણાવવા લાયક હતી તેમના ઉપર તે ભેટ મોકલી, વિદ્યાના હુન્નરના ઉત્તમ નમુનાએ તેમનું ધ્યાંન ખેંચ્યું. પોતાની દીકરીઓને તે શીખવવા તેમણે તેને રાખીને પંદર રૂપીયાનો પગાર શરૂ થયો. વધારે પ્રસંગથી પોતે અંગ્રેજી સારૂં જાણે છે એ વાત પણ એ મડમોના જાણવામાં આવવાથી તેમણે પોતાની દીકરીયોને લેસન તૈયાર કરાવવાનું પણ બીજા પંદર વધારી તેનેજ સોંપ્યું. નિત્ય બે કલાક તેમાં જતાને રોજ રૂપીયો આવતો થયો ઇંગ્રેજી તથા ગુંથવા ભરવાના જ્ઞાને એ રીતે ગુજરાનનું માથે લીધું. એટલે હવે તેણે હાથે પાણી ભરવું દળવું વાસણ માંજવાનું બંધ કર્યું. બે રૂપીયાની ચાકરડી રાખીને તેથી પોતાનો જે વખત બચ્યો તેમાં શીવવાનું તથા ચિત્રનું કામ ચલાવ્યું. એ બે હુન્નરે તેના ધણીના ઓષધના તથા દાકતરની ફીના પૈસાનો કંટરાકટ લીધો. અને તેમ છતાં મહીને પંદર વીશ રૂપીઆ પડયા રહેવા લાગ્યા સાહેબ લોકોની સ્ત્રીઓ મારફત ભેટો મોકલી સરજન જનરલની મડમથી ઓળખાણ કરીને તેની પ્રીતિ પીઆનો બજાવી સંપાદન કરી, તેથી દર રવિવારે એ ગોરો ડાકટર વગર ફીએ તેના ધણીની ખબર લેવા આવતો થયો. આટલું કરવા સાથે કોઇ પણ વાતે ધણીના મનને આ આફતની અસર ન થાય માટે તે અનેક રીતે આ સ્થિતિને વખાણતી. ખરેખાત આ સ્થિતિ શાની હતી કશી ખટપટ નહોતી. કોઇની તેમને પરવા નહોતી કોઇ તેમનું શત્રુ નહોતું. અને વળી પતિ પત્ની રાત અને દિવસ સાથે રહી

બેશી હશી બોલી શકતાં હતાં તેથી કિમત તો અમુલ્યજ હતી. આવી દલીલોથી તે આ એકાંત વાસને વખાણતી અને તે વખાણવામાં પોતાની જે મતલબ તે પાર પાડતી.

વાડામાં તેણે નાનો બગીચો મડમો પાસેથી રોપ માગી લઈ પોતાને હાથે ક્યારા ખોદી કર્યો. માહાબલેશ્વરનો અનુભવ અજમાવ્યો. ને તે પાર પડ્યો તેના ફુલ ગજરા એવા સરસ બનાવીને લાલાજીને આપ્યા કે તેથી લાલજી પ્રસન થઈ ગયા, અને વિદ્યાનાજ ઉપરીપણા નીચે એક સારી બગીચી પછવાડે બનાવી; અને તેમાંના ફુલોના ગજરા કલગી બનાવી આપી લાલાજીને આપ્યાં, જેનો ઉપયોગ તેમણે પોતાના ઓળખીના સાહેબ મડમોમાં કર્યો. એથી વિવિદ્યાની ઓળખાણ ઘણી વધી ને જે તેના સહવાસમાં આવ્યું તે તેના હુન્નર વિદ્યાને સારા સ્વભાવની લપટથી મોહીજ ગયું. તેને ગાતાં બજાવતાં આવડે છે એ વાત જાણવાથી લખનવી લાલાએ પીઆનો અને કોનસરટીના બંને મંગાવ્યાં. વિદ્યાએ તેના ઉપર પોતાનો હાથ ચલાવ્યો ને તે જાણે સાંભળ્યું તે સ્તંભ્યું. મુબઇમાં જેવી સભા રંજન કરી હતી તેવી અહીં તમામ સમજણી યુરોપીયન મંડળી વશ કરી. હવે તો નિત્ય ત્યાં ઘણા સાહેબ મડમો અને તેમનાં બચ્ચાં આવવા જવા લાગ્યાં. તેમને બંને માણસની વિદ્યા અને યોગ્યતાની કદર થઈ, એટલે તેઓ તેમનાં મીત્ર—સ્નેહી થયાં અને એમના સહવાસમાં, અનેક પ્રકારના વિદ્યાના હુન્નરોના આનંદમાં, હર્ષદ તો એટલો નિમગ્ન રહેતો કે કોઇક વખત તો તે ઔષધ પીતો ત્યારેજ પોતે બીમાર છે એમ યાદ કરતો.

આ પ્રમાણે આખો દીવસ રમત ગમતમાં જતો, પૈસા પણ વધે જતા હતા; તેમ સારૂં ઔષધને સારી હવા મળતી હતી, એટલે હર્ષદ બમણી ઝડપથી સારો થવા લાગ્યો હતો, વિદ્યા કંઇકંઈ તજવીજો કરતી તેમાંની એક વધારે વધારે ફતેહમંદ થઇ. જે છોકરીયોને પોતે શીખવતી હતી તેમની સાથે તેમની બેનપણીયોને મેળવી પોતે જે ઓપેરાનો ભાગશાળામાં શીખી ભજવ્યો હતો તે ભજવવાની તૈયારી કરી. રંગીલા લાલાજીએ તેમાં જોઇતા ખરચ સામાનની મદદ આપી. છોકરીયો બરાબર શીખી એટલે લાલાજીનાંજ આમંત્રણથી તે છોકરીયોનાં માબાપ તથા લાલાજીનાં મીત્રોનો

એક સારો મેળાવડો થયો. તેમની આગળ ઓપેરા ભજવી બતાવ્યો ને તે ફતેહમંદ ઉતર્યો. આખા કાપમાં તેની વાહવાહ વિદ્વાન મંડળમાં ફેલાઇ! પહાડપર આ નવી નવાઇ હતી. એટલે મ્હોટા એજંટ સાહેબને પણ તે જોવાનું મન થયું. લાલાજીને લખી પૂછયું; વિદ્યાએ હા પાડી, ને તેમની ઓફીસના મોટા બંગલામાંજ એક રાતે સમારંભ થયો. દુર હોવાથી હર્ષદ પણ એક ડોલીમાં લાલાજી સાથે ગયો હતો ત્યાંતો વળી જગ્યાની યોગ્યતા, સાહીત્ય ઉત્તમ, અને છોકરીઓની એકવાર ભડક ભાગી હતી, એટલે તે એટલો બધો ફતેહમંદ નિવડયો કે મોટા સાહેબે પોતાની સોનાની પાંચસે રૂપીયાની ઘડીયાળ સોનાના અછોડા સમેત વિદ્યાને ભેટ આપી. મ્હોટાની નીગાહ થઈ કે બાકીસે રજવાડાના વકીલો સમજ્યા કે ન સમજ્યા, પણ ઉપડી પડ્યા. વિદ્યાને તો તે રાતે ચાર હજાર લગભગનો શીરપાવ થયો! ઓપેરા આવો ફતેહમંદ નીવડશે એવું જેમ તે જોનારે નહોતું ધાર્યું તેમ એ નિમીત્તે આટલી બધી બક્ષીસ મળશે એમ વિદ્યાએ પણ નહોતું ધાર્યું. હશી ખુશીથી ઘેર આવ્યાં ને વિદ્યાએ એ ગાંઠડો પતીના ચરણારવીંદમાં મૂક્યો ત્યારે તેને કેટલો આનંદ થયો હશે!

દરેક દિવસની કથા કહીએ તો બીજું આવડું પુસ્તક થાય માટે પ્રીય વાંચનાર! ઉપરના વર્ણન ઉપરથી વિદ્યાએ દુઃખનું કેવી રીતે સુખ કરી બતાવ્યું તેનો વિચાર કરી લેવો. આ હાલત ઉપર તેઓ હતાં ને આપણે રાતે તેમના બાગ્રી જોયું. આજે જરા હર્ષદની તબીયત બગડી હતી. માટે તે સુતો હતો. વિદ્યા તેની પાસે સારૂં પુસ્તક વાંચતી હતી ને બાહાર બાર સંભળાયા. પોતાની સાથી સોનાની સાંકળીવાળી ઘડીયાળમાં પણ બાર થયા એટલે હર્ષદ બોલ્યો.

"વ્હાલી બસ હવે રહેવાદે. મારા પગતો હવે નથી દુખતા પણ તેનું દરદ મને લાગે છે કે નવ વાગ્યાની ચાંપે છે તે તારા હાથમાં ઉતર્યું હશે.!!"

વિદ્યા હશીને બોલી. "હા. માહ'રા હાથ દુખવા આવ્યા છે તે જરા કણક બાંધીને રોટલીઓ વણીશતો મટી જશે. મને રજા ઘો તો કરૂં, સાંઝે જમાયું નથી માટે અત્યારે જરા જમો."

"ના પ્રીયા મને રૂચી નથી. નહીં તો મેં ક્યાં તને પજવવા-

માં બાકી રાખી છે? કઈકવાર ત્રણ વાગે રસોઇ કરાવીને ખાધું છે; કંઇક વાર આખી રાત ચંપાવ્યું અને વંચાવ્યું છે; પણ આજે તો મને પણ નિદ્રા આવે છે માટે બારીવાશ." આટલું બોલી તેણે બારીભણી જોયું ને તેમાંથી એક ચીડી પડી. બંનેએ જોયું કે બહારથી ચીઠી આવી.

"અહા! આશું?" વિદ્યા બોલી ઉઠી "કંઇ બારીમાંથી આવ્યું. જોઊં શું છે." તે ઉઠીને તેણે હાથમાં લીધું તો એક કવર બીડેલું હતું. દીવો પાસેજ હતો તેની મદદથી જોયું તો ઉપર લખેલું તેણે વાંચ્યું "સ્ત્રી વાંચે તો પતીના સમ." વાહ! બસ એટલુંજ? "લ્યો પ્રાણનાથ મારાથીતો નહીં વંચાય." વિધાએ હર્ષદના હાથમાં ચીઠી આપીને દીવો ધર્યો.

હર્ષદ બેઠો થયો. તેણે ચીઠી હાથમાં લીધી. લીફાફો જોયો ને બોલ્યો "વાહ! અક્ષર તો કાઠીયાવાડી જુની ઢપના છે." કાગળ જાળવીને ફોડયો ને તાણીનેજ વાંચ્યો.

"તારી સ્ત્રીને ન કહીશ. જગત જાણે છે તે પ્રમાણે તારો બાપ "મરી ગયો નથી. એ વાતમાં બહુ ભેદ છે તે કાલ બાર વાગે તારી "સ્ત્રીને સુવાડી દઈ તું જાગતો રહીશ તો જાણીશ. મનમાં રાખજે. "નહીં તો વિશ્વાસ જશે."

"બસ આટલુંજ! વાક્ય દ્વીઅર્થી છે જગત જાણે છે તે પ્રમાણે નહી ત્યારે બીજી રીતે મારા પીતા ગુજરી ગયા છે શું? અથવા જગત જાણે છે તે પ્રમાણે નથી. મારા પીતા ગુજરી ગયા નથી? હા એજ હજો! પણ આ શો ભેદ! જોને કોઈ બહાર છે?" હર્ષદના કહેવાથી વિદ્યાએ કમાડ ઉઘાડયાં આજુ બાજુ બધે જોયું. કોઇ ન મળે. બારણું પાછાં બંધ કર્યા ને બોલી "કોઈએ નથી." "શું હશે?" હર્ષદે ઘણીવાર વિચાર કર્યો પણ કંઈ બંધ ન બેઠું. "હશે જે હશે તે જણાશે" તેણે મન વાળ્યું–"પણ આ શું? સ્ત્રી વાંચે તો પતીના સમ." અલબત સ્ત્રીઓના પેટમાં છાની વાત નથી રહેતી પણ તેવી સ્ત્રીઓના અપવાદ રૂપ મારે સ્ત્રી છે, એ વાત લખનાર નથી જાણતો. ક્યાંથી જાણે? તેણે તો શું પણ કોઇએ આવી સ્ત્રી જોઈજ નહીં હોય. ક્યાંથી જુવે? પ્રભુએ મારે માટે એકજ કરી છે."

વિદ્યાને પાતાની અતી પ્રસંશા ન ગમી "વારૂ વારૂ ! હવે બહુ થયુ. આશું વખાણુશો તો ઉલટી વખાણી ખીચડી દાંતે વળગશે."

"કેમ એમાં મેં શું ખોટું કહ્યું ! મારે માટે તો તું એકજછે તો બીજી કોઇ છે ?"

વિદ્યા હશીપડી. આવો હાસ્ય વિનોદ કરતાં તેઓ સુતાં. કાલ-ની મધ્ય રાત ક્યારે થાએ એજ આતુરતામાં સુતાં. આખી રાત માત્ર દીવોજ જાગ્યો.

સવાર પડ્યું. હર્ષદ દીશાએ જવા ગયો હતો, ને દાક્તર સા-હેબ આવ્યા. વિદ્યાએ કુરશી નાંખી આપી. લાલાજી આવ્યા, તેમને પણ કુરશી બારણામાં બીછાવી દીધી. પોતે ઓરડાના બારણામાં જરા આઘું ઓઢી નીચી દ્રષ્ટી કરી તમામ દીલ ઢાંકી ઉમર ઉપર લુગડાં સંકેલી ને બેઠી.

"ક્યું આજ કેસી તબીયત રહી ?" ડાકટરે સવાલ કર્યો.

"સાંઝે જરા તબીયત બગડી હતી તે નવ વાગ્યા સુધી જરા તપત રહી હતી. પાછી મેં બાર વાગે, બે વાગે, ને ચાર વાગે, ખ-બર કાઢી હતી તો ઠીક હતું. અત્યારે તો ખાસી તબીયત મજેમાં છે." વિદ્યાનેં દર કલાક બે કલાકે જાગી ધણીતું શરીર તપાસ્યાં ક-રવાની છ માસથી ટેવજ પડી ગઇ હતી. ધણી જાગતો જાણે તો પોતેજ કહે "આજ તો મને પણ નીદ્રા નથી આવતી. કંઈ વાંચું?" સાહેબ લોકોનેં ત્યાંથી પુસ્તક લાવવાની કંઇ ખોટ નહોતી. વળી ભા-રતાર્થ પ્રકાશના થોકડા પણ મંગાવી રાખ્યા હતા; તેમાંથી કદી તે વાંચતી, કદી વાતો કરાવતી, કદી પગ માંથું ચાંપતી, ને કદી રાંધી-ને જમાડતી, પ્રથમ પ્રથમતો હર્ષદે આનાકાની કરી પણ પછીતો નિત્યનું થઇ રહ્યું, ને વિદ્યાને પણ સહી રહ્યું; અને એવીજ ચાક-રીએ તેણે હર્ષદને સાજો કર્યો હતો.

વિદ્યાનો જવાબ સાંભળી લાલાજી બોલ્યા "રાતકુ તુમને કી-માડ ખોલે, કુછ બાતેંભી એસીજ કરતેથે સો કો ન થા ?"

"ક્યું કોઇ હરામી હલાલી થા ?" ડાકટરે અટકળથી પ્રશ્ન કર્યો.

લાલાજીએ વળી બીજી અટકળ કરી. કોઇ બલા હોગી. મુજે એકદો મરતબે કોઈ કુછ ચીઠીયે દે ગયા. દે ક્યા જાવે બસ ચીઠી પડે ઓર માલુમ પડે કે કુછ આયા, ક્યું એસાહીં થા નહી ?"

વિદ્યાએ આ અટકળથી મનમાં વિચાર કર્યો કે "આપણુ હ-તું તો એવુંજ પરંતુ બલાતો શું હોય. ખેર-મારે તે પ્રગટ નજ કરવું જોઇએ, તેમ જવાબ પણ દેવો જોઇએ, જુઠું ન બોલવું જો-ઇએ, તેણે પોતાની વાત ઉડાવી લાલાજીને જવાબ દીધો "આપના કોઈ મીત્રે ડરાવવા મશ્કરી કરી હશે"

લાલાજીતો ઠેઠના નિકળ્યા "તુમ કસમસેં કહોગે કે કુછ ન થા?"

વિદ્યાએ ટુકું કર્યું "આપ સાચા હશો તો શું થયું તે આપે સાંભળ્યું હશે."

લાલાજી તો હઠે ચઢ્યા "નહીં, વો મુજે કહેણા ચાહીએ. ક-ભી ચોર હોવે તો મેરી મીલકત પાયમાલ હોવે, મેં સચ બુઝું તો ઉસકા બંદોબસ્ત કરૂં."

ડાક્ટરે વિદ્યાને સલાહ દીધી "કહેદયોજી જો હોવે સો કહે દો. ન જાનતે હોતો ના કહે દયો."

વિદ્યાને ચોખ્ખું બોલવું પડ્યું "મારાથી તે કહેવાય પણ નહીં ને જુઠું બોલાય પણ નહીં."

લાલાજી હવે ગુસ્સે થયા "યેહી બડી શકકી બાતહેં રાતકું તુમ ગડબડ કરતે હો. મુજસે વો છુપાતે હો તો જરૂર તુમ્હારે દીલમેં દગાહે તુમને મેરી મીલકત યા જાન લેનેકી કુછ તદબીરકી હોગી. અબ તુમ ઘરસે વાકીફ હુએ તો ક્યોં ન કરો. નહી નહી યાતો સચ કહો ઓર નહીં તો મકાન ખાલી કરો," આ સાંભળી વિદ્યા જરાએ તપી પણ નહીં તેમ ડરી પણ નહીં, તે હતી તેવી શાન્ત રહીને બોલી "ગુસ્સા કીંવા ભયથી હું ન કહેવાની વાત નહીં કહું. એટલું કહુછું કે આપનો આ તર્કતો છેક નાપાયદાર છે.', એટલામાં હર્ષદ આવ્યો વિદ્યા પાણીનો કળશો તથા માટી લઇનેજ બેઠી હતી તેણે હાથ પગ ધોવરાવવા લાગી; હર્ષદ વાતમાં શામીલ થયો.

"આપને છ માસના પ્રસંગથી શું અમે એવાં માણુસ લા-ગ્યાં કે આપ આવો તર્ક કરે છો?"

"જબ વો હમકું કાહેકું સચ નહીં કહેતી હે ઓર હમારા અપમાન કરતી હે?" લાલાજી બોલ્યા હર્ષદે ખુલાસો કર્યો " આપનું માન રાખવું આપના હાથમાં છે. એ ના પાડે છે છતાં આપ શું કામ પૂછો છો? હું પણ કહું છું કે એ નહીં કહેઃ આપ વિરૂદ્ધ

કંઈ પણ નથી." લાલાજી તો બગડી બેઠા.

"ક્યું નહીં કહે ? નહીં કહેવે તો દેખે જેસી હોગી ! હમારી વગ તાકતકી તુમકો માલુમ નહીં ? ડાકટર સાહેબ જબતક યે બાત ન કહેવે વહાંતક આપ ઈનકું દવા દયો તો હમારી કસમહે. બસ યેબીહમારી હઠહે ક્યા બાત હે? કેસી ગરબડ ?"

ડાકટરે સમજાવી કાઢી "અજી કહે દયોજી. ઇનકે વિરૂદ્ધ નહીં તો કહેનેકું કયા હરજ હે? દોનું કાહેકું સરીખે હોને હો. એ તો હીંદુસ્તાની ઓર જઇફ આદમી હઠપર ચઢ ગયે મગર તુમતો સમજતે હે." હર્ષદે ચોખો જવાબ દીધો. "એ મારી ખાનગી વાત છે. કોઇને તે પરાણે સાંભળવાનો હક નથી આપ ખુશીથી પધારો."

ડાકટરે વિદ્યાને સમજાવવા કોશીશ કરી. "બાઇયેનો બીમાર આદમી હે. બીમાર આદમી સીડી તબીયતકા હો જાતા હે. બીમાર બચ્ચા ઓર બુઢા એક તબીયતકા હોતા હે. મગર તુમ તો દાંનેહો. સારી કાંપમેં તુમ્હારી ખુશબો ફેલ રહી હે ઓર આજ એ કયા હુજત કરતેહો. કહે દયો ચાહે ઇન્હીકું અલગ લે જાકર કહો. મગરકુછ રસ્તા નિકાલો. !!"

વિદ્યાએ રસ્તો એજ કાઢયો "આપ પધારો સુખે લાલાજીને ગાંડી હઠ ચઢી છે તે ઉતરશે ત્યારે વાત !! શુ અમે તેમની ચોરી કરાવશું? એ શું વિચિત્રતા કદી નહીં ને આજ ! હોય એ તો મુરબ્બી છે. તે ગુસ્સે પણ થાય. અમારામાં કહેવત છે કે "છોરૂ કછોરૂ થાય પણ માવીતર કમાવીતર ન થાય" તેમ આખર એઓજ પોતાના બુઢાપા સામું જોઇને હઠ છોડશે" વિદ્યાએ ઠંડા પાડવા કહ્યું. લાલાજીતો તેથી ઓર તપ્યા ડાકટરનો હાથ ખેંચના ઊઠયા અને બોલ્યા. "ચલોજી યે લોક યું નહીં માનીંગે ઇનકુ પોલીસ કબુલ કરવાએગી. મુજે શકતો બહોત દીનસે થા મગર ઇતના ભારી ભેદ હોગા વો મુજે માલુમ નહીં. અચ્છા અબ મેં ઇનકુ સમઝાતા હું કે મેરા ગુસ્સા કયા કરસકતા હે" લાલાજી ડાકટરને ઢસડી ગયા. વિદ્યા હર્ષદ જરા વિચારમાં પડયાં પણ તેમાં કદી નહીં ધારેલ વાત બની.

ટપાલવાળો જેણે વિદ્યા હર્ષદનું મોં વતીક નહોતું જોયું.—ક્યાંથી જુવે ? તેઓ તો સરસ્વતીને ખુસ્હાલગાયના નામથી ઓળખાતાં હતાં. કાંપમાં આખા પહાડ ઉપર જો કોઇ તેમની ખરી હકીકતથી

વાકીફ હતું તો તે માત્ર લાલાજી તે તેમના ઉપર બહુ પ્રીતી રાખ-
તા. ને તેમણે અતી આગ્રહથી તેમનું તમામ વૃત્તાન્ત જાણ્યું હતું,
શીવાય કોઇ ઓળખતું નહોતું. છતાં તેમના ઉપર કાગળ આવ્યો.
કોના ઉપર? "સરસ્વતી બેનને લાલાજી લખનવીના બંગલામાં પહોં-
ચે!" હા એવા શીરનામાથી આવ્યો તેમણે તો જગુદન છોડયા પછી
કોઇને પત્ર લખ્યોજ નહોતો. પોતાનું દુઃખ બીજાને જાહેર કરી ના-
હક તેને શું કામ દુઃખમાં નાંખવું. છતાં આ પત્ર આવ્યો ભલે
આવ્યો. વિદ્યાએ ઉઠીને તે ટપાલવાળા પાસેથી લીધો. અહાહા !! કો-
ના અક્ષર! તે આંખમાં આંસુ આણીને બોલી ઉઠી.

"માહારી વ્હાલી બેન વિમળા! હા તેણેજ આપણને શોધી ક-
હાડયાં. ભલે શોધ્યાં સારે વખતે શોધ્યાં હવે જરૂર તે આંહી આ-
વશે." વિદ્યાની આંખમાં આંસુ ભરાએલાં ને તેણે કાગળ ઉઘાડ્યો.
વળી છાતી સરસો સોંપ્યો ને બોલી. "ઓ મ્હારી વ્હાલી બેન!
દુનીયાંમાં સગાંમાં સ્નેહીમાં જે ગણું તે તુંજ છે! બોલ બેન તેં શું
જાણ્યું શાથી જાણ્યું." આમ બબડી તેણે કાગળ ઉખેડ્યો વાંચવા લાગી.

"વ્હાલી બેન—આબુ ઉપર સરસ્વતિ—અને મુંબાઈની વિદ્યા."

વાહ! સાબાશ છો મને સુખની ભાગીયણ થવા દીધીને દુઃખ-
ની નહીં? તે ન થવા દીધી, તારા કામમાં ન આવી, ને તોપણ
આજ પર્યંત દુખી તો રહીજ! રહુંજ ના? મેં તને કેવી સ્થિતીમાં
જતી જોઇ હતી. અરેરે! મારે હાથે ઉતાવળ કરીને પરદેશ ગામડા
ગામમાં—એકલી દુખના કુવામાં મેંજ ધકેલી દીધી, ને પછી પણ
હું તારી પાસે ન આવી શકી. તારાથી અલગજ રહી. મેં વાંસેથી
જગુદન માણુસ મોકલ્યું તો જણાયું કે તેઓ તો હીંદુસ્તાન ભણી
ગયાં. જે એણીગમથી આવ્યું તેને પૂછ્યું પણ કોઇએ પત્તો ન
દીધો. બે વખત ન્યુસમાં પૂછાવ્યું પણ તું ક્યાંહી જણાઇ નહીં.
એથી મને કેવું થયું હશે?"

"મેં તને તારા ઉપર છવાએલાં વિપત્તીનાં વાદળોમાંથી શોધી
"કહાડવા ઘણાં ફાંફાં માર્યાં પણ ઘોર અંધારી ચોમાસાની રાતમાં
"તું જડી નહીં. અને હું તે વાદળથી પલળતી, આંસુથી ભીજતી
"જ રહીં. પણ આખર એવા અંધકારને ભેદીને પણ તું વિજળી
"ઝબકી, દુર—આબુના પ્હાડ ઉપર ઊંચે ઝબકી, પણ તેનો પ્રકાશ

"દેશ દેશ પ્રસર્યો. બીજાંતો ન ઓળખે, પણ મેં તો બરાબર તને
"તો શું પણ તારા પ્રકાશથી–તારા પ્રભાવથી–આપત્તિ વાદળ ઓ-
"છાં થવાથી તારા પ્રીયતમ ચંદ્ર ને પણ જોયો. ધન્ય પ્રભૂ! આ-
"ખર મને પ્રભુએજ જણાવ્યું. અને તે ઘણું સારૂં તથા ઘણે સારે
"વખતે! ખરે વખતે હું તારી સાથે ન આવી. પીતળ નીકળી—
"એટલે જાણે પ્રભુએજ કોપ કર્યો. કે તને હવે એના દુઃખમાં ભાગ
"નહીં લેવાદઊં. તેથી મને આજ સુધી ખબર ન પડી. તેં પણ
"ખબર ન પાડી. ખેર! હવે પાછી સુખમાં ભાગ લેવા હું સ્વાર્થી
"તૈયાર થઇશું. મારા સ્વામીને અંબાજીની બાળકપણથી બાધા છે
"તે નીમીત્તે અમે કાલનીજ ગાડીમાં પ્રભુ ઇચ્છાથી નિકળીશું. ને
"પહેલી યાત્રા તારી સરસ્વતી દેવીનીજ કરશું."

વિદ્યા જાણે અમૃત પીતી હતી. તે પીતાં તેણે વિસામો ખા-
ધો. હવે કાંક ધરાઈ "હા મારો તર્ક ખરો પડ્યો. તે જરૂર આવ-
શે." "પણ તેમણે શાથી જાણ્યું"? હર્ષદે પ્રશ્ન કર્યો. કોણ જાણે હા-
લ પર્યંત તો બધું અલંકાર યુક્ત છે નિચે કદાચ જણાશે." વિદ્યા
આગળ વાંચવા માંડી. એજ વાત હતી.

"તને સ્વાભાવિક પ્રશ્ન થશે કે એ શી રીતે જાણ્યું? તારા
"તેજે, પ્રકાશે, મને તે જણાવ્યું. આજ આ વખત એ વધામણી-
"નું મુંબાઇ ગેઝેટ આવ્યું. તેમાં આબુ ઉપરનો એક કાગળ છે. તે
"ભલા ખબર પત્રીએ મારે માટેજ લખ્યો છે. તેણે મારી દયા ખા-
"ઇને તું પહાડપર ગઇ લાલાજીના બંગલા નિચે રહી સાહેબ લો-
"કોની છોકરીઓને શીખવવા માંડી. પહેલો ખાંનગી ઓપેરા ભજ-
"વ્યો. પછી મોટા એજંટ સાહેબને બંગલે ભજવ્યો તે સંપૂર્ણ કૃતે-
"હમંદ નિવડ્યો. એ બધું મેં જાણ્યું. તે ભલા લખનારે મારે જો-
"તું હતું એટલું બધું લખ્યું છે. ને તેમાં તને હું યથાર્થ ઓળ-
"ખીશકું એટલી તારા રૂપ, ગુણ, વિદ્યા, રીત ભાતની નીશાનીઓ
"આપી છે તેથી પણ વધારે ખાત્રી તારા પ્રીયતમની તેમાં સંપૂર્ણ
"ઓળખ આપી છે તેથી મને થઇ! ચોર પકડાયાં છે!! આજની
"ટપાલમાં ત્યાં તે ગેઝીટ પણ આવશે તે તું મંગાવીને વાંચી જો-
"ઇશ એટલે સમજીશ કે મેં કેટલું જાણ્યું છે!!"

"ધન્ય બેન! તારાં વખાણ કાગળે થવાનાં નથી; ન્યુસે થવા-

'નાં નથી તેનું તું તો એક પુસ્તકજ લખાવું જોઇએ. હું તેની નોટ "તૈયાર કરીશ ને કોઈ ગૃહસ્થને હાથે તે પરથી બધી બીના શબ્દે "શબ્દ લખાવીશ."

પ્રીય વાંચનાર! આ તેની નોટ ઉપરથીજ પુસ્તક લખાયું છે એમ માનવાને શી હરકત છે? "વ્વાલાભાઇ ખુસ્હાલરાય. (હા! પ્રભુ તેમના સદાએ ખુશ હાલ રાખો મારી વાહાલી બેનના હર્ષદ ચીરંજીવ રહો.) તેમને મારા પ્રણામ કહેજે."

"હવે રૂબરૂજ આવુંછું. એજ તૈયારીમાંછું એટલે વધુ લખવા ફુરસદ નથી." મળવાને આતુર વિમળા.

વિધા હર્ષદને આથી કેટલો આનંદ થયો હશે તેની તુલના વાંચનારાઓએજ કરવી પડશે. તેમણે મુંબઇ ગેઝીટ મંગાવ્યું. વાંચ્યું અને એજ વિષયમાં સાંઝપડી. લાલાજીએ તેમનાથી રાતની વાત જાણવા ઘણી માથા ફોડ કરી. અનેક યુક્તિઓ કરી અને તેથી વિધા હર્ષદ પણ સમજ્યાં કે જરૂર આ હઠના ભેદને રાતના ભેદ સાથે સંબંધ છે- નવ વાગે વિધા સુઇ રહી. દસ અગીયારને બાર વાગ્યા. હર્ષદ કુરશીપર બેઠોજ હતો. વિધા ગાદીઉપર નિશ્ચંત સુતી હતી. દીવો ઝગઝગાટ બળતો હતો અને હર્ષદ બબડયો "હવે શું ઠરે છે તે જોવાનું છે, વહેમ છે કે ખરૂ છે, લાલાજીએ શાથી આગ્રહ કર્યો એ ભેદ પણ તે સાથેજ ફુટવો જોઈએ કારણ રાતે કંઇ એટલી બધી ખડખડ નહોતી થઇ કે તેઓ છેક ઉપરથી જાણે" જવાબમાં બહારથી આવાજ આવ્યો.

"તારી સ્ત્રીને જગાડ. તે યોગ્ય સ્ત્રી છે. તેનાથી છુપું રાખવા કારણ નથી."

હર્ષદે વિધાને જગાડી અને કહ્યું "તને પણ સાંભળવાની રજા આપી છે માટે સાવધ થા."

બહારથી આવાજ ફરી આવ્યો. હા દીકરી તારા સદગુણથી હું અતિ પ્રસન્ન છું. તું ગમે તેવી ગુપ્ત વાત પણ જીરવી શકીશ માટે તમે બંને સાંભળો હર્ષદનો બાપ હજી હયાત છે. તે આબુ ઉપરજ છે. પણ તેને જન્મપર્યંત છતો ન કરવો એમ કબુલ કરો તો તે તમને મળે તમે વિશ્વાસને પાત્ર છો તો પણ પ્રતીજ્ઞા કરો કારણ જો આ વાત બીજા કોઇએ જાણીતો તે ડોસાનું મોત થશે, તે ભુંડે હાલે

ફાંસીએ જશે, માટે સત્વર સ્થીર વિચાર કરીને બોલો કોઈ જતું આવતું સાંભળશે."

હર્ષદનો આનંદમાં આવી ગયો "ધન્ય પ્રભુ! મને અતુલ લાભ કર્યો, મારૂં માંદા પડવું, આબુ ઉપર આવવું સફળ થયું. હું ભલે માંદો પડયો ને અહી આવ્યો. હું ઇશ્વર પ્રતીજ્ઞાથી બધાઉ છું કે હું એ વાત જન્મ પર્યંત છુપી રાખીશ."

"હાજી હું પણ પ્રભુ પ્રતિજ્ઞા પુર્વક એ વાત જન્મ પર્યંત છુપી રાખવા બંધાઉ છું. એવાં મુર્ખ કતઘ્ની અમને પ્રભુ ન કરે કે અમે અમારા શીર છત્રને પીડા કારી થઈએ! માટે આપ સત્વર કહો કે તેઓ કયાં બીરાજે છે." વિદ્યાએ પશ્ન કર્યો. જવાબ મળ્યો.

"તેને મળવું ઘણું કઠણ છે. તેને મળવાને આ વખત વાઘ વરૂનો ડરવેડી અંધારી ગુફામાં આવવું પડશે. તે બીમારી માંદો ચીરડાઉ સ્વભાવનો છે. તેને આખી ઉમર ગુપ્ત રાખી પાળવો પડશે. અને જરા પ્રસિદ્ધ થયું તો તમે બંને તેની સાથે માર્યા જશો માટે આટલેથી સંતોષ રાખો. પેટ મસગીને પીડ કરવા જેવું દુ:ખ શું, કામ ઉત્પન કરશો? કદાચ રસ્તામાંજ વાઘ વરૂ મળ્યાં તો પુરા કરશે."

હર્ષદ આતુર થઇને બોલ્યો "પ્રભુ અમારૂં રક્ષણ કરશે. પ્રાણના જોખમે પણ હું તીર્થ કરવાને તૈયાર છું હું તેની યથા શક્તિ સેવા કરીશ. વધારે કહી બતાવવાની અગત્ય નથી માટે અમને લઇ ચાલો. તેમને એક પુત્ર તથા તેની આવી યોગ્ય પત્ની છતાં તેઓ જંગલમાં રહે એથી ઇશ્વર દુભાય માટે સત્વર કરો."

વિદ્યાએ પુષ્ટી આપી "મારા પ્રાણનાથનું કહેવું યથાર્થ છે. માટે આપ શીઘતા કરો અમે બંને તૈયાર છીએ. અગર પોતાથી વધારે નહી ચલાય તો હું પીઠપર તેડી લઈશ."

હર્ષદ ઉભો થઇ બોલી ઉઠયો "નહી નહીં એ તિર્થ કરવાની શક્તિ પ્રભુ મને જરૂર અપશે તિર્થ તો પગે ચાલીનેજ કરવું." વિદ્યા પણ ઉઠી.

સાંકળ ઉઘાડી બહાર નિકળવાનું કરતાં એક માણસ બહારથી અંદર આવ્યો કોણ? બંને તેને જોઇ ચમકયાં અને બોલી ઉઠયાં "અહોલાલાજી આપ!" હર્ષદને છાતી સરસો એક હાથથી ચાંપી તથા બીજો હાથ વિદ્યાના માથાપર મુકી તે બોલ્યા.

"હામાહારા વહાલા કુળમણી હુજ તારો બાપ!" ત્રણે ગદ્દ ગદ્દ કંઠ થઇ ગયાં ઘરમાં આવ્યાં વિદ્યાએ બાર અટકાવ્યાં લાલાજી કુરશીપર બેઠાને સ્ત્રી પુરૂષ તેમના ચરણ પાસે ચરણ વાંદી બેઠાં. થોડીવાર કોઈથી કાંઇ ન બોલાયું ટગરમગર એક બીજા સામું જોઇ રહ્યાં હર્ષનાં આસુ વહ્યાં; આખર ગદ ગદ કંઠે લાલાજી બોલ્યા "હું પ્રભુ પ્રતાપે કુશળછું નાતમાંછું ને ધનવાનછું મને તમારી સંપૂર્ણ પરીક્ષા તો થઈ ચુકી હતી; આજના તોફાને તેની પૂર્ણતા હતી કરી એ કરવાની કંઇ જરૂર નહોતી તો પણ મેં કર્યું તે થઇ ચુક્યું. તેમાં પણ તમે સાંગો પાંગપાર ઉતર્યા તેથી હું અતી પ્રસન્ન થયો પ્રત્યક્ષ થયો તમે સર્વ રીતે ભરોસાને પાત્ર છો. હુંજ તમારો શીરછત્રછું જો "આ મનમોહનરાયના કાગળો" તેણે એક બંડળ હર્ષદના હાથમાં આપ્યું હર્ષદે આનદમાં તે તુરત ઉઘેડયુંજ નહીં તેના મનમાં હજારો આનંદની ધારાઓ છુટતી હતી. લાલાજીએ ભાષણ આગળ ચલાવ્યું તુંતો છ મહિનાનો હતો ને મારે દેશ છોડવો પડયો હતો. નાના સાહેબનો હું વિશ્વાસુ હતો, બળવામાં હું શામીલ હતો મને તેમાં ઘણા પૈસા મળ્યા તે બધા પ્રભુએ મારી પાસે રાખ્યાને મારા વેશ બદલા–દેશબદલા–ભાષા અને રીતભાતના બદલાએ મને બચાવ્યો છે. મારાથી છતું થવાય નહી ને છતા નામે દેશમાં અવાય નહીં પણ કાલે સવારેજ હું મારૂં વીલ કરીશ ને મારી તમામ મીલકત તારે હવાલે કરીશ. તમે સામટા દીવસથી મારા તમારા પોતાનાજ બાપીકા–ઘરમાં વસોછો. મારી પ્રીતી તમારા ઉપર પ્રસિદ્ધ મૂળથીજ છે એટલે આ વાત થવાથી કોઈને નવાઇ લાગવાની નથી. હું મારા બે ચાર મીત્રને તો તમને વારસ કરવાનું કહી પણ ચુકયો છું. મેં વાયકા કાઢી પણ છે એટલે કશી અડચણ નહી આવવાની. વાહાલી પુત્રી સરસ્વતી તું સતી શીરોમણી છે. તારાજ પુન્ય પ્રભાવે મને તથા હર્ષદને સુખ મળ્યું !!"

પરોઢ સુધી ખુલાસેથી એક બીજાની વાતો ચાલી તેમને કેટલો આનંદ! કેટલો સંતોષ થયો હશે તેની કલ્પના વાચનારાઓએ કરવી.

સવાર થયું લાલાજીએ વીલ કરાવ્યું ડાકતરની તથા બીજા ગ્રહસ્થોની તેમાં સહીયો કરાવી. લાલાજીની ગોઠવણ સહુએ વખાણી

ઘડપણમાં યોગ્ય ચાકરી કરનાર શોધી કહાડયાં." "એ જોડાના સદગુણનો પ્રભુએ તેમને યોગ્ય બદલો આપ્યો" આવી પંચ વાણી થઇ. બપોરે લાલાજી વિદ્યાનાજ હાથની રસોઇ જમ્યા! અહા તેમાં કેવો સ્વાદ! અમૃત ભોજન તે એજ. ખટ રસ તેમાંજ હતા!! એક તો સાહીત્યની અનુકુળતા,! બીજી વિદ્યાની સુઘડતા અને આવડ, અને ત્રીજું પોતાના પુત્રની વહુ—જે તેણે સ્વપ્નામાં પણ મળવી નહોતી ધારી તે દીકરા સાથે મળી!! વહુ રાંધે છે અને પીરસે છે તથા દીકરો અને પોતે સાથે પાટલાઓ ઉપર બેશી આનંદની વાતો કરતા જમે છે!! આ દેખાવ તેને સ્વપ્ન જેવો નવા અવતાર જેવો, મુવા પુંઠે સ્વર્ગમાં બેઠા જેવો લાગ્યો!!! વારંવાર ડોસાની આંખમાં વહુ દીકરાને જોઈ હર્ષનાં આંસુ ઉભરાઈ આવતાં હતા.

આનંદથી તેઓ જમી ઉઠયાં આજે તો હર્ષદની તબીયત પણ મનમાંની હતી. બહારના ખંડમાં ખુરશીઓ ઢાળી બંને બાપ દીકરો બેઠા વચ્ચે. ટીપાઇ ઉપર પાન સોપારીની રીકાબી લાલાજીના ચાકરે લાવીને મૂકી. ઠાકુર બીડી જોઇ લાલાજી અતિ પ્રસંન થયા ને બીડી ખાઇને તેની બનાવટથી અધિક પ્રસંન થયો. અમિર ઘરમાં ઊછરેલ વિદ્યાની ચતુરાઈ તેઓ હવે ડગલે ડગલે ક્ષણે ક્ષણે અનુભવતા હતા. હાલ પર્યંત તો તેમને જોવાનો લાભ મળ્યો હતો પણ હવે તો તે અનુભવવા પોતાના પુત્રની સ્ત્રી એમ સ્વીકાર કરી અનુભવવા લાગ્યા! એ સ્વાદ કંઈ ઓરજ હતો!! આનંદથી તેઓ અહીં બેઠા હતા. લાલાજીનો ચાકર પછવાડે ઉભો બંનેને પંખો નાખતો હતો ને એક કાફલો આવતો જણાયો.

યાત્રાળુઓના કાફલા આબુ ઉપર નિત્યે આવતા; ને તેમનો રસ્તો લાલાજીના બંગલા આગળ થઈને હતો. પાંચ સાત ઘોડા ગયા તે તો ભલે ગયા, પણ તે પછીથી એક માણસ આગળ ચાલ્યો આવતો ને તેની પછવાડે ઘોડાપર બેસીને એક ડોશી ચાલી આવતી હતી, તેમની સાથે ત્રણ મજુર સામાન ઉપાડી આવતાં હતાં, તે હર્ષદે દુરથી જોયાં ને બોલ્યો "અરે આ શું?" તે આટલું બોલ્યોજ એટલામાં જે માણસ આગળ ચાલ્યો આવતો હતો તેનામાં એકદમ અદભુત જોશ આવ્યો; તેના હાથમાં જે લાકડી તે ઢસડતો આવતો હતો તે અધર ઉપાડીનેજ તે ધાયો. તેણે હર્ષદ સામી દો-

ટજ મૂકી. હર્ષદ ઉભો થઇ ગયો તેની આંખમાં આંસુ આવ્યાં ને તે થર થરવા લાગ્યો. લાલાજીએ જોયું કે આ કોઇ હર્ષદનો શત્રુ છે, ને તે હર્ષદપર હુમલો કરે છે, તેથી ડોસો ઉભો થઇ ગયો અને બુઢો બહાદુર આડો ઉભો રહી "ખબરદાર નામાકુલ" એટલું કહી હાથમાં કુરશી ઉપાડી તૈયાર થયો કે દોડતો આવતો માણસ એટલા પાસે આવી લાંબો થઇ પડયો. હર્ષદે લાલાજીને રોકી તેને ઉપાડી લીધો. છાતી સરસો ચાંપ્યો. "ઓ મ્હારાભાઇ મ્હારાબાપ! મારાશેઠ" કહેતાં નટવર રડી પડયો, ગદગદકંઠ થઇ ગયો; ને ઓ વ્હાલા "નટુ નટુ" કહેતાં શેઠની આંખમાં આંસુ આવ્યાં. નટુનામ લાલાજીએ સાંભળ્યું હતું. તેમણે હર્ષદની તમામ જીંદગીનો આ હેવાલ પરોક્ષ થઇને સાંભળ્યો હતો તેથી તેઓ પાછા બેઠા. જરા ભોંઠા પડયાને બોલ્યા "અજીભઇયા મુજે માફ કરના મેંને બુઝા કોઇ દુસ્મન ધસકર આતા હે." આ બે જણા ભેટેજ છે, લાલાજી માફી માગે છેજ એટલે તો ડોશીનું ટટુ પણ પાસે આવ્યું "ઓ મ્હારા દીકરા! વીરા હર્ષદ!" એમ બોલતાં ભોળી ચંપકે તો ટટુપરથી પડતુંજ મુકયું. લાલાજીએ તેને ઓળખીને રખે તે પોતાને ઓળખશે એમ ડરી પોતે મેઢીપર ચાલ્યા ગયા. આખર ચોરતે ચોરજ!

નટવરને પડતો મૂકીને હર્ષદ ડોશી ભણી દોડયો. મામીના પગમાં પડયો. મામી રોયાં, હર્ષદ ફરી રોયો, વિદ્યા આ ઘોંઘાટ સાંભળી અજીઠા હાથ અબોટીયું પહેરેલું ને જે ડોળથી ડોશીની નજરથી દુઃખનાં આંસુથી રોતી રોતી દુર થઇ હતી તેજ ડોળમાં હર્ષના આંસુએ પાછી સામી દોડી આવી. તેને જોઇ ડોશીને તેજ વખત યાદ આવ્યો. તેનું હૈયું ખુબ ભરાઇ ગયું. વિદ્યાએ ડોશીના પગ ચાંપ્યા; ડોશી તેને વળગી પડી ને વહેતાંજ મુક્યાં. તેને છાતી સરસીચાંપીને રાગડા શરૂ કર્યા! "ઓ મારી સારી દીકરી! મેં તને બહુ દુઃખ દીધાં ને તેનો બદલો હું પેટ ભરીને પામી! હું તારી ચોર, તારી અપરાધી છુંરે મારી માડી!! મને માફ કરજે મારી મા! હું આખર તારે શરણે આવી છું!!" વિદ્યાની આંખમાં આંસુ આવી ગયાં. લોકો એકઠાં થઇ ગયાં તેથી સૌ ઘરમાં આવ્યાં ને પડસાલમાં ભોંયપર બેઠાં. ડોશી તો રૂવે રૂવે તે છાનાંજ ન રહે. માંડ સમજાવ્યાં. છાંનાં રહ્યાં. તે વળી

હર્ષદના શરીરપર હાથ ફેરવે, વહુને વ્હાલી કરે, પોતાના અપરાધ સંભારે, ને રોઇ પડે!! ઓ મા! મારા દુઃખથી તું દુ- બળો થઇ ગયો! મેં તને પાળી પોશીને મોટો કર્યો તે આવું દુઃખ દેવાનેરે દીકરા!! વળી વિદ્યાપર હાથ ફેરવે ને બોલે "ઓ મા! આવું અમૂલ્ય રત્ન તારી પાસેથી પડાવી હુ પેલી રાંડ પથરો તારે ગળે બાંધતી હતી તે કેમ સંઘરે!!"

ઘડી સુધી ડોશીનું રોવું કળકળતું ચાલ્યું. સહુએ તેમને ઠંડા પાડ્યા. દાતણ પાણી વિદ્યાએ મોં આગળ મૂક્યાં એટલે ડોશી ઉઠયાં પોતાનાં સામાનમાંથી ઘરેણાં નગદીનું પોટલું ઉપાડ્યું. ને વિદ્યા હ- ર્ષદ પાસે મૂકી કળશામાંથી હાથમાં પાણી લઇ બોલ્યાં "સૂર્ય દેવ આ નટવર બ્રાહ્મણને ત્રીજો આ ચૂલાનો અગ્ની ત્રણે દેવની સાખે હું જળ મુકું છું કે આ ધન મારે શીનાનીરમાલ છે. ને તે મારાં છોકરાંને અર્પણ છે" નટવર પણ ઉઠયોને એક બીજું પોટલું લાવી વિદ્યાના ચરણમાં મૂકી બોલ્યો "લે મારી પવિત્ર સતી ચંદા! રા- હુને તો બીજો અસુર હરી ગયો. ને તારૂં ગ્રહણ સદૈવ છુટયું." તું પરમ પવિત્ર છે."

"આ શું? માહાલુબેન ક્યાં છે?" વિદ્યાએ હવે ચોખ્ખું પુછ્યું કારણ તે વાઘણના પાસેથી આ શિકાર શી રીતે નટવર તેના જી- વતાં પાછો લાવે એ તેને વિચાર થયો.

ભલી ડોશી રોતી ગઇ પસ્તાવો કરતી ગઈ! ને પોતાના ત- થા મહાલીનાં કૃત્યો ઊઘાડાં કરતી ગઇ. વિદ્યાની તેમાં વગર પૂછે ચોખી સફાઇ થઇ. ડોશીએ એજ કહી બતાવ્યું કે બધું ઘરેણું માહાલી પાસેજ હતું. વળી વ્રજવલ્લભ તેમને મથુરામાં વાયદા પ્રમાણે મળ્યો હતો ત્યાં તે અયોધ્યાની વાતથી છેક અજ્ઞાન રહ્યો પણ મુંબઇની વીતી બધી ડોશીને કહી હતી. તે પણ ડોશીએ અહીં કહી. વિદ્યાએ પણ આજ સુધી સંઘરી રાખેલા રૂકા હર્ષદને ભેટ કર્યો!! વિદ્યાની સૌળે આના સફાઇ થઈ. સતીનું કુડું કલંક ગયું. તેને લાલાજીનું પાંચ સાત લાખનું ધન ડોશીનું બે ત્રણ લાખનું ધન અને પો- તાનું પાંત્રીસ હજારનું પીયરનું તથા પંદર હજારનું સાસરાનું પ- હલું મળ્યું. આવે ત્યારે સબકુછ આવે. ડોશી પણ નીર્મળ થઇને આવ્યાં. નટવર પણ સાજો થઇને આવ્યો. ધણી પણ નિરોગી થ-

યો ને આનંદ આનંદ વરતી રહ્યો. સહુ થોડીવાર વાતચીતો કરી ડોશીનું સમાધાન કરી ઉઠયાં. જમ્યાં જંપ્યાં ને સુઇ રહ્યાં. બીજે દિવસ સવારમાં વ્હાલી વિમળા પણ આવી પહોંચી તેને આ સમાચાર જાણવાથી કેટલો આનંદ થયો હશે એ વિચાર વાંચનારાએ કરવો.

વૃજવલ્લભ પણ પોતાનું ધન લઇ મુંબઇ ગયો તેજ વિદસે કરજ કાપ્યું. ને બીજે દીવસ કાઠીયાવાડથી કંટાળી પેટલાદના નાગર બ્રાહ્મણની છોકરી પોતાના પડોસમાંજ ઉછરેલી હજી શાળામાં ભણતી બાર વર્ષની કન્યા સાથે સગાઇ કરી!!

પ્રીય વાંચનાર! વૃજવલ્લભને મુંબઇમાંજ રહેવા દો, તે હવે દુખી થવાનો નથી. વિદ્યા તથા હર્ષદ, વિમળા અને તેનો પતી, ડોશી તથા નટવર, એમને આબુ ઉપરજ રહેવા દો અને પુસ્તક બંધ કરી મારી સાથે પ્રાર્થના કરવામાં શામીલ થાઓ કે તે સહુ ઉમર પર્યંત સુખી રહો! અને દેશમાં વિદ્યા અને વિમળા જેવી સ્ત્રીઓ પેદા થાઓ !!

અસ્તુ. **બોલો શ્રી સીતા રામચંદ્ર દેવકી જય !!!**

